શ્રી પરમાત્માને નમ

પૂર્વ મહર્ષિ—વિરચિત

નિગોદાદિ-સંસાર-દુઃખ વર્ણન-ગર્ભિત

# શ્રી

# સિમંધર જિન વિનતિ

( વિવેચન સહિત )

લેખક

પં. પૂ પન્યાસશ્રી માનતુંગવિજયજી મહારાજ સાહેબ

પ્રકાશક

નવિનભાઇ રતિલાલ શાહ

C/o શાહ જીવણલાલ અબજીભાઇ જૈન જ્ઞાનમંદિર

વઢવાણ શહેર

પ્રાપ્તિસ્થાન :
**નવિનભાઈ રતીલાલ શાહ**
(સહસંપાદક "કલ્યાણ")
C/o પૂર્ણિમા સ્ટોર્સ
૨૯, ન્યુ માર્કીટ,
સુરેન્દ્રનગર.



**વ્રજલાલ અમૃતલાલ શાહ**
નીસાપોળ-ઝવેરીવાડ,
અમદાવાદ.

કીંમત ૩-૦૦

પ્રત ૨૦૦૦
સં. ૨૦૨૪

મુદ્રક :
**શેઠ નાનાલાલ લલ્લુભાઇ**
શ્રી લક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસ,
સુરેન્દ્રનગર.

# અ નુ ક્ર મ ણિ કા.



પૂ. સિદ્ધાન્તમહોદધિ, ગચ્છાધિપતિ, આચાર્યદેવ શ્રીમદ્



વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ

પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાન - વાચસ્પતિ
આચાર્યદેવ શ્રીમદ્



વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

## પૂ. પાદ પરમનિસ્પૃહિ શાંતમૂર્તિ
## સાશન દિપક
# વિદ્વદ્વર્ય પંન્યાસજી શ્રી માનતુંગવિજયજી ગણિવરશ્રી ની જીવન સૌરભ



પ્રસ્તુત "શ્રી સિમધરજિન વિનતિ"ના લેખક પૂ પન્યાસ **શ્રી માનતુંગવિજયજી** ગણિવરશ્રી પૂ પાદ સિદ્ધાતમહોદધિ સંઘસ્થવિર આચાર્ય ભગવંત શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજશ્રીના પટ્ટપ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય **રામચદ્રસૂરીશ્વરજી** મહારાજશ્રીના વિદ્વાન શાંતમૂર્તિ સૌમ્ય બહુશ્રત આગમ દિપક શિષ્યરત્ન છે

તેઓશ્રી સસારિ અવસ્થામા ધન્ય ધરણી સૌરાષ્ટ્ર ભૂમિમા ઝાલાવાડ પ્રદેશના (વર્ધમાનપુરી) વઢવાણ શહેરના વતની હતા પિતાશ્રી ઝુઆભાઇ–માતા દિવાળીબેન–પાચ ભાઈઓનુ ભગવતના શાસન પ્રત્યે અવિહડરાગ ધરાવતુ તપાગચ્છીય વિશાશ્રીમાળી કુટુબ હતુ.

ત્રીજા નબરના મફતલાલભાઇ નાનપણથી પ્રભુ ભકિતના રગે–રગાયેલા હતા ધાર્મિક ઉચ્ચ અભ્યાસ સાથે સગીતમય પ્રભુભકિત તેમના આગવા આકર્ષણ હતા

યોગ્ય ઉમરે પીપળીગામના અજવાળી બહેન સાથે પાણી ગ્રહણ કર્યું

એકજ હૃદયસ્પર્શી વ્યાખ્યાનથી અનેક જીવોની સંસારની જંજાળ તોડનાર પૂ, આચાર્ય ભગવન્ત રામચંદ્રસૂરીશ્વરજીનો યોગ પ્રાપ્ત થયો. ઘણા સમયની સંયમી જીવનની ભાવનાએ જોર કર્યું.

શીલ અને સત્યથી શોભતાં સુકોમળ ધર્મપત્ની અજવાળીબેન અને કીલ્લોલ કરતી ચંદન નામની નાની બાળકીનો ત્યાગ કરીને સં. ૧૯૯૨ માં મુંબઈ મુકામે અષાડ સુદ ૧૦ ના રોજ પૂ. આચાર્ય ભગવન્તશ્રી રામચંદ્રસૂરીશ્વરજી પાસે પ્રવ્રજયા અંગીકાર કરી ગામમાં-કુટુંબમાં વાયુવેગે વાત પ્રસરી મોહવશતાએ સૌને આકુળવ્યાકુળ કર્યા-પણ ધર્મ સંસ્કારોએ રંગાએલા કુટુંબે ધૈર્ય ધર્યું.

પૂ. માનતુંગવિજયજી મહારાજના નામે દીક્ષીત જીવનની શરૂઆત કરી. પૂ. આચાર્ય ભગવંત રામચંદ્રસૂરીશ્વરજી જેવા જેના માથે ગુરૂ હોય તેવા યોગ્ય આત્માને આગળ વધતા શી વાર! જ્ઞાન પ્રત્યેની અભિરૂચી તો નાનપણથી જ હતી-સુનિજીવનને શોભે તેવો ઉચ્ચ અભ્યાસ ખુબજ ખંતથી કર્યો-સાથે સાથે વ્યાકરણ-ન્યાય-જ્યોતિષ જેવા ગહન વિષયોનો અભ્યાસ કર્યો. મુનિજીવનની સાથે સાથે શ્રુતજ્ઞાનના પ્રચારની ઉત્કૃષ્ટ તાલાવેલી લાગી. શાસ્ત્રોના વાંચન કરવા-વાંચના આપવી તે તેમનો અતિપ્રિય વિષય થયો.

તેઓશ્રીએ શ્રુતજ્ઞાનને વર્ષો સુધી ટકાવી રાખવા માટે હસ્ત લિખિત પ્રતો લખાવવાનું વિકટ કાર્ય

ખૂબજ ખ તથી જાતિ દેખરેખથી કગવ્યુ અને પોતાની જીવન શ્રુતજ્ઞાનની ભકિતમા સમર્પિત કર્યું

તેઓશ્રીની પ્રભુભક્તિની લીનતા–તો જેણે તેઓશ્રીની પુજા ભણાવવાની કે એકાતચિત્તે પ્રભુ ભકિતના પ્રાચિન સ્તવનો સજ્ઝાયો સાભળવાની મજા માણી હોય તેજ જાણે–સાભળનારને જીવનભર યાદ રહી જાય–તેવો મધુર કઠ, સાથે રાગ રાગણીઓનુ ઉડુ જ્ઞાન, જાણે કે દુધ અને સાકરનો સુમેળ તેઓશ્રી પામે મારો એવો શિષ્ય સમુદાય છે પોતાના સ સારી અવસ્થાના પત્ની તથા પુત્રીને તથા ભાભી સ યમ માર્ગે વાળી ત્યાગની વેલ પાગરતી રાખી અન્ય કેટલાય જીવોને પણ સ યમ માર્ગમા જોડયા સાથે સાથે પોતાની માતૃભૂમિનુ રૂણુ ચુકવવાનુ પણ તેઓશ્રી ભુલ્યા નથી વઢવાણમાથી પણ તેઓશ્રીએ ઘણી મુમુક્ષુ બાલકુમારીકાઓને ભગવત મહાવીરના ત્યાગના માર્ગે વાળીને પ્રવ્રજ્યા અંગીકાર કગવી છે

તેઓશ્રીના પ્રભાવનાના કાર્યમા સ ૧૯૯૭ ની સાલના પાટણના ચાતુર્માસમા તેઓશ્રીની વૈરાગ્ય નીતરતી વાણીથી શ્રી મફતલાલ લહેરચદભાઈ આખા કુટુ બ સાથે વૈરાગી બન્યા આ ચારે મુમુક્ષોની દીક્ષા પાલીતાણા મુકામે ૧૯૯૯ ના ફાગણ શુદી ૩ ના રોજ થઇ સ. ૨૦૦૬ની સાલનું ચાતુર્માસ મુબઈ (ભાયખલા)મા થયુ શ્રોતાજનોનો ઘણો મોટો સમુદાય મુબઈમા તેમની વૈરાગ્યમય વાણીથી ધર્મમાર્ગમા જોડાયો ઘણી મોટી

ધર્મપ્રભાવનાઓ થઈ. હજુ પણ કુંજહંનો મોટો વર્ગ ૨૦૦૬ નું ચાતુર્માસ યાદ કરે છે. સં. ૨૦૨૧ના રાજકોટના ચાતુર્માસમાં ભગવતીજી સૂત્રનું વાંચન પૂજ્યશ્રીએ કરેલ. શ્રી સંઘ ૩૦૦ સ્વસ્તિકનું રોજ સુંદર આલેખન કરીને શ્રુત ભકિતનો અપૂર્વ આનંદ પ્રાપ્ત કરતો. પૂ. શ્રીના ચાતુર્માસથી રાજકોટના શ્રી સંઘમાં અપૂર્વ જાગૃતિ આવી, પ્રતિદિન–મોટીપૂજાઓ પ્રભાવનાઓ થતી, ચાતુર્માસના થયેલી ધર્મકરણીના કળશરૂપ શ્રી પંચમંગલ મહાશ્રુત શ્રુતોપચાર રૂપ શ્રી ઉપધાનતપની આરાધના પણ થઈ, શ્રી ઉપધાનતપની એવી અપૂર્વ કોટીની આરાધના તથા માળનો એવો અપૂર્વ વરઘોડો નીકળેલ કે રાજકોટના ઇતિહાસમાં અભૂતપૂર્વ હતો.

પૂજ્યશ્રીની લેખન શકિત અતિ સુંદર છે. તેમની શબ્દ બાંધણી એટલી તો સરળ અને સુરોચક છે કે વાંચનાર તે જીવનભર ભુલી શકતો નથી. તેઓશ્રી વિશિષ્ટ પ્રકારે પોતાના ભક્તોને શ્રાવકોને–પત્રો રૂપી પ્રસાદી પાઠવે છે. તેઓશ્રીના પત્રો વૈરાગ્ય રસથી ભરપૂર તથા મૌલીક હોવાથી સૌ કોઈ તેની ફાઈલો બનાવીને ઉમદા ચીજ જેમ સાચવી રાખે છે.

સં. ૨૦૨૩ નુ પાલીતાણાનું ચાતુર્માસ તેઓશ્રીના જીવનનો યાદગાર પ્રસંગ છે.

પાટણ નીવાસી શ્રેષ્ટિવર્ય શ્રી કાંતિલાલ મણીલાલભાઈએ પૂજ્યશ્રીની નિશ્રામાં ૨૦૦ માણસોને આગમ

મંદિરમા પાચ મહિના સુધી ચાતુર્માસ કરાવીને પૂજ્ય શ્રીની જ્ઞાનગર્ભિત દેશનાનો તથા પ્રભુભક્તિનાં અવર્ણીય-આનંદનો મોટા સમુદાયને અનુપમ લાભ અપાવ્યો

પાલીતાણાના ચાર્તુમાસમા જ્ઞાન-ધ્યાન-તપ-જપ-ક્રિયા આદિનો મોટો યજ્ઞ મંડાયો સવારથી સાજ સુધી આત્મ કલ્યાણની જ પ્રવૃત્તિ ભગવંતનુ શાસન જયવંતુ વર્તે છે, તે તાદૃશ્ય જોવાનો અનુપમ લાભ અપાવ્યો

પાલીતાણામા પૂજ્યશ્રીની નિશ્રામા માસક્ષમણો-ઉપધાન તપ-આદિ કાર્યો સારા પ્રમાણમા થયા. પૂજ્યશ્રીની કૃપાથી શ્રેષ્ઠીવર્ય શ્રી કાતિભાઈએ પોતના અનુપમ ત્યાગના ઔદાર્યના અને વૈયાવચ્ચ ભક્તિના દર્શન કરાવ્યા, પોતાની સુકૃતની લક્ષ્મીનો છુટા હાથે સદ્ ઉપયોગ કર્યો, પાલીતાણાના ચાર્તુમાસનો સ્વાદ જેણે ચાખ્યો છે તે જીવનભર તે સ્વાદ વાગોળશે

પરમ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી વિજયરામચંદ્ર સૂરીશ્વરજી મહારાજે પૂ શ્રીની યોગ્યતા જોઈને અનુક્રમે સ. ૨૦૧૩ ના કા સુદ ૧૨ ના રોજ રાજગૃહિનગરીએ ગણિપદથી વિભુષિત ક્ર્યા અને સંવત ૨૦૧૭ ના મહા સુદી ૧૪ ના શ્રી રાણપુર મુકામે-નુતન જિનમંદિર પ્રતિષ્ઠા પ્રસંગે પન્યાસપદથી અલંકૃત કર્યા

પૂજ્યશ્રીના જીવનના એવા ઘણા પ્રસંગો છે કે લખવા બેસીએ તો પણ પાર ન આવે

અંતમાં–પૂજ્યશ્રીની સરળતા અપૂર્વયાદ શકિત–આગમોનું અગાધજ્ઞાન–કર્મસાહિત્યની નિપૂણતા સ્વાધ્યાયમાં લીનતા વિતરાગ પ્રત્યેનો અનન્ય રાગ આદિ ગુણોથી જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં જૈન ધર્મની વિજય પતાકા લહેરાવી રહ્યા છે,

પૂજ્ય શ્રી વધુ ને વધુ શાસન સેવાના કાર્યો કરે તેવી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના.

નુતન વર્ષ
સં. ૨૦૨૪ ના
કા. સુદ ૧
સુરેન્દ્રનગર

લી. સેવક
**નવીનભાઇ રતીલાલ શાહ**
( સહસંપાદક "કલ્યાણ" )

निगोदादि-संसार-दुःख-वर्णन-गर्भित.

# श्री सीमंधर-जिन-विनति.

---

दुहा.

अनंत चोवीशी जिन नमुं, सिद्ध अनंति कोड, केवळनाणी थिविर सवि, वंदु बे करजोड १ बे कोडी केवळ धरा, विहरमान जिन वीस, सहस युगल कोडी नमुं, साधु सरव निश दिश २.

आर्या-सकल समोहित करणी, ससीवयणी रायहस गयगमणी, कविजणणी ब्रह्माणी, वयणरस दिसउ मे देवी ॥३॥

दुहा. श्री ब्रह्माणी शारदा, सरस्वती, ! द्यो सुपसाय, सीमंधर जिन विनवुं, सानिध्य करजो माय. ४

ढाळ पहेली. ( साभळजे मुनि संजम रागे ए देशी )

श्री सीमंधर साहिब मेरा, चाहु दरीसण तेरा रे, तेरे फरजन हे बहुतेरा, तु प्रभु ! साई हमेरा रे श्री० १ श्री श्रेयास नरिंद बिराजे, जस महिमा जग गाजे रे, तस कुळ कमळ दिणंद समोवड, सत्यकी नंदन छाजे रे श्री० २ पुकखलवइ विजया विचे नगरी, अमरावइ समजाणु रे, महाविदेहे तुं प्रभु ! उपनो, पुंडरिगिणी अहिठाणुरे. श्री० ३. दूर देशांतर तुं प्रभु ! वसीयो, राणी रुकमणी कंतरे, मुज संदेह तणा संदोहा, कुण भांजे भगवंत ? रे. श्री० ४ जे चउगई गति आगति

ભેયા, જીવ અજીવ વિચાર રે, કેવળનાણી વિના કોણ ભાંખે, બહુલા તે અધિકાર રે. શ્રી૦ ૫. ભવ સમુદ્ર તારણ તું પ્રગટ્યો, તું જગબંધવ આપરે, ભવોભવ જે મેં પાતક કીધાં, તે આલોઉં આપરે. શ્રી૦ ૬. હું મૂરખ મતિહીન ન જાણું, જ્ઞાન તણો એક લેશરે, ગુરૂ ઉપદેશ લહી કહું સાચું, નિસુણો રાવ જિનેશરે. શ્રી૦ ૭.

દુહા. રાંકતણી પરે રડવડ્યો, નિધણીયો નિરધાર; શ્રી સીમંધર સાહિબા, તુમ વિણ ઇણે સંસાર. ૧ અનાદિ નિગોદમાંહે રૂલ્યો, અવ્યવહારી જીવ; કાળ અનંત તિહાં રહ્યો, ભવ અનંત સદીવ.

ઢાળ બીજી (વીર જિણંદ જગત ઉપગારી—એ દેશી)

**શ્રી સીમંધર સાહિબ મેરા, વિનતડી અવધારોજી;**

નરક નિગોદ તણા દુઃખ વિરૂઆ, ગિરૂઆ! હૃદય વિચારોજી. શ્રી૦ ૧ દીન દયાળ! કૃપાલ! કૃપાનિધિ! કરીયે કાંઇ ઉપગારોજી; ભીમ ભવોદધિ દુસ્તરમાંથી, મુજને નાથ! ઉગારોજી. શ્રી૦ ૨ પોયણી પાન સુકોમલ મેલે, બત્રીશ સંખ્યા સોયજી; બળવંતો નર સોય કરીને, મનશું વીંધે કોયજી. શ્રી૦ ૩ એક પાન ભેદીને બીજે, જેહવે તે સોય જાયજી; વર્દ્ધમાન જિન ગોયમને કહે, અસંખ્ય સમય તિહાં થાયજી. શ્રી૦ ૪ અસંખ્યે સમય એક આવલી જાણો, ક્ષુલ્લક ભવ હવે જેહજી; જે દો શત છપ્પન આવલિનું, જીવિત જીવે તેહજી. શ્રી૦ ૫ અલ્પ આયુ એહવાં અનુભવીયાં, નાથ! નિગોદ મોઝારજી, જન્મ મરણના દુઃખ અનંતા, મેં સહ્યાં વારંવારજી શ્રી૦ ૬

ચુમાલીસસે આવલી સાડી છે તાલીસ અઝેરીજી, સાસોસાસ એટલે એક થાયે, આથી વાત ઘણેરીજી શ્રી૦ ૭ સાસોસ્વા, ભમા જીવ નિગોદે, કરે સત્તર ભવ પૂરાજી, સાઢી ચોરાણુ આવલી ઉપર, અધિકી જાણો શૂરાજી, શ્રી૦ ૮ મુહરત એકની બે ઘડી કાચી, શાસ્ત્રતણે પરિમાણજી, સાડત્રીસસે તહોતેર તેહના, શ્વાસોશ્વાસ વખાણજી શ્રી૦ ૯ તેમાહે હવે જીવ નિગોદે, ભવ કરે કેતીવારજી, પાસઠ સહસ ને પાચ સયા વલી, છત્રીસવાર વિચારજી, શ્રી૦ ૧૦ એક લાખને તેરહજાર, એકસો નેવુ વારજી, એક દિવસના સાસોસાસા, કેવલીને અધિકારજી, શ્રી૦ ૧૧ છાસઠ સહસ એ સી અધિકેરા, ઓગણીશ લાખ ભલેરાજી, કર્મ પ્રપચી એક દિવસમા, જઇ કરે ભવ ફેરાજી શ્રી૦ ૧૨ તેત્રીશ લાખ પચાણુ સહસા, સાત શતક અવધારજી, એક માસના એહ ઉસાસા, ગણિત તણે અણુહારજી શ્રી૦ ૧૩ પાચ કોડ નેવ્યાશી લકખા, ચારસો બ્યાશી હજારજી એટલી વાર એ મરે નિગોદીયો, એકણુ માસ મોઝારજી શ્રી૦ ૧૪ ચાર ક્રોડને સાતજ લકખા, વલી સહસ અડયાલજી, ચાર શતક અધિકા સ ખ્યાએ, શ્વાસોશ્વાસ વિશાળજી શ્રી ૦ ૧૫ એક વરસમા સીત્તેર કોડી, લાખ સત્યોતેર વારજી, સહસ અઠયાસી આઠસે અ કે, એહ લીયે અવતારજી શ્રી૦ ૧૬

દુહા૦ મરણા અવતરણા કરી, સ્વામી ! કાળ અન ત, પરાવર્ત પુદ્દગલ કીયા, તેહનો કહુ વિરત ત ૧ જેમ કેકી ગિરિવર રહે, મેહા દૂરે વાસ, તિમ જિનજી ! તુમ ઓળગુ; નિસુણો એ અરદાસ ૨

**ઢાલ ત્રીજી** ( સ્વામી સીમંધરા ! વીનંતી–એ દેશી)

દશ કોડા કોડી સાગરે, ઉત્સર્પિણી એકરે; તિમગણો એહ અવસર્પિણી, મને ધરીય વિવેકરે. ૧. **સુણ સુણ સ્વામિ સીમંધરા,** ધરા ભૂષણઇશરે, ચોત્રીશ અતિય પરગડા, વાણીગુણ છેય પાંત્રીશરે. **સુણ૦** ૨ વીસ કોડા કોડી એહું મળી, કાળચક્ર એક થાયરે; એક પુદ્‌ગલ પરાંવર્તમાં,ભવઅનંત તેજાયરે.**સુણ૦** ૩ એહ નિગોદમાં હું વસ્યો, પ્રભુ ! કાળ અનંતરે; તેહ પુદ્‌ગલ પરાવર્તકા, કર્યા વાર અનંતરે. **સુણ૦**૪ ખેપવી અકામ નિર્જરા, કર્મ ચીકણા જેહરે; પુઢવી જલ જલણ વાયુ થયો, પામીયો તેહના દેહરે. **સુણ૦ ૫** તેહ એકેકી કાયમાં,યોની સાતલાખ સંખ્યરે;શીતતાપાદિકમેં સહ્યાંકાળ ચક્ર અસંખ્યરે **સુણ૦** ૬ અનુક્રમે તીહાં થકી નીસરી, થયો કાય અનંતરે; બત્રીશ નામ છે તેહના, લહ્યાં ગ્રંથ સિદ્ધાંતરે. **સુણ૦૭** સૂરણકંદ પહેલું ગણું, વજ્રકંદ હલદ્રરે; અરદ્રકઆર્દ્ર કચુરકો, સતાવરીતજોભદ્રરે **સુણ૦**૮નીલીવીરાલીકુમારીકા,સંનુહીઅમૃતા જાણરે; લસણને વંસ કારેલડાં, ગાજર લુણી વખાણરે. **સુણ ૦ ૯** લોઢાં તે કમળકંદાભિધા; ગિરિ કર્ણિકા ભાલરે; કોમલ પત્રને ખરસુઆં,લુંણા વૃક્ષની છાલરે.**સુણ૦**૧૦થેગતે મોગરજાણજો,નીલીમોથ ભુંઇફોડરે; પલ્યંક શાક વિશેષ છે, ખાતાં અતિઘણી ખોડરે. **સુણ૦** ૧૧ પીલુડાં અમૃત વેલડી, મૂલા મ કર અભિલાષરે,ઉગતાં વિદલ અંકુરડાં,વિરૂહા ઈતિ ભાષરે. **સુણ૦** ૧૨ પ્રથમ સમયનો વાથુલો, ગણું તેહ સદોષરે, શૂરી વાંલોળીને આંબલી, કુંળી કર્યોજ સંતોષરે. **સુણ૦** ૧૩ આલુય પિંડાલુ વલી; ઘણા જીવનો પીંડરે; અનંતકાય બત્રીશના; કહ્યાં નામ પ્રચંડરે સુણ૦ ૧૪.

દુહા.-ઈત્યાદિક અનેક છે, અનંત કાયના ભેદ, બાદર એહ નિગોદમાં, હું પામ્યો નિર્વેદ ૧ સુઈ અગ્ર અનંતમે, ભાગે હું બહુવાર, વેચાણો નિ સબલો કિણુહી ન કીધી સાર ૨ કાલ અનંત તિહા રહ્યો, સાધારણ સ્વરૂપ, ચૌદ લાખ યોનિ ભમ્યો, એ ! એ ! કર્મ વિરૂપ ૩

## ઢાળ ચોથી (છઠ્ઠી ભાવના મન ધરો—એ દેશી)

શ્રી સીમંધર સ્વામી ! એ, તિહુઅણ અંતરજામીએ, પામીએ, જે ગતિ કહું તે આપણી એ ૧ એક શરીરે એકએ, જીવ થયો પ્રત્યેકએ, છેકએ દુ ખનો નવિ આવ્યો પ્રભો ! એ. ૨, છેદન ભેદન જે સહ્યા, તે મે નવિ જાએ કહ્યાં, નિરવહ્યા, કાળ અસંખ્ય તિહા વમીએ ૩ યોનિ લાખ દશ ફરસીએ, તેહ વણસ્સાઇ સરસીએ, નિરસીએ, પુષ્પ પત્રફળ વેચણાએ ૪ વલી વિગલેંદ્રિ હું થયો, કાળ સંખ્યા તો તિહા રહ્યો, સાસહ્યો, દુઃખ ઉપજંતુ પરવસેએ ૫ બિતિચઉ વિગલેંદિ તણી, યોનિ લાખ બબે ભણી, જગધણી ! તે પણ મે સહુ અનુસરીએ ૬ પૂરી પર્યાપ્તિ પખે અંતર મુહૂરત આઉખે, સહુદુખે બહુવાર અસન્નીઆએ ૭ કુત્સિત યોનિ ઉપન્યો, ચૌદ ઠાણમા નિપનો, સંપનો, અનુક્રમે હુ દશ પ્રાણનો એ ૮ ત્રિહુ ભેદે તિરયંચએ, જલ થલ ખેચર પ્રપંચ એ, સંચએ, માડચો તિહા બહુ પાપનો એ ૯ મચ્છ ગલાગલ કીધાએ, જલચારી પદ લીધાએ, સિધ્યાએ, એકો કાજ ન માહ રાંએ ૧૦ વૃશ્ચિક સર્પ નકુલ હવે, વાઘ સિંહ ચિત્તર ભવે, તિહા સવે સંબળ મેલ્યા દુરિતનાએ ૧૧ સિંચાણાદિક હુ

થયો, નરકે જાવા અલજયો, નવિલહ્યો, પાપ પુન્યનો આંતરોએ ૧૨ પશુઅ પણે ઇમ ભમીઓ એ, યોનિ લાખ ચઉ રમીઓએ દમીઓએ, વધ બંધે કરી મુઝને એ. ૧૩. સાત ભેદે થયો નારકી, નિરવિવેક તિર્યંચ થકી, પાતકી, છું અપરાધી તાહરો એ.૧૪. દોહલી દશ વેયણ સહી, કાલ અસંખ્ય તિહાં રહી, હું સહી, ચાર લાખ યોનિ ભમ્યો એ ૧૫. જગજીવન ! જિનજી! સાંભલો દશ દ્રષ્ટાંતે દોહિલો,અતિભલો નરભવ, કાલઘણોલહ્યોએ.૧૬ઉંધે શિર ટીંગાણોએ, કર્મ બંધે બંધાણોએ, ટાણોએ, ગર્ભાવાસનો નહિ ભલોએ. ૧૭. ઉંઠ કોડિ સુઈ તાપવી,વિંધે તનુ કો માનવી, અનુભવી, એહથી આઠ ગુણી વ્યથાએ. ૧૮. દુઃસ્સહ વેયણ વેહેએ,ધર્મ કરૂં સહી દેહેએ,ગેહેએ, જો જણશે મુજ માડલીએ. ૧૯. નીચ ગોત્ર અવતાર, ન સુણ્યો ધર્મ લગારએ, કયારેએ, સદ્ગુરૂ સેવા નવિ લહીએ. ૨૦. દેશ અનારજ વસીયોએ, પાપ તણે રસ રસીયોએ, ધસીયોએ, વિરૂઆ કર્મ ભણી ઘણું એ; ૨૧. કર્મ બળે પાછો વળીયોએ,. ચોવીસ દંડક વળી રૂલીયો નવિ મળીઓએ, સ્વામિ ! કો મુજ તારકોએ. ૨૨.

દુહા:—ઉંચ નીચ કુળ અવતર્યો, કીધાં મધ્યમ કામ; વિરતિ પાખે હું થયો, ન લહ્યો ભવ વિશ્રામ. ૧ માનવ ભવ અતિ દોહીલો, દોહિલો આરજ દેશ; સદ્હણા વલી દોહલી દોહીલો ગુરૂ ઉપદેશ. ૨. મનુષ્ય તિરી ભવ અંતરે, સાતે નરક મોઝાર; ગણતાં કાળ અસંખ્ય હુઓ, હું ગયો એટલી વાર. ૩.

## ઢાળ પાંચમી (રાગ–કેદારો–દેશી અઢીઆની)

સીમધર જગદીશ પૂરો મનહ જગીશ, શીષ નમી રહુએ અણુ નિત વહુએ ૧ મેરૂ મહીધર ધીર, જલનિધિ જેમ ગભીર, વીરવડો સુણ્યોએ, મયણુ સુભટ હણ્યોએ ૨ તુ સેવક આધાર, ગુણુ ગુણુ રયણુ ભડાર, તારક અવતર્યોએ, જયલચ્છી વર્યોએ ૩ તુ મુજ મન તરૂ કીર, તુ મુજ હડાનો હીર, કીરતી તુમતણીએ, ત્રિભુવન અતિ ઘણીએ ૪ જિનજી! જગ વિખ્યાત, સાખળ મુજ અવદાત, ભવે ભવે જે હુઆએ, વિવરી જુજૂઆએ ૫ પામ્યો આરજ દેશ, ઉચ ગોત્ર સુવિશેષ, લેશ્યા નવિ રહીએ, સામગ્રી નહિંએ ૬ સામગ્રી વલી લધ્ધ, સદહણા મન બધ્ધ, બુદ્ધિનો દરિયોએ આદર નવિ કર્યોએ ૭ ન કરી ત્રિકરણ શુદ્ધિ, પરમાદે મન-બુદ્ધિ, સિદ્ધિ ન કો લહીએ, હાર્યો ભવ સહીએ ૮ ભણી ભણી પણ અગ, ફરી પ્રમાદ પ્રસગ, વ્રત ભગે હુઓએ, નરક નિગોદીઓએ ૯ મે લાધ્યુ બહુ વાર, સમકિતરયણુ ઉદાર, હરાવીયુ ઇશ્યુએ, દુપણ પાચશુએ ૧૦. કુગુરૂ કુદેવ કુધર્મ, ઉદ્દાલે શિવશર્મ, કર્મે સાકલ્યો એ, તેહશુ જઈ મલ્યોએ ૧૧ અતિશય વત મહત, દોષ રહિત ભગવત, ચિત્ત ન સદ્દહ્યો એ, એળે ભવ ગયોએ ૧૨ પાળે પચા-ચાર, ટાળે કુવ્યાપાર, સુગુરુ ન ઓળખ્યાએ, સૂત્રે જે લખ્યાએ ૧૩ દયામૂળ જિનધર્મ, નવિ જાણ્યો તસ મર્મ, નવતત્વા-દિકાએ, હેયાદિક ત્રિકાએ. ૧૪ ગાડરીએ પરવાહ ધર્મ કર્યો ઉચ્છાહ, વળી વૃદારકોએ, પરમાધામીકોએ ૧૫ નારકી દુખ

દેઈ, પાપે પિંડ ભરેઈ; જળ માણુસ થયોએ, જાળ અંતર રહ્યોએ. ૧૬. પીલાણો તેણે ઠામ, અંડલોકને કામ; ધરટી મધ્ય કરીએ, નર દ્વીપાંતરી એ. ૧૭. દુઃખ પામ્યો તિહાં ભીમ, કાળ સંવત્સર સીમ; પરવશમાં છળેએ, ભવ એમ પાછલેએ. ૧૮. હવે વૈમાનિક દેવ, કરતો પરસ્ત્રી સેવ; ટેવ વિષય તણીએ ભવતૃષ્ણા મુજ ઘણીએ. ૧૯. તીવ્ર મોહ પરિણામ, વળી એકેન્દ્રિય ઠામ; આયુષ્ય સંખ્યનોએ, તેહું ઉપનોએ. ૨૦. છું અપરાધી દેવ તાહરો હું નિતમેવ; સેવક ચિત્ત ધરોએ, પડતો ઉદ્ધરોએ. ૨૧.

**ઢાળ છઠ્ઠી** (શ્રેણીકરાય, હુંરે અનાથી નિગ્રંથ-એ દેશી)

ચાર લાખ યોનિ ભમ્યો, લહ્યો સુર અવતાર; શ્રી સીમંધર ઠાકુરારે, મેં વિલસ્યાંરે તિહાંસુખ અપાર. ઠાકુ-**રીઆરે અમ તારો, ભવ સાયરરે વહાલા પાર ઉતારો. ઠા. ૧.** ચૌદ લાખ મનુષ્યના, ભોગવ્યા ભેદ અશેષ, લાખ ચોરાશી હું ભમ્યો, મેં કાઢયારે તિહાં નવ નવા વેશ **ઠા.૨.** દિન જાતરે યોવન ગળ્યું, ન ગળ્યો તે મનમથ પૂર; મહિલાને રૂપે રાચીઓ, દેખી રાત દિવત રહીઓ હુંઝર. **ઠા.૩.** અશુભ ધ્યાન અંતર ચિંતવ્યા, યુવતીના ભોગ વિલાસ અમૃત ફીટી વિષ થયું, શ્રીફળજળ રે ઘનસાર જ તાસ. **ઠા. ૪.** ક્રોધ માન માયા ત્યજી, સમભાવે ભાવે મન્ન ત્યજી કંચન કામિની મહી મંડળેરે મુનિતે ધન ધન્ન **ઠા. ૫.** એણીપેરે અનંતા ભવ ભમ્યો ચવીયો, વાર અનંત; સુખ દુઃખ સઘળા ભોગવ્યા, ભવ ગણુતાંરે થાકયો ભગવંત. **ઠા. ૬.** દેવગુરૂ ધર્મ ઓળખ્યા મેં સુણ્યો પ્રવચનસાર; છકાયના જીવ ઓળખ્યા, વળી દુરિતનારે

અહિઠાણુ અઢાર ઠા. ૭. ગુણ સત્તાવીશ સાધુના, શ્રાવકના એકવીશ, તે સઘળા મે ઓળખ્યા, આણવા ખપ કરૂ નિશદિશ. ઠા. ૮. સામાચારી સ ગ્રહી, સિદ્ધાંત તણે અનુસાર, તપગચ્છની કિરિયા કરૂ, હુ તો માનુ રે પ ચાગી વિચાર ઠા. ૯. એણે આરે ભરતમા, વર નહિ કેવળનાણુ, પૂર્વાચારય વયણુડા, હુ તો માનુ રે તે અમીય સમાન ઠા. ૧૦. એણીપેરે ઇણભવ પરભવે, જિનજી ! વિરાધી આણુ, તે સવિ મિચ્છામિ દુક્કડ, સાસહજો રે અપરાધ સુજાણ ! ઠા. ૧૧. મિથ્યાત્વ ઘણુ પરિહરૂ, હુ ધરૂ સમકિત ઝાણુ,. તપ જપ કીરિયા આદરૂ, તાહરે લેખેરે માહરે તેહ પ્રમાણ ઠા. ૧૨. હિત ન કર્યો કેહનો કદા, ન કર્યો તે દીન ઉદ્ધાર, દાન પુણ્ય જેણે નવિ કર્યા, વન માલતીરે જેમ તસ અવતાર ઠા. ૧૩. ધન કણ ક ચન કામિની, વળી રાજઋદ્ધિ અનેક,હુ નવિ ઇચ્છુ રાજીયા, તુઠયા આપો રે અવિચળ પદ એક ઠા. ૧૪.

## ઢાળ સાતમી (શ ત્રુંજય મ ડણ—એ દેશી)

ધન ધન એ સ પ્રતિ સીમંધર જિનદેવ,સુરનરને કિન્નર, સારે અહનિશ સેવ, ગઢ ત્રણ વિચાલે, સમવસરણ સુખગેહ, છત્રત્રય શોભિત,ચામર અ કિત દેહ ૧. અકલ ક મહાબલ, કલિમલ તરૂ જલપૂર, જગનાયક જગગુરુ, જગવચ્છલ વડ-નૂર; જગલોચન ઉદયો, જગદીપક જગનાથ, જગતિલક સમોવડ, એ શિવપુરનો સાથ ૨ ધનધન નરનારી, જે સેવે તુમ પાય, ધનધન તે દીહા, જેણે તુમ સમરણ થાય, ધનધન તે જીહા, જે તુમ ગુણ નિત્ય

ગાય, જસ કુળ અજુઆલ્યું, ધન્ય તે માયને તાય. ૩. વડલીનો વાસી, વ્યવહારી શુભ ચિત્ત; વહલુ (ગહેલુ) કુળ દીવો, અમીચંદ સુપવિત્ત; સંવેગી સૂધો, કીધો ત્યાગ સચિત્ત, એ સ્તવન રચ્યું મેં, ભણવા તેહ નિમિત્ત.૪ .સંવત સત્તરશો, તેરોત્તર શુચિ માસ; સુદી સાતમ શુકે, સ્વાતિયોગ શુભતાસ, **શ્રી વિજય પ્રભુસૂરિ** રાજ્યે ચિત્ત ઉલ્લાસ, **તયરવાડા** માંહે ,શુણીયો રહી ચઉમાસ ૫.



## કળશ

તપગચ્છ અંબર અરૂણ ઉદયો **વિજય હીર–સૂરીશ્વરો.**
નિજ હસ્ત દીક્ષિત સુપરીક્ષિત, **શ્રી શુભવિજય કવીશ્વરો;**
તસ ચરણ પંકજ પ્રવર મધુકર, **ભાવ વિજય બુધ સુંદરો.**
**સિદ્ધિ વિજય** કહે સ્વામિ સંપ્રતિ, સકલ ભવિ મંગલ કરો. ૧,



જોઇએ. અરહિંત, સિદ્ધ, સાધુ અને ધર્મ એ ચારને જૈન શાસનમાં મંગલ કહ્યા છે, તેમાં પ્રથમ મંગલ શ્રી તીર્થંકર દેવ છે, એમનું સ્મરણ કરાય છે.

દુહા

**અનંત ચોવિશી જિન નમું, સિદ્ધ અનંતી કોડ;**
**કેવલનાણી થિવિર સવિ, વંદું બે કર જોડ, ૧**

અનંતી ચોવીશીમાં થયેલા અનંતા તીર્થંકરોને નમસ્કાર કરૂં છું,એક ઉત્સર્પિણી અથવા અવસર્પિણી કાળમાં એક ચોવીશી એટલે ચોવીશ તીર્થંકરો થાય છે. આ ભરત ક્ષેત્રમાં વર્તમાન અવસર્પિણીમાં ચોવીશ તીર્થંકર દેવો થઈ ગયા. તેમના નામ. ૧ રૂષભદેવ ૨ અજિતનાથ ૩ સંભવનાથ ૪ અભિનંદન સ્વામિ. ૫ સુમતિનાથ૬પદ્મપ્રભ સ્વામિ.૭સુપાર્શ્વનાથ૮ચંદ્રપ્રભ સ્વામિ. ૯સુવિધિનાથ બીજું નામ પુષ્પદંત૧૦શીતલનાથ૧૧શ્રેયાંસનાથ ૧૨.વાસુપૂજ્યસ્વામિ.૧૩વિમલનાથ.૧૪અનંતનાથ.૧૫ધર્મનાથ ૧૬શાંતિનાથ.૧૭કુંથુનાથ૧૮અરનાથ.૧૯મલ્લિનાથ.૨૦મુનિસુ-વ્રત સ્વામિ.૨૧નમિનાથ.૨૨નેમિનાથ.૨૩પાર્શ્વનાથ૨૪મહાવિર સ્વામિ. ગઇ ચોવીશીમાં એટલે ગયા ઉત્સર્પિણી કાળમાં ચોવીશ તીર્થંકર પ્રભુ થઇ ગયા તેમના નામ.૧કેવલનાણી.૨નિર્વાણીનાથ ૩સાગર સ્વામિ.૪મહાયશા,૫વિમલનાથ.૬સર્વાનુભૂતિ.૭શ્રીધર-નાથ૮દત્તપ્રભુ.૯દામોદર પ્રભુ.૧૦સુતેજા સ્વામિ,૧૧ સ્વામિપ્રભુ. ૧૨ મુનિસુવ્રત સ્વામી. ૧૩ સુમતિનાથ. ૧૪ શિવગતિનાથ. ૧૫ અસ્તાગનાથ. ૧૬ નિમીશ્વરનાથ. ૧૭ અનિલનાથ. ૧૮ યશો-ધરદેવ ૧૯ કૃતાર્થ સ્વામિ. ૨૦ જિનેશ્વરનાથ. ૨૧ શુદ્ધમતિ ૨૨ શિવંકરનાથ. ૨૩ સ્યંદનપ્રભુ. ૨૪ સંપ્રતિનાથ.

ભાવિ ચોવિશીમા એટલે આવતા ઉત્સર્પિણી કાળમાં ચોવીશ તીર્થંકર દેવો થશે તેમના નામ ૧ પદ્મનાભ સ્વામિ ૨ શૂરદેવ સ્વામિ ૩ સુપાર્શ્વનાથ ૪ સ્વયપ્રભ ૫ સર્વાનુભૂતિ, ૬ દેવશ્રુત સ્વામી ૭ ઉદયનાથ ૮ પેઢાલ સ્વામિ ૯ પોટ્ટિલ સ્વામિ ૧૦ શતકીર્તિદેવ ૧૧ સુવ્રત સ્વામિ ૧૨ અમમનાથ ૧૩ નિષ્કષાય સ્વામિ ૧૪ નિષ્પુલાકનાથ. ૧૫ નિર્મમદેવ ૧૬ ચિત્રગુપ્તપ્રભુ ૧૭ સમાધિદેવ ૧૮ સવરનાથ ૧૯ યશોધર-સ્વામિ ૨૦ વિજયનાથ ૨૧ મલ્લનાથ ૨૨ દેવનાથ ૨૩ અનતવીર્ય સ્વામિ ૨૪ ભદ્રકરનાથ

આ રીતે આ ભરત ક્ષેત્રના,વર્તમાન અતીત,અને અનાગત ચોવીશીના તીર્થંકર ભગવતોના નામ કહ્યા એવી રીતે પૂર્વે અનતી ચોવીશીમા અનતા તીર્થંકર થઇ ગયા અને ભવિષ્યમા અનતા થશે, તે બધાને ભાવપૂર્વક નમસ્કાર કરૂ છુ અનતક્રોડ સિદ્ધ ભગવતો જે આઠ કર્મનો નાશ કરીને શાશ્વત પરમબ્રહ્મ સ્થાનને પામ્યા છે,તેમને, તેમજ,સર્વે કેવલજ્ઞાની મુનિવરો તથા સર્વે સ્થિવિર મુનિઓને બે હાથ જોડી વદન કરૂ છુ ૧

બે કોડી કેવલધરા, વિહરમાન જિનવીશ;
સહસ યુગલ કોડી નમુ, સાધુ સરવ નિશદિશ ૨

વર્તમાનમા વિચારતા બે ક્રોડ કેવળજ્ઞાની સાધુ ભગવતો, વીશ તીર્થંકર દેવો, અને બે હજાર ક્રોડ સાધુ મુનિરાજને હમેશા વદુ છુ

અઢી દ્વીપમા પાચ ભરતક્ષેત્ર, પાચ ઐરાવત ક્ષેત્ર, પાચ મહાવિદેહક્ષેત્ર એ પદર કર્મભૂમિક્ષેત્ર કહેવાય છે તેમા પાચ મહાવિદેહક્ષેત્રમા દરેકમા બત્રીશ વિજયો

હોય છે. તેમાં આઠમી, નવમી, ચોવીશમી અને પચીશમી એ ચાર વિજયોમાં હાલમાં તીર્થંકર ભગવંતો વિચરે છે. સમવસરણમાં બેસીને બાર પર્ષદાની આગળ અમૃતસ્યંદિની દેશના આપે છે. તેમના નામ. ૧ સીમંધર. ૨ યુગમંધર. ૩ બાહુ. ૪. સુબાહુ. આ ચાર જિનેશ્વરો જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં છે. ૫. સુજાત. ૬. સ્વયંપ્રભ. ૭. ઋષભાનન. ૮. અનંતવીર્ય ૯. સુરપ્રભ ૧૦. વિશાલ ૧૧. વજ્રંધર ૧૨. ચંદ્રાનન આ આઠ તીર્થંકરો ધાતકીખંડના બે મહાવિદેહક્ષેત્રમાં છે. ૧૩. ચંદ્ર બાહુ ૧૪, ભુજંગ ૧૫. ઈશ્વર ૧૬. નેમિપ્રભ ૧૭. વીરસેન ૧૮. મહાભદ્ર ૧૯. ચંદ્રયશા અથવા દેવયશા ૨૦. અજીતવીર્ય આ આઠ પરમાત્મા પુષ્કરાર્દ્ધદ્વીપમાં હાલમાં વિચરે છે. એ દરેક ભગવંતને પરિવારમાં દશ લાખ કેવળજ્ઞાની મુનિવરો તથા એકસો ક્રોડ બીજા મુનિવરો છે. તેથી વીશે પ્રભુના મળી બે ક્રોડ કેવળજ્ઞાની અને બે હજારક્રોડ સાધુઓ છે. તે બધાને વારંવાર વંદન કરૂં છું શ્રી જગચિંતામણિ ચૈત્યવંદનમાં કહ્યું છે કેઃ—

"संपइ जिनवर वीस मुणी विहुं कोडीहिं वरनाण
समणह कोडि सहस्स दुअ थुणिज्जइ निच्च विहाणी"

એમાં વર્તમાનમાં વિચરતા વીશ તીર્થંકર, બે ક્રોડ કેવળજ્ઞાની અને બે હજાર ક્રોડ સાધુઓને વંદન કરવામાં આવ્યું છે.

आर्या

सकल समीहित करणी। ससिवयणी रायहंसगयगमणी
कविजणणी ब्रह्माणी। वयण रसं दिसउ मे देवी॥३॥

સર્વ ઇચ્છિતને કરી આપનારી, ચદ્ર જેવા મુખવાળી, રાજહ સ અને હસ્તિના જેવી ચાલવાળી, કવિ લોકોની માતા સમાન, બ્રહ્માણી સરસ્વતીદેવી ! મને વચનમારસ પૂરનારી થાઓ

દુહા

**શ્રી બ્રહ્માણી શારદા, સરસ્વતી ! દ્યો સુપસાય**
**સીમધર જિન વિનવું, સાનિધ્ય કરજો માય. ૪.**

શ્રી બ્રહ્મપુત્રી, સરસ્વતી, શારદા, એવા અનેક નામોને ધારણ કરનારી હે દેવી ! મારા ઉપર મહેરબાની કરો હુ વિહરમાન ભગવ ત શ્રી સીમ ધર દેવની વિન તિ કરૂં છુ તેમા મને સહાય કરજો

સરસ્વતી દેવીના સોળ નામ કહેવામા આવ્યા છે ૧ ભારતી ૨ સરસ્વતી ૩ શારદા ૪ હ સગામિની ૫ વિદુષા ૬ કુમારીકા ૭ વાગ ઇશ્વરી ૮ બ્રહ્મસુતા ૯ ત્રિપુરા ૧૦ વાણી ૧૧ વરદાયકા ૧૨ વિશ્વવિખ્યાતા ૧૩ ધ્રુવવાણી ૧૪ શ્રુતમાતા. ૧૫ ગૌરી ૧૬ ભાષા આ સિવાય બીજા પણ નામો કહેવાય છે શ્રુતની અધિષ્ઠાયિકા દેવીના આરાધનથી જ્ઞાનના કાર્યમા સ્હાય કરનાર બને છે ગ્રન્થ રચના વગેરે દરેક શુભ કાર્યની શરૂઆતમા ઇષ્ટ દેવ ગુરૂને વ દના કર્યા પછી શ્રી શ્રુતદેવતાને પણ નમસ્કાર કરાય છે

આ પ્રમાણે મ ગલાચરણ કર્યાબાદ શ્રી સીમ ધર પ્રભુને વિનતિ કરાય છે તેમા પોતાના આત્માને આ ચાર ગતિમય અતિ ભય કર સ સારમા ભટકતા જે જે વિડ બના સહન કરવી પડી તેનુ વર્ણન કરાય છે

મુમુક્ષુ આત્મા બાલભાવે શ્રી સીમંધર સ્વામીને વિનવે છે કે "હે જગત તારક પ્રભુ ! અહીં ભરતક્ષેત્રમાં ચોવીશે તીર્થંકર દેવો મુક્તિમાં પહોંચીને સિદ્ધ દશામાં બિરાજે છે. તેમજ બીજા પણ વિશેષ જ્ઞાનવાળા આત્માઓ જે અમારા મનના સંદેહ દૂર કરીને શાંતિ પમાડે એવા કોઈ નથી. આપ વર્તમાનમાં કેવળજ્ઞાની થઈને વિચારો છો, સમવસરણમાં બિરાજો છો, બાર પર્ષદાની આગળ ભવદુઃખવારક અમૃતમેઘ સમાન ધર્મદેશના આપો છો, ઓછામાં ઓછા એક ક્રોડ દેવો આપની સેવામાં હાજર રહે છે, ભરતક્ષેત્રના માનવીઓને અત્યારે આપનો જ આધાર છે. એથી જ મારા સુખદુઃખની વાતો સરળ હૃદયે આપને જણાવું છું."

પ્રભુને વિનંતિ કરનારમાં જેટલી હૃદયની સરળતા વિશેષ હોય તેટલી ભક્તિ વધે છે, અને સાચો આનંદ અનુભવાય છે.

એક પ્રભુને જ સાચો માલિક માન્યા પછી જગતમા બીજા કોઇ માલીકની પરવા હોતી જ નથી. કહ્યું છે કેઃ—

"ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે, ઓર ન ચાહું રે કંથ"

આ જીવે પ્રભુને સાચા નાથ નથી માન્યા, એથી જ વારંવાર મુંઝવણમાં મુકાવું પડે છે. એક વખત સાચું સેવકપણું આવી જાય તો આખા જગતની પરતંત્રતા મટી જાય. **પ્રભુ આજ્ઞાની પરતંત્રતા એજ સાચી સ્વતંત્રતાનું કારણ છે.** સ્વતંત્રતાના ઇચ્છકે પ્રભુ આજ્ઞા મસ્તકે ધારણ કરવી જોઇએ, જેથી પરંપરાએ સાચી સ્વતંત્રતા (મુક્તિ) મેળવી શકાય. આપ્ત પુરૂષોની આજ્ઞાથી ઉંધા ચાલી સ્વતંત્રતાના નામે મર્યાદા મુકી સ્વછંદતામાં મ્હાલનાર અનેક પાપમાં પટકાય અને મહાદુઃખો અનુભવે. એક તીર્થંકરને મારનાર અનંતને

આરાધે છે, એકની આશાતના કરનાર અનંતની વિરાધના કરે છે

અનંતજ્ઞાન દર્શનથી ભરેલા શ્રી સીમંધર દેવને વિનતિ કરાય છે વિનતિ સાંભળનાર તો સર્વજ્ઞ છે, હાથમાં રહેલા આંબળાની જેમ લોકાલોકના સર્વ ભાવને જાણનારા હોવાથી એમનાથી કાંઈ અજાણ્યુ નથી. તો પણ પોતાની સ્થિતિનુ વર્ણન કરીને પ્રભુનુ શરણ યાચવુ એ આત્માર્થીનુ કર્તવ્ય છે.

આ વિનતિના કર્તા પોતાના આત્માની ભૂતકાળમાં થયેલી અને વર્તમાનમા થતી દશાનુ વર્ણન કરે છે એ વર્ણનમા સંસારના સર્વ જીવોની સ્થિતિનુ વર્ણન આવી જાય છે. દરેક જીવો પહેલા નિગોદપણામા હોય છે, ત્યાંથી ઘણા કાળે નીકળ્યા બાદ સંસારમા અનેક ગતિમા ભમે છે જન્મ, જરા અને મરણના અપાર કષ્ટો સહન કરે છે આથી આ વર્ણન બધાને ઉપયોગી છે

પહેલી ઢાળમા શ્રી સીમંધર સ્વામીનુ વર્ણન કરી સ્તુતિ સાથે આ વિનતિમા શુ શુ કહેવુ છે તેની શરૂઆત કરે છે

## ઢાળ પહેલી

(સાંભળજો મુનિ સંજમ રાગે– એ દેશી)

શ્રી સીમંધર સાહિબ મેરા, ચાહુ દરિસણ તેરા રે;
તેરે દરસન સે બહુતેરા, તું પ્રભુ ! સાંઈ સમેરા રે.
શ્રી. સી૦. ૧. ૫.

હે મારા સીમંધર સ્વામી ! હું તમારા દર્શનને ઇચ્છું છું, આપને તો ઘણા સેવક છે, પરંતુ મારે તો તમે એક જ સ્વામિ છો.

શ્રી જિનેશ્વર દેવને જ પોતાના નાથ માનનાર આ ઉદ્‌ગારો ભાવપૂર્વક કાઢી શકે છે. જેમના અનંતજ્ઞાનાદિ ગુણો આવિર્ભાવ થયેલા છે, જેઓ અઢાર દોષ રહિત છે, એમના પ્રત્યે સાચો પ્રેમ આવી ગયા પછી રાગ, દ્વેષ, મોહ, કામ, અજ્ઞાનાદિથી ભરેલા અન્ય કોઇપણ દેવ નામધારીને માનવાનું રહેતું નથી. ભક્તિથી છલોછલ ભરેલા હૈયાવાળાના ભાવ ભરેલા ઉદ્‌ગારો એવા સુંદર હોય છે કે બોલનાર તથા સાંભળનાર બંનેને ભક્તિમાં લીન બનાવી દે છે. ભક્તિને મુક્તિની દૂતી કહી છે. તે બરાબર છે. આત્માર્થીઓ પ્રભુને વિનવે છે કેઃ

"મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મનવસી, તેહશું સબળ પ્રતિબંધ લાગો, ચમકપાષણ જેમ લોહને ખેંચશે, મુક્તિને સહેજ તુજ ભક્તિ રાગો"

"કોડી છે દાસ પ્રભુ તાહરે, માહરે દેવ તું એક રે
કીજીયે સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેક રે"
"કોડી છે દાસ વિભુ તાહરે ભલભલા, માહરે દેવ તું એક પ્યારો"
"તું મુજ હૃદય ગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહરે;
કુમત માતંગના યુથથી, તો પ્રભો! મુજ કશી બીહરે"
"માહરા પરિણુતિ દ્વેષની, તીવ્રતા વારણકારરે;
તાહરા શાસન શુભ તણો, રાગ છે એક આધારરે."

જગત ઉદ્ધારક અરિહંત પરમાત્માને નાથ તરીકે સ્વીકાર્યા પછી દુનિયાની કોઈપણ જાતની પામરતા કે દીનતા સતાવતી નથી સાચો સેવક બનનાર સર્વત્ર નિર્ભય હોય છે, સાચા સેવકનું લક્ષણ આ પ્રમાણે –

**"સાચો સેવક તેહ જે સેવ કરે સદા"**

જગતની ગુલામી અજ્ઞાની જીવને પગલે પગલે મુઝવે છે તેમાથી બચવા સાચા પ્રભુસેવકપણાને સ્વીકારવુ ૧–૫

**શ્રી શ્રેયાંસ નરિંદ બિરાજે, જસ મહિમા જગ ગાજેરે;**
**તસકુળ કમળ દિણંદ સમોવડ, સત્યકી નંદન છાજેરે.**
**શ્રી. સી૦. ૨. ૬.**

જેનો મહિમા જગતમા ગાજી રહ્યો છે, એવા શ્રી શ્રેયાસ રાજાના કુળરૂપી કમળને વિકાસ પમાડવામા સૂર્ય સમાન, સત્યકી માતાના પુત્ર શ્રી સીમંધર ભગવાન્ અનુપમ શોભા વડે પ્રકાશે છે

જેમના કુળમા જગત ઉદ્ધારક જગહિતકારક તીર્થંકર પ્રભુ જન્મ્યા હોય તે કુળ, ઘર, વંશ, નગર, દેશ, માતા, પિતા, વગેરે મહા ધન્ય ગણાય છે કહ્યુ છે કે –

"નિર્મળ ગુણમણિ રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ,
ધન્ય તે નગરી ધન્ય વેળા ઘડી, માત પિતા કુળ વંશ"

જેના ઘરમા એક સાચો ત્યાગી વૈરાગી ઉત્પન્ન થાય છે તે ઘરનેને પ્રશંસાપાત્ર માનવામા આવ્યુ છે, તો હજારો

લાખો આત્માને ત્યાગ માર્ગમાં ઝીલાવનાર પરમાત્માનો અવતાર જેને ત્યાં થાય એનો મહિમા જગતમાં વિસ્તાર પામે એમાં શું આશ્ચર્ય ? ૨-૬.

**પુક્ખલવઇ વિજયા વિચ્ચેનયરી, અમરાવઇ સમજાણુંરે;**
**મહાવિદેહે તું પ્રભુ ! ઉપનો, પુંડરિગિણી અહિઠાણુંરે.**
**શ્રી. સી. ૩. ૭.**

હે પ્રભુ ! જંબૂદ્વીપના મધ્યભાગમાં મેરુ પર્વત છે. તેની ચારે બાજુ વિંટળાયેલું ભદ્રશાલ વન છે, એ ભદ્રશાલ વનથી પૂર્વ અને પશ્ચિમ દિશામાં મહાવિદેહ ક્ષેત્ર છે. તેમા પૂર્વ મહાવિદેહના ઉત્તર અને દક્ષિણ બે વિભાગ સીતા નામની મહા-નદીથી પડેલા છે. એના દક્ષિણ વિભાગમાં આઠ વિજય છે. તેમાં આઠમી પુષ્કલાવતી નામની વિજયમાં દેવનગરી સરખી પુંડરિકિણી નામની ઉત્તમ નગરી છે. તે શુભસ્થાનમાં આપ ઉત્પન્ન થયા છો. અહીંથી એ સ્થાન ઇશાન ખુણામાં આવેલ છે. તેથી એ દિશામાં પ્રભાતમાં મસ્તક નમાવી વંદન કરીએ છીએ. ૩-૭.

**દૂરદેશાંતર તું પ્રભુ ! વસીયો, રાણી રૂક્મિણી કંતરે;**
**મુજ સંદેહે તણા સંદોહા, કુણ ભાંજે ભગવંતરે ?**
**શ્રી. સી. ૪. ૮.**

હે પ્રભુ ! આપ સંસારી અવસ્થામાં રૂકિમણી નામની રાણીના પતિ હતા. તેથી એજ સંબોધનથી આપને વિનવું

છુ કે હે રૂકિમણીના કત ! તમે મારાથી ઘણા દૂર દેશાવર રહેલા છો મારા મનમા ઉઠતા સ શયના સમૂહને આપના વિના કોણ ટાળે ? આ કાળમા પ્રભુનો વિયોગ આત્માર્થી જીવોને બહુ જ સાલે છે, માટે કહ્યુ છે કે —

"દુર્ગમ મોટા ડુગગ, નદી નાળાનો નહિ પાર,
ઘાટીની આટી ઘણી, અટવી પથ અપાર
કોડી સોનૈયે કાશીદુ, કગ્નાર નહિ કોય,
કાગળીયુ કેમ મોકલુ ? હોગ તો નિત્યે નવલી હોય "

હે તારક દેવ ! વર્તમાન સમયમા અહી ભરત-ક્ષેત્રમા જ્ઞાની પુરૂષોનો વિરહ છે મારા મનમા નવા નવા સ શયો પેદા થાય છે નવા નવા મતો હ મેશા જાગે છે, બુદ્ધિના બળથી ભોળા જનોને ફસાવનારા પણ ઘણા થાય છે, શ્રદ્ધા અને ક્રિયાને ટકાવવી બહુ કઠીન કામ છે મારા દુર્ભાગ્યના યોગે જ્ઞાની દૂર જઈ વસ્યા આપની પાસે જન્મવાનુ સદ્ભાગ્ય લઈને આવ્યો નહિ આપ તો મહાવિદેહ ક્ષેત્રમા વસ્યા અને હુ તો ભરત-ક્ષેત્રના દક્ષિણ વિભાગમા રહ્યો, દેવની સહાય વિના આપની સેવામા હાજર થવાની મારામા શકિત નથી કારણ કે વચમા ઘણા વનો, પહાડો, નદીઓ, દ્રહો વગેરે આવે છે અહીથી ઉત્તરમા પચાસ યોજન પહોળો, પચીસ યોજન ઉચો અને લબાઈમા બ ને બાજુ લવણ સમુદ્રને અડી રહેલો, વૈતાઢ્ય નામે પર્વત છે, તેનાથી ઉત્તરમા ઉત્તરાર્દ્ધ ભરત ક્ષેત્ર છે તેની પહોળાઈ ૨૩૮$\frac{3}{19}$ યોજન છે તેમા ઘણી નદીઓ, ટેકરા, વનો, નગરો, ગામડા,

મનુષ્યો. પશુઓ વગેરે રહેલા છે. તેનાથી ઉત્તરમાં સો યોજન ઉંચો અને અને ૧૦૫૨$\frac{૧૨}{૧૯}$ યોજન પહોળો હિમવંત નામે પર્વત છે તેના ઉપર મધ્ય ભાગે હજાર યોજન લાંબો, પાંચસો યોજન પહોળો પદ્મહૃદ નામનો દ્રહ છે. તેમાંથી ગંગા સિંધુ નામની બે મહા નદી નીકળે છે. તથા તે દ્રહમા શ્રીદેવીને રહેવાનું સ્થાન છે. હિમવંત પર્વતની ઉત્તરમાં હિમવંત નામનું યુગાલીયાનું ક્ષેત્ર ૨૧૦૫$\frac{૫}{૧૯}$ યોજનની પહોળાઈવાળું આવે છે. તેનાથી ઉત્તરમાં મહહિમવંત નામનો પર્વત બસો યોજન ઉંચો ૪૨૧૦$\frac{૧૦}{૧૯}$ યોજન પહોળો છે. તેનાથી ઉત્તરમાં હરિવર્ષ નામનું યુગલિયાનું ક્ષેત્ર ૮૪૨૧$\frac{૧}{૧૯}$ યોજનની પહોળાઇ–વાળું આવે છે. તેનાથી ઉત્તરમાં ૧૬૮૪૨$\frac{૨}{૧૯}$ યોજન પહોળો અને ચારસો યોજન ઉંચો નિષધ નામનો પર્વત છે. તેનાથી ઉત્તરમાં દેવકુરુ નામનું યુગલિક મનુષ્યોનું ક્ષેત્ર આવે છે. તેનાથી ઉત્તરમાં મેરૂ પર્વત આવે છે. જે જંબૂદ્વીપનાં બરાબર મધ્ય ભાગમાં આવેલ છે. તેની ઉંચાઈ નવાણું હજાર યોજન અને પહોળાઇ મૂળમાં દશ હજાર યોજન તેમજ ઉપર એક હજાર યોજન છે. તેને ફરતું ભદ્રશાળ વન છે, તથા નંદનવન, સૌમનસવન, અને પાંડુકવન, એ ત્રણે વનો મેરૂ પર્વત ઉપર છે. એ મેરૂપર્વતથી પૂર્વ દિશામાં રહેલા ભદ્રશાળ વનથી પૂર્વ દિશામાં મહાવિદેહ ક્ષેત્રના પૂર્વ દક્ષિણ વિભાગમાં નિષધ પર્વતથી ઉત્તરમાં મહાવિદેહ ક્ષેત્રની બત્રીશ વિજય માંહેની આઠમી પુષ્કલાવતી વિજયના છ ખંડના મધ્ય ખંડનાં આપ વસેલા છો. આટલે દૂર રહેલા આપના દર્શનનો લાભ હું કેવી રીતે લઇ શકું ? અંતર-

જાગ્રી મલ્યા વિના મારા મનની વાતો કેમ પ્રકટ કરી શકુ ? છતા ભકિતભીનુ, મારૂ હૈયુ કહે છે કે ગમે તેટલા દુર હોવા છતા મારા હૃદયમા તો વસેલા જ છો એટલ એકા તમા સુખદુ ખની વાતો કરીશ દૂર બેઠા પણ નવા નવા સ દેશા પાઠવીશ, મારા દુ ખના ઉભરા ઠાલવીને શાતિ અનુભવીશ. ૪-૮

જે ચઉગઈગતિ આગતિ ભેયા, જીવ અજીવ વિચારરે;
કેવળનાણી વિના કોણ ભાખે ? બહુલા તે અધિકારરે,
શ્રી સી૦ ૫૦ ૯૦

જે ચાર ગતિનુ તથા ગતિ આગતિનુ, વર્ણન, જીવ અને આજીવના વિચારોતેના વિષે ઘણા અધિકારો તે બધુ કેવળજ્ઞાની વિના કોણ સમજાવે ?

હે નાથ ! આપ કેવળજ્ઞાની હોવાથી સ સારમા રહેલા જીવો એમના જન્મ, મરણ, આયુષ્ય, એક બીજી ગતિઓમા જવુ આવવું, જડની ઓળખ, જડ અને જીવનો સંબધ એ સ બ'ધથી ઉત્પન્ન થયેલા વિકારને કારણે દુ ખની પર પરા એ દુ ખની પર પરા ટાળવાનો ઉપાય એ સર્વ સમજાવી શકો એવુ અહી અમને કોણ સમજાવે ?

સ'પૂર્ણ જ્ઞાની વિના જગતનુ સત્ય સ્વરૂપ કોઇ સમજાવી શકે નહિ સ'પૂર્ણ જ્ઞાનીની આજ્ઞાને અનુસરનારા તેમની પાસેથી સીધુ' અથવા પર પરાએ પામેલા કાંઈક સમજાવી શકે

૧. દેવતા. ૨. મનુષ્ય. ૩. તિર્યંચ. ૪. નરક. એ ચાર ગતિ કહેવાય. એક ગતિમાંથી બીજી ગતિઓમાં જીવ જાય એને ગતિ કહેવાય અને બીજી ગતિમાથી જીવ આવે તેને આગતિ કહેવાય. જેમકે, દેવતા મરીને મનુષ્ય તથા તિર્યંચ જાય માટે દેવતાને બે ગતિ કહેવાય. મનુષ્ય અને તિર્યંચ બેમાંથી દેવપણે ઉત્પન્ન થાય માટે દેવને બે આગતિ કહેવાય. ચૈતન્ય લક્ષણવંત જીવ કહેવાય. ચૈતન્ય લક્ષણ રહિત જડ, તે અજીવ કહેવાય આ બધી વાતો વિસ્તારથી શાસ્ત્રોમાં વર્ણવેલી છે, પરંતુ કેવળજ્ઞાની જેટલું કહી શકે તેના કરતાં તો શાસ્ત્રોમાં બહુજ ઓછું વર્ણન હોય છે. કેવળજ્ઞાનીના વિરહ વખતે તેમના ભાંખેલાં શાસ્ત્રોથી જ ધર્મનો વ્યવહાર ચાલી શકે છે. કહ્યું છે. કેઃ— ૫–૯.

"દુષમ રજની સમયે સાચો શ્રુત દીપક વ્યવહાર"

વર્તમાન કાળના જીવોને આગમ શાસ્ત્રોનોજ ખરો આધાર છે. તેના વિના કોઈપણ આરાધનાની પ્રવૃત્તિ થઇ શકે નહિ. શાસ્ત્ર વચનો તરફ જેટલું બહુમાન વધે એટલું કલ્યાણ વ્હેલું સાધી શકાય.

**ભવસમુદ્ર તારણ તું પ્રગટયો, તું જગબંધવ બાપ રે**
**ભવોભવ જે મેં પાતક કીધાં, તે આલોઉં આપ રે;**
**શ્રી. સી૦. ૬. ૧૦.**

હે નાથ! તમે સંસાર-સમુદ્રથી તારનાર છો, જગતના બંધુ સમાન છો, જગત જીવોના પિતા રૂપ છો. ભવમાં

ભટકતા અનેક ભવોમા મે જે પાપ કરેલા છે, તે બધાને આપની સાક્ષિએ આલોઉ છુ

મારા સર્વ પાપો આપ તો જાણો છો. છતા મારી શક્તિ મુજબ એ બધા પાપોને આપની સમક્ષ વર્ણવુ છુ.

**હું મૂરખ મતિહીન ન જાણુ, જ્ઞાન તણો એક લેશ રે**
**ગુરૂ ઉપદેશ લહી કહું સાચું, નિસુણો રાવ જિનેશરે**
**શ્રી. સી૦. ૭. ૧૧.**

હે દેવાધિદેવ ! હુ મૂરખ છુ, બુદ્ધિ વગરનો છુ, મારામા જ્ઞાનનો લેશ માત્ર નથી ગુરુના ઉપદેશના બળે જે કાંઈ સમજ્યો છુ તેના આધારે સાચી હકીકત જણાવુ છુ હે જિનેશ ! મારી ફરીયાદ સાભળો મારી રાવ સાભળનાર આપના વિના કોણ છે ? ૭—૧૧

卐 卐 卐 卐 卐 卐

પહેલી ઢાળમા પ્રભુનુ સામાન્ય વર્ણન કરીને બીજી ઢાળમા ભવ નાટકનુ સ્વરૂપ વર્ણવતા નિગોદમા રહેલ જીવની દશાનુ વર્ણન કરવામા આવે છે

દુહા

**રાંકતણી પરે રડવડયો, નિધણીયો નિરધાર;**
**શ્રી સીમ ધર સાહિબા ? તુમ વિણ ઇણે સંસાર. ૧-૧૨**

હે સીમધર સ્વામી ! આપને પામ્યા વિના હું આ સંસારમા રાકની માફક રડવડયો ધણી વિના નિરાધાર પણ

જ્યાં ત્યાં અથડતા ટીચાતા ભવ પૂરા કર્યા. મારૂં રક્ષણ કરનાર કોઈ મળ્યું નાહ. આ સ્વાર્થી સંસારમાં મારૂં કોઇ નથી. મારા પોતાના મળે તો મારા દુઃખ સંભારૂં. આજે તમે મારા સાચા માબાપ મળ્યા છો અંતરગતની વાત આપના વિના બીજા કોને કહું ?

કાળ અનાદિ ચેતન રઝળો એકે વાત ન સાઝી,
મયણા ભઇણી ન રહે છાની, મળીયા માતપિતાજી.’

આ આત્મા અનાદિ કાળથી સંસારમાં રખડે છે, એની એકે વાતનું ઠેકાણું નથી, મયણાસુંદરીની મોટી બ્હેન સુરસુંદરી ઘણો વખત દુઃખમાં પસાર કરે છે. પરંતુ માતા પિતા મળ્યા પછી પહેલાનું સુખ અને અનુભવેલું તથા અનુભવાતું દુઃખ સાંભરી આવવાથી રોતાં રોતાં છાની રહેતી નથી. એ પ્રમાણે આપજ મારા સર્વસ્વ હોવાથી મારી વિંટંબણાની કથની આપની આગળ જણાવું છું. ૧–૧૨

**અનાદિ નિગોદ માંહિ રૂળ્યો, અવ્યવહારિ જીવ;**
**કાળ અનંત તિહાં વસ્યો, ભવ અનંત સદીવ.**
**૨–૧૩**

હે પરમ કૃપા સિંધુ દેવ! પ્રથમ અનાદિ કાળથી હું નિગોદમાં અવ્યવહાર રાશિમાં અનંતો કાળ રહ્યો અને અનંતાભવ ભટકયો.

નિગોદ, વ્યવહારરાશિ, અવ્યવહારરાશિ સાધારણ, પ્રત્યેક અનંત કાય, આદિ જૈન પારિભાષિક શબ્દોની સમજણ માટે જીવનુ સ્વરૂપ કાંઈક અહીં વિચારવામા આવે છે

પ્રાણને ધારણ કરે તે જીવ કહેવાય, પ્રાણ બે પ્રકારે કહ્યા છે ૧ દ્રવ્ય પ્રાણ ૨ ભાવ પ્રાણ પાચ ઇદ્રિય ત્રણ બળ, શ્વાસોશ્વાસ અને આયુ એ દશ દ્રવ્ય પ્રાણ કહેવાય, અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ વગેરે ભાવ પ્રાણ કહેવાય સસારી જીવોને દ્રવ્ય અને ભાવ બને પ્રાણો હોય, મુક્તિમા ગયેલા જીવોને એકલા ભાવ પ્રાણ હોય એકલા દ્રવ્ય પ્રાણ કોઈ પણ જીવને હોઈ શકે નહિ ભાવ પ્રાણ અગર દ્રવ્ય અને ભાવ બને પ્રાણને ધારણ કરે તે જીવ કહેવાય અથવા જે કર્મને બાધે, કર્મના ફળોને ભોગવે, કર્મને અનુસારે સસારમા રખડે, છેવટે કર્મનો નાશ કરીને મુક્તિમા પહોચી શકે તે જીવ કહેવાય. તેના જીવ, સત્ત્વ, પ્રાણી, ભૂત, આત્મા, દેહી, હિંદુ વગેરે અનેક નામો કહ્યા છે

જીવના મુખ્ય ભેદ બે કહ્યા છે ૧ મુક્તિના ૨ સસારી મુક્તિના જીવો દુનિયાની સર્વ ઉપાધિઓથી છુટા થયેલા હોય છે સંસારની રખડપટ્ટીના કારણભૂત કર્મોનો સર્વથા અભાવ હોવાથી જન્મ, જરા, મરણરૂપ ભવચક્રમા ભટકવાનુ તે આત્માઓને હોતુ નથી જ્યારથી મુક્તિમા પહોચ્યા ત્યારથી અનતકાળ સુધી અનત જ્ઞાન, અનત દર્શન, અનત ચારિત્ર, અનત સુખ, અનત વિર્ય આદિ અનંત ગુણોની

રમણુતાવાળા હોવાથી સદા કાળ પોતાના સ્વાભાવિક આનંદમાંજ મગ્ન હોય છે. ચૌદ રાજલોકના ઉપરના છેડા ઉપર આવેલી પીસ્તાલીશ લાખ યોજન લાંબી પહોળી વચમાં આઠ યોજન જાડી અને ચારે બાજુથી પાતળી થતી છેડે માંખીની પાંખ જેવી પાતળી સ્ફટિક રત્નથી બનેલી સિદ્ધશિલા ઉપર લોકના અંતને સ્પર્શ કરીને રહે છે. લોક તથા અલોકની સર્વ હકીકત સમયે સમયે જાણી રહેલા હોય છે. ત્યાં પહોંચ્યા પછી તેમનામાં નાના મોટાપણાનો ભેદ નથી ભેદ બધો સંસારમાં હોવાથી સંસારી જીવોના અનેક ભેદ ગણાય છે.

કર્મની ઉપાધિવાળા જીવ સંસારી કહેવાય છે. આત્માને પારકી વસ્તુનો સંયોગ એનું નામ સંસાર. કહ્યું છે કેઃ–

"અન્ય સંયોગી જિહાં લગે આત્મા, સંસારી કહેવાય"

સંસાર શબ્દનો અર્થ રખડવું, ભટકવું, ફરવું, રઝળવું, આથડવું, વગેરે થાય છે. જેમાં જીવો અનેક ગતિઓમાં રખડે તે સંસાર અને તેમાં રહેનારા જીવો સંસારી કહેવાય.

સંસારી જીવોના બે ભેદ છે. ૧. સ્થાવર ૨. ત્રસ.

કોઇની પ્રેરણા વિના સ્વયં હાલી ચાલી શકે નહિ. ટાઢ તડકાથી બચવા પોતાની જાતે એકથી બીજી જગ્યાએ જઈ શકે નહિ. તે સ્થાવર કહેવાય. એકેંદ્રિય બધા, સ્થાવર કહેવાય છે. એના પાંચ ભેદ કહેવામાં આવ્યા છે.

૧ પૃથ્વીકાય ૨ અપ્કાય ૩ તેઉકાય. ૪ વાયુકાય ૫ વનસ્પતિકાય

આ પાચ અને ત્રસકાય મલીને છકાયના જીવ કહેવાય છે.

૧ પૃથ્વી જેનુ શરીર હોય તે પૃથ્વીકાય કહેવાય તે અનેક જાતિની માટી, અનેક જાતિના પથ્થરો, દરેક ધાતુઓ, મીઠુ વગેરે ક્ષારની જાતિઓ, હીરા વગેરે રત્નોની જાતિઓ, આ બધા પૃથ્વીકાય જીવો કહેવાય છે આ જીવોના બે ભેદ છે, સૂક્ષ્મ અને બાદર અસખ્યાતા શરીર એકઠા થવા છતા પણ જે નજરે ન ચડે તે સૂક્ષ્મ કહેવાય એવા સૂક્ષ્મ પૃથ્વીકાય જીવો ચૌદરાજ લોકમા બધી જગ્યાએ રહેલા છે અસખ્યાતા શરીર ભેગા થયા પછી જોઈ શકાય પણ એક બે શરીર ન જોઈ શકાય તે બાદર પૃથ્વીકાય કહેવાય ઉપર જણાવેલ માટી, પત્થર, વાતુ વગેરે બાદર પૃથ્વીકાય કહેવાય એક લીલા આમળા જેટલી સચિત્ત માટીમા એટલા જીવ હોય કે જો તેમને પારેવા જેવડા કરવામા આવે તો લાખ યોજન લબાઈ પહોળાઇવાળા જબૂદ્વીપમા માઇ શકે નહિ

૨. પાણી જેનુ શરીર છે તે અપ્કાય કહેવાય તેના પણ સૂક્ષ્મ, બાદર બે ભેદ છે સૂક્ષ્મ ચૌદરાજમા બધે રહેલા છે તે જગતના વ્યવહારમા ઉપયોગમા આવતા નથી વરસાદ, કુવા, નદી, તળાવ, સમુદ્ર વગેરેના પાણી,

કરા, બરફ, હિમ, ઝાકળ વગેરે દુનિયાના ઉપયોગમાં આવતા બાદર અપ્કાય કહેવાય. એક પાણીના ટીપામાં જેટલા અપ્કાયના શરીરો એકઠા થયેલા છે તે જો સરસવના દાણા જેટલા કરાવામાં આવે તો જંબૂદ્વીપમા માય નહિ. **સૂક્ષ્મ દર્શક યંત્રથી** પાણીના એક ટીપામાં જે જીવો જોવામાં આવે છે, તે પાણીના જીવો ન હોય. પણ પાણીમાં રહેલા બીજા ત્રસ જીવો અથવા સૂક્ષ્મ પુદ્‌ગલો હોઈ શકે. પાણી પોતેજ જે જીવનું શરીર છે તે છુટાછુટા જોઈ શકાય નહિ.

૩. અગ્નિ જેમનું શરીર છે, તે જીવો અગ્નિકાય અથવા તેઉકાય કહેવાય. તેના પણ સૂક્ષ્મ, બાદર એમ બે ભેદ છે. સૂક્ષ્મ લોક વ્યાપી છે. જગતના ઉપયોગમાં આવી શકે તેવા હોતા નથી. બાદર અગ્નિકાય, અંગારા, ઝાળ, કણીયા, વિજળી, વગેરે સમજવા. બાદર અગ્નિકાય અઢી દ્વીપ પ્રમાણ મનુષ્ય ક્ષેત્રમાંજ હોય છે. બહાર હોતા નથી. એક બંટીના અંદરના દાણા જેટલા અગ્નિમાં જેટલા જીવો હોય તે ખસખસ જેવડા કરવામાં આવે તો જંબૂદ્વીપમાં માઈ શકે નહિ.

૪. પવન-વાયરો જેમનું શરીર છે તે વાઉકાય જીવો કહેવાય એના પણ સૂક્ષ્મ, બાદર બે ભેદ કહેલા છે. સૂક્ષ્મ બાદર બંને ચૌદરાજ લોક વ્યાપી છે. સૂક્ષ્મ જગતના જીવોના વ્યવહારમાં આવે નહિ બાદર વાઉકાય, પવન, વંટોળીયો મંદ પવન, હવા વગેરે સમજવા. એક લીંબડાના

પાદડા જેટલી જગ્યામા રહેલા વાઉકાયમા જેટલા જીવો હોય છે તે બધાને માથામા થતી લીંખ જેવડા કરવામા આવે તો જ બૂદ્રીપમા સમાઇ શકે નહિ

૫ વનસ્પાત જેમનુ શરીર છે તે વનસ્પતિકાય કહેવાય તેના બે ભેદ છે ૧ પ્રત્યેક વનસ્પતિ ૨ સાધારણ વનસ્પતિ એક જીવને એક શરીર તે પ્રત્યેક અને અનતા જીવો વચ્ચે એક શરીર હોય તે સાધારણ કહેવાય સાધારણ વનસ્પતિ-કાય સિવાયના બધા જીવો પ્રત્યેક કહેવાય ઝાડ, ફ્લ, ફૂલ, છાલ, લાકડુ, મૂળ, થડ, પાદડા, બીજ વગેરે પ્રત્યેક વનસ્પતિકાય કહેવાય તેમા કોઇમા એક શરીર, કોઇમા બે, કોઈમા સખ્યાતા, કોઈમા અસખ્યાતા શરીર હોય

સાધારણ વનસ્પતિકાયના સૂક્ષ્મ અને બાદર બે ભેદ છે પ્રત્યેક વનસ્પતિ બાદર જ હોય છે, સૂક્ષ્મ હોતા નથી, અનતા જીવો વચ્ચે એક શરીર એવા અસખ્યાતા શરીર એકઠા થવાથી જોઈ શકાય તે બાદર સાધારણ વનસ્પતિકાય કહેવાય એને બાદર નિગોદ અથવા અનતકાય કહેવામા આવે છે ( આના નામો આગળ કહેવાશે )

અનતા જીવો વચ્ચે એક શરીર એવા અસખ્યાતા શરીરો ભેગા થવા છતા પણ જે ચર્મચક્ષુથી જોઈ શકાય નહિ તે સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાય અથવા નિગોદ કહેવાય એ સૂક્ષ્મ નિગોદના જીવો ચૌદરાજ લોકમા સર્વ સ્થળે ઠામી ઠામીને ભરેલા છે. સૂક્ષ્મ હોવાથી જગતના વ્યવહારમા

આવતા નથી કોઇના માર્યા મરતા નથી, બળ્યા બળતા નથી, છેદ્યા છેદાતા નથી, પરંતુ તેમનું આયુષ્ય બહુજ ટુંકું હોવાથી ઘણા જન્મ મરણ કરે છે. શાસ્ત્રોમાં જ્યાં જ્યાં નિગોદ એમ સામાન્યે કહ્યું હોય ત્યાં સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાય એટલે સૂક્ષ્મ નિગોદ સમજવા પૃથ્વીકાયાદિ ચાર સૂક્ષ્મ હોય છે, પણ તે નિગોદ કહેવાતા નથી. નિગોદનું વર્ણન કરતા કહેવામાં આવ્યું છે કે:– ગોળા અસંખ્યાતા છે, એકેક ગોળામાં અસંખ્યાતી નિગોદ એટલે સૂક્ષ્મ શરીર હોય છે, એકેકા શરીરમાં અનંતા અનંતા જીવો હોય છે. અનંતકાળથી મોક્ષ માર્ગ ચાલુ છે, અનંતા જીવો મોક્ષમાં જાય છે, છતાં પણ જ્યારે જ્યારે જ્ઞાનીને પૂછવામાં આવે કે કેટલા જીવો મોક્ષમાં ગયા, ત્યારે ત્યારે એકજ જવાબ મળે છે, નિગોદના એક શરીરમાં જેટલા જીવો છે તેનો અનંતમો ભાગ મુકિતમાં ગયો છે.

આ પ્રમાણે જવાબ અનંતાકાળ પહેલા પ્રશ્ન પૂછયો હોય ત્યારે મળે, અત્યારે મળે અને અનંતકાળ પછી પણ એવોજ ઉત્તર મળે. એટલી વિશાળ સંખ્યામાં જીવો એક નિગોદમાં હોય છે.

અનાદિ કાળથી નિગોદમાં જીવના જન્મ મરણ ચાલુ હોય છે. જે જીવો નિગોદમાંથી કોઇ કાળે નીકળ્યા નથી, અને તેથી જગતના વ્યવહારમાં આવ્યાજ નથી, તે અવ્યવહાર રાશિના જીવ કહેવાય છે. જે જીવો સૂક્ષ્મ નિગોદમાંથી નીકળી બાદર નિગોદ અથવા પૃથ્વીકાય વગેરેમાં આવ્યા હોય

તે વ્યવહાર રાશિના જીવ કહેવાય એકવાર વ્યવહાર રાશિમા આવ્યા પછી ફરીથી સૂક્ષ્મ નિગોદમા જાય તે પણ વ્યવહાર રાશિના જીવો કહેવાય જેટલા જીવો વ્યવહાર રાશિમાથી મોક્ષમા જાય એટલા જીવો અવ્યવહાર રાશિમાથી વ્યવહાર રાશિમા આવે એવી જગતની સ્થિતિ છે

પરમતારક શ્રી સીમધર પ્રભુને નમ્રતાપૂર્વક વિનતિ કરાય છે કે હે "નાથ, અવ્યવહાર રાશિ નિગોદમા જેમ અનતા જીવો ભટકે છે, તેમ હુ પણ ભટકયો, જન્મ મરણના પારવાર કષ્ટો મે ભોગવ્યા, આપની ઓળખાણ થઇ હવે મારા આત્માને એ દશામા ફરીથી ન પડવુ પડે એ રીતની તૈયારી આપના અવલબને કરીશ"

સ્થાવર જીવોના પ્રકાર સામાન્ય રીતે વર્ણવ્યા પછી હવે ત્રસ જીવોના ભેદ વિચારીએ

પોતાની જાતે કોઇની પ્રેરણા વિના ટાઢ તડકો વગેરે નિવારવા માટે હરી ફરી શકે તે ત્રસ જીવો કહેવાય એના ચાર ભેદ કહ્યા છે ૧ બેઇદ્રિય ૨ તેઇદ્રિય ૩ ચઉરિંદ્રિય ૪ પચેદ્રિય

જે જીવોને શરીર અને જીભ, એ બે ઇદ્રિય હોય, તે બેઇદ્રિય કહેવાય તે શખ, કોડા, છીપ, મોટાકૃમી, જળો, ચદનક, અળસીયા, લાકડાના કીડા, નાનાકૃમી, પાણીના પોરા, હાથ પગમા નીકળે છે તે વાળા, વાશી અનાજ વગેરેમા ઉત્પન્ન થતા જીવો, કઠોળની સાથે કાચા દુધ, દહી, છાશ મળવાથી ઉત્પન્ન થતા જીવો, આટો તથા મીઠાઈના સ્વાદ વગેરે ફરી

જવાથી ઉત્પન્ન થતા જીવો, એ રાત્રિ વીતી ગયેલા દહીંમાં ઉત્પન્ન થતા જીવો, બોળ અથાણા વગેરેમાં તેજ વર્ણના જીવો ઉપજે છે તે, એ બધા બેઇંદ્રિય જીવો કહેવાય છે.

જે જીવોને શરીર; જીભ અને નાક એ ત્રણ ઇંદ્રિયો હોય, તે તેઇંદ્રિય ગણાય. તે માંકડ, કીડી. મંકોડા, જું, લીંખ, ઉધઇ, ઇયળ, કાનખજુરા, ધીમેલ, સવા, ગીંગોડા, ધનેડા. છાણના કીડા, વિષ્ટાના કીડા, કુંથુઆ, વગેરે તેઇંદ્રિય જીવો કહેવાય. હાલતા ચાલતા અનેક કામકાજ કરતાં આ જીવોની વિશેષ જયણા પાળવાની છે.

જે જીવોને શરીર, જીભ, નાક અને આંખ એ ચાર ઇંદ્રિયો હોય તે ચઉરિંદ્રિય કહેવાય, તે માખી; મચ્છર, ડાંસ, વીંછી, તીડ, ખડમાંકડી, ભમરા, ભમરી; બગાઇ, કંસારી, કરોળીયા, વગેરે જાણવા. બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય એ ત્રણને વિગલેંદ્રિય કહેવામાં આવ્યા છે. મનુષ્ય પ્રાણી સર્વથી શ્રેષ્ઠ ગણાય છે, નાના પ્રાણિઓની રક્ષા કરવામાંજ મનુષ્યુની શ્રેષ્ટતા ગણાય. પોતાના શરીરને નુકશાન કરનાર નાના જંતુઓનો નાશ કરવા દવા વગેરેનો ઉપયોગ થાય, તેમજ નાના વિદ્યાર્થીઓને માખી, મચ્છર, માંકડ વગેરે મારી નાખવાના પાઠો શિખવવામા આવે, અને મહા પાપથી ભરેલા માખીઓ મારવા માટે સપ્તાહો આર્યદેશમાં ઉજવાય, અમુક સંખ્યામાં જીવો મારે તેને ઇનામ અથવા વળતર અપાય, એ બધા મહા ભયંકર પાપ કાર્યો કહેવાય. જગતમાં સર્વે જીવોને જીવવાનો અધિકાર

છે પોતાની સગવડને માટે અન્યના નાશની ભાવના ઘણી અધમ કોટીની ગણી શકાય, મનુષ્ય જાતિની ઉચ્ચતા અન્ય જીવોના રક્ષકપણામા ગણાય દયાના ઉચ્ચ સસ્કારોને લઈને માનવમા માનવતા ટકે છે અને વધે છે માનવના હયામા રહેલા, દયાના સસ્કારોના નાશ કરવાના પ્રયત્ન એ માનવોની ઘોર હિંસા કરતાપણ અધિક પાપ છે

જે જીવોને શરીર, જીભ, નાક, આખ અને કાન એ પાચે ઇદ્રિયો હોય તે ૫ ચેઇદ્રિય કહેવાય તેના ચાર ભેદ છે ૧ દેવતા ૨ મનુષ્ય ૩ તીર્યંચ ૪ નારકી આ ચારેના ઘણા ભેદો છે.

આ પ્રમાણે ત્રસ જીવોના ભેદો જાણવા. સસારી જીવોના વર્ણનમા આપણા આત્માની દુખમય સ્થિતિનુ વર્ણન પણ આવી જાય છે એ દશા ફરી ન પમાય તે માટે જિનેશ્વર દેવની આજ્ઞાનુ પાલન હમેશા ઘણા બહુમાન સહિત કરવાનુ છે, એ વાત સદાય અતરમા વારી ગખવા લાયક છે

## ઢાળ બીજી

(વીર જિણુદ જગત ઉપકારી-એ દેશી)

**શ્રી સીમધર સાહિબ ! મેરા, વિનતડી અવધારોજી;**
**નરકનિગોદ તણાદુખ વિરૂઆ, ગિરૂઆ ! હૃદયવિચારોજી**
**શ્રી. સી૦ ૧-૨૪**

**દીન દયાળ! કૃપાળ કૃપાનિધિ! કરીએ કાંઇ ઉપગારોજી;**
**ભીમ ભવોદધિ દુસ્તરમાંથી, મુજને નાથ! ઉગારોજી**
**શ્રી. સી૦ ૨-૧૫**

મારા સીમંધર સાહિબ! મારી વિનંતિ સાંભળો નરક તથા નિગોદના દુઃખ મહા વિકરાળ છે. અનંત ગુણ વડે મોટાઈને પામેલ પરમપ્રભુ! આપના હૃદયમાં વાત વિચારો, આપના સેવકના એ દુઃખો ટાળો હે દીનદયાળ! કૃપાવંત! કરુણાના સાગર! મુજ રંક ઉપર કાંઈક ઉપકાર કરો. હે નાથ! દુઃખે કરી તરી શકાય એવા આ ભયંકર સંસાર સમુદ્રથી મને ઉગારી લો.

**પોયણી પાન સુકોમળ મેલે, બત્રીશ સંખ્યા સોયજી;**
**બળવંતો નર સોયે કરીને, મનશું વિંધે કોયજી**
**શ્રી. સી૦ ૩-૧૬**

**એક પાન ભેદીને બીજે, જેહવે તે સોય જાયજી;**
**વર્દ્ધમાનજિન ગોયમને કહે, અસંખ્ય સમય તિહાં થાયજી**
**શ્રી. સી૦ ૪-૧૭**

હવે કાળનું માપ બતાવાય છે. પોયણી (કમળની એક જાતિ)ના સુકોમળ પાન બત્રીશ મુકયા હોય, કોઈ બળવાન પુરૂષ પોતાના સઘળા બળથી લક્ષ્ય રાખીને વીંધે, તે સોય એક પાનને વીંધીને બીજા પાન ઉપર જેટલા વખતમાં જાય એટલા

વખતમા અમ ખ્યાતા સમય થાય એમ શ્રી વર્દ્ધમાન સ્વામી (મહાવીર સ્વામી) એ પોતાના મુખ્ય શિષ્ય શ્રી ગૌતમસ્વામીને કહ્યુ છે

શ્રી જન શાસ્ત્રોની દ્રષ્ટિએ કાળનુ નાનામા નાનુ માપ સમય કહેવાય છે જગતના વ્યવહારમા જેમ સેક ડ, મિનિટ, કલાક, પળ, ઘડી વગેરેના માપો કહ્યા છે તેવી રીતે શાસ્ત્રમા સમય, આવલી વગેરેના માપથી ગણત્રી થાય છે આખ મીચીને ઉઘાડીએ એટલામા અસ ખ્યાતા સમય થઈ જાય છે

સમયને સમજાવવા માટે બીજુ દ્ષ્ટાત જુના વસ્ત્રનુ કહ્યું છે જુનુ જળી ગયેલુ કપડુ હોય તેને કોઇ બળવાન માણસ પોતાના સર્વે બળે કરીને ફાડે તે વસ્ત્રના એક તાતણાથી બીજે તાતણે પહોચે તેટલા વખતમા પણ અસ ખ્યાતા સમય થઇ જાય છે

અસ ખ્ય સમય એક આવલી જાણો,
ક્ષુલ્લક ભવ હવે જેહજી,
જે દોશત છપ્પન આવલીનુ
જીવિત જીવે તેહજી.
શ્રી. સી૦ ૫–૧૮

અસ ખ્યાતા સમયની એક આવલી થાય ક્ષુલ્લક ભવ એટલે નાનામા નાનો ભવ તે બસો છપ્પન આવલીનુ આયુષ્ય

ભોગવે. એને અંતરમુહૂર્ત કહેવાય. અંતરમુહૂર્તના અસંખ્યાતા ભેદ કહ્યા છે. જઘન્ય અંતરમુહૂર્ત નવસમયનું. ઉત્કૃષ્ટ અંતરમુહૂર્ત બે ઘડીમાં એક સમય ઓછાનું, વચ્ચેના દશ સમયથી માંડી અસંખ્યાતા સમય, સમય, આવલી, વગેરે છેવટ મુહૂર્તમાં બે સમય ઓછા સુધીના બધા મધ્યમ અંતરમુહૂર્ત કહેવાય. બસો છપ્પન આવલી જે નાનામાં નાના ભવનું માપ કહ્યું છે, તે મધ્યમ અંતરમુહૂર્ત સમજવું. આયુષ્ય એનાથી ઓછું ન હોય, તેથી આયુષ્ય માટે ઓછામાં ઓછું અંતરમુહૂર્ત બસો છપ્પન આવલીનું જાણવું.

**અલ્પ આયુ એહવા અનુભવીયાં,**
**નાથ ! નિગોદ મોઝારજી;**
**જન્મ મરણનાં દુઃખ અનંતા,**
**મેં સહ્યાં વારોવારજી.**
**શ્રી૦સી૦ ૬—૧૯**

હે નાથ ! એવા ટુંકા આયુષ્ય મેં નિગોદમાં અનુભવ્યા અને જન્મ મરણના અનંતા દુઃખો વારંવાર મેં સહન કર્યાં.

જગતમાં જન્મ અને મરણ એ બે મોટામાં મોટા દુઃખ કહ્યા છે. નિગોદના જીવોને બીજા દુઃખ પ્રગટપણે નથી હોતા પણ જનમવાનું તથા મરવાનું દુઃખ ઘણું હોવાથી સર્વ સંસારી જીવો કરતાં તે જીવોને મહાદુઃખી કહેવામાં આવ્યા છે.

**ચુમાલીસસેં આવલી સાડી—છેંતાલીશ ઝાઝેરીજી;**
**શ્વાસોશ્વાસ એટલે એક થાયે, આઘી વાત ઘણેરીજી.**
**શ્રી૦ સી૦ ૭—૨૦**

ચુમાલીસમો સાડી છેતાલીશથી કાઈક અધિક ૪૪૬$\frac{૨૩૫૮}{૩૭૭૩}$ આવલી થાય ત્યારે એક શ્વામોશ્વાસ થાય હે ભુ ! હજુ મારા વિતકની ઘણી વાત કહેવાની છે

વાસો'વાસમાં જીવ નિગોદે, કરે સત્તર ભવ પૂરોજી;
સાડી ચોરાણું આવલી ઉપર; અધિકી જાણો શૂરાજી
શ્રી૦ સી૦ ૮–૨૧

એક શ્વામોશ્વાસમા નિગોદનો જીવ મત્તર ભવ પૂરા કરે અને અઢા‑મા ભવની સાડી ચોગણુ થી અધિક ૯૪$\frac{૨૩૫૮}{૩૭૭૩}$ આવલી જાય એક શ્વામોશ્વાસમા ૨૫૬ આવલી પ્રમાણુવાળા નિગોદના જીવોના ભવ ૧૭$\frac{૧૩૯૫}{૩૭૭૩}$ ભવ થાય

મુહૂરત એકની બે ઘડી કાચી, શાસ્તણે પ્રમાણુજી;
સાડત્રીસસે તહોતેર તેહના, શ્વાસોશ્વાસ વખાણુજી.
શ્રી૦ સી૦ ૯–૨૨

તેહ માહે હવે જીવ નિગોદે, ભવ કરે કેતી વારજી;
પાસઠ સહસ્રને પાંચ સયાં વલી, છત્રીશ વાર વિચારજી.
શ્રી૦ સી૦ ૧૦–૨૩

એક મુહૂર્તમા બે ઘડી ( ૪૮ મિનિટ ) થાય, શાસ્ત્રના પ્રમાણથી તેટલા સમયમા સાડત્રીસશો તહોતેર ( ૩૭૭૩ ) શ્વાસોશ્વાસ થાય એટલા કાળમા નિગોદના જીવના પાસઠ હજાર પાચને છત્રીશ (૬૫૫૩૬) ભવ થાય

એક લાખ ને તેર હજાર,
એકસો નેવું વારજી;
એક દિવસના સાસોસાસા,
કેવલીને અધિકારજી
શ્રી૦ સી૦ ૧૬-૨૪
છાસઠ સહસ એંસી અધિકેરા,
ઓગણીશ લાખ ભલેરાજી;
કર્મ પ્રપંચી એક દિવસમાં,
જઈ કરે ભવ ફેરાજી
શ્રી૦ સી૦ ૧૨-૨૫

એક દિવસના શ્વાસોશ્વાસ એક લાખ તેર હજાર એકસો નેવું (૧૧૩૧૯૦) થાય છે. કર્મના પ્રપંચમાં ફસાયેલો નિગોદનો જીવ એક દિવસ (૨૪ કલાક) માં ઓગણીશ લાખ છાસઠ હજાર અને એંસી (૧૯૬૬૦૮૦) ભવ કરે.

તેત્રીશ લાખ પંચાણું સહસા,
સાત શતક અવધારજી;
એક માસના એહ ઊસાસા,
ગણિત તણે અણુહારજી;
શ્રી૦ સી૦ ૧૩-૨૬
પાંચ ક્રોડ નેવ્યાશી લકખા,
ચારસો બ્યાશી હજારજી;
એટલી વાર એ મરે નિગોદીઓ,
એકણ માસ મોઝારજી.
શ્રી૦ સી૦ ૧૪-૨૭

એક મહીનાના શ્વાસોશ્વાસ ગણિતને અનુસારે તેત્રીશ લાખ, પચાણુ હજાર, સાતસો ( ૩૩૯૫૭૦૦ ) થાય, તેટલા કાળમા નિગોદનો જીવ પાચ કોડ, નેવ્યાશી લાખ, બ્યાશી હજાર અને ચારસો ( ૫૮૯૮૨૪૦૦ ) વાર જન્મ મરણ કરે

ચાર ક્રોડ ને સાત જ લખ્ખા,
વલી સહસ અડયાલજી;
ચાર શતક અધિકા સખ્યાએ,
શ્વાસોશ્વાસ વિશાલજી
થી૦ સી૦ ૧૫—૨૮

એક વરસમાં સિત્તોર કોડી,
લાખ સત્યોતેર વારજી;
સહસ અઠયાસી આઠસેં અકે,
એહ લીયે અવનારજી.
થી૦ સી૦ ૧૬—૨૯

એક વરસમા ચાર કોડ, સાત લાખ, અડતાલીશ હજાર, ચારસો (૪૦૭,૪૮૪૦૦) શ્વાસોશ્વાસ થાય, અને નિગોદના જીવના ભવ સીત્તેર કોડ, સત્યોતેર લાખ, અડયાસી હજાર, આઠસો ( ૭૦,૭૭,૮૮,૮૦૦ ) થાય

હે પરમતારક દેવ ! આવા નાના ભવો મારા આત્માએ પ્રથમ અવ્યવહાર રાશિ નિગોદમા બહુ કર્યા, તદન અજ્ઞાન

અવસ્થામાં જન્મ અને મરણના પારાવાર કષ્ટો સહન કરવા પડયા. કેવળજ્ઞાનિના શાસન વિના આટલી ઉંડાણથી તત્વ-જ્ઞાનની વાતો કોણ સમજાવે ? રાગ, દ્વેષ અને અજ્ઞાનથી ભરેલા અપૂર્ણ આત્માઓના પ્રરૂપેલા માર્ગમાં સંપૂર્ણ સત્યતા કયાંથી હોય ? આગમ પ્રમાણથી માનવા લાયક જીવાદિ તત્વોની વાતો કેવળ પ્રત્યક્ષ પ્રમાણને માનનાર સમજી શકે નહિ, હે પ્રભુ ! આ પંચમકાળમાં સર્વજ્ઞ પ્રણીત આગમનો અમારે મોટો આધાર છે. જેના દ્વારા આવું સુંદર તત્વજ્ઞાન અંતરમાં ઉતારીને અતિ અનુપમ આનંદને અનુભવીએ છીએ. આગમ ઉપર અમારી શ્રદ્ધા અવિચળ રહે એવી અહોનિશ માગણી છે.

દુહા

**મરણાં અવતરણાં કરી, સ્વામી ! કાળ અનંત;**
**પરાવર્ત પુદ્‌ગળ કીયાં, તેહનો કહું વિરતંત. ૧.૩૦**

હે સ્વામિન્ ! મરવું અને અવતરવું, એ પ્રમાણે કરતાં અનંતા પુદ્‌ગળ પરાવર્તન વીતાવ્યાં તે હકીકત આપને જણાવું છું.

પુદ્‌ગલ પરાવર્તન વગેરેનું સ્વરૂપ સમજવા માટે જૈન દ્રષ્ટિએ કાળનું માપ લખવામાં આવે છે.

સમય=કાળનો નાનામાં નાનો વિભાગ.

અસંખ્યાતા સમય=૧ આવલી.

૨૫૬ આવલી=૧ ક્ષુલ્લક ભવ

| | |
|---|---|
| ૪૪૪૬ ૨૩૫૮/૩૭૭૩ આવલી અથવા<br>૧૭ ૧૩૯૫/૩૭૭૩ ક્ષુલ્લક ભવ | =૧ શ્વાસોશ્વાસ |

| | |
|---|---|
| ૧૬૭૭૭૨૧૬ આવલી. અથવા<br>૬૫૫૩૬ ક્ષુલ્લક ભવ અથવા<br>૩૭૭૩ શ્વાસોશ્વાસ | ૧ મુહૂર્ત<br>= બે ઘડી<br>૪૮ મિનિટ |

આ ગણત્રીએ એક મિનિટમા ૩૪૯૫૨૫ ૧/૩ આવલી ૧૩૬૫ ૧/૩ ક્ષુલ્લક ભવ ૭૮ ૨૯/૪૮ શ્વાસોશ્વાસ થાય

એક સેકડમા ૫૮૨૫ ૧૯/૪૫ આવલી ૨૨ ૩૪/૪૫ ક્ષુલ્લક ભવ ૧ ૮૯૩/૨૮૮૦ શ્વાસોશ્વાસ થાય

૩૦ મુહૂર્ત, ૬૦ ઘડી=૧ અહોરાત્ર ચોવીશ કલાક

૩૦ અહોરાત્ર=૧ માસ

૨ માસ=૧ ઋતુ વરસમા છ ઋતુ આવે ૧ હેમન્ત ૨ શિશીર ૩ વસન્ત ૪ ગ્રીષ્મ ૫ વર્ષા ૬ શરદ

૩ ઋતુ અથવા ૬ મહિના=૧ અયન

૨ અયન અથવા ૬ ઋતુ અથવા ૧૨ માસ=૧ વરસ

૫ વર્ષ=૧ યુગ ચોરાશી લાખ વર્ષ=૧ પૂર્વાંગ

ચોરાશી લાખ પૂર્વાંગ (૭૦૫૬૦૦૦,૦૦૦૦૦૦૦વર્ષ)=૧ પૂર્વ એવા ચોરાશી લાખ પૂર્વનું પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામીનું તેમજ શ્રી સીમંધર સ્વામીનું આયુષ્ય સમજવું

અસંખ્યાતા વર્ષ=૧ પલ્યોપમ.

દશ કોડાકોડી પલ્યોપમ (૧૦,૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦) =૧ સાગરોપમ.

દશ કોડાકોડી સાગરોપમ=૧ ઉત્સર્પિણી અથવા ૧ અવસર્પિણી.

વીશ કોડાકોડી સાગરોપમ=૧ કાલચક્ર,

અનંતા કાલચક્ર=૧ પુદ્ગલ પરાવર્તન.

પલ્યોપમ સાગરોપમની ગણત્રી સમજાવવા માટે ચાર ગાઉ લાંબા પહોળા ઉંડા કુવાનું દૃષ્ટાંત કહેવામાં આવ્યું છે.

ચાર ગાઉ લાંબો, પહોળો, ઉંડો, ગોળ કુવો હોય, તેમાં યુગલીયાના વાળના ઝીણા ટુકડા કરીને ઠાંસી ઠાંસીને ભરવામાં આવે, જરા પણ જગ્યા ખાલી ન રહે. એના ઉપર પાણીના ધોધ ચાલ્યા જાય તો પણ ટીપું પાણી અંદર ઉતરે નહિ. ચક્રવર્તીની સેના ઉપર ચાલે તો સ્હેજ માત્ર દબાય નહિ. તે પલ્યમાં ભરેલા વાળના ટુકડાની સંખ્યા કેટલી થાય તે બતાવે છે. એક આંગળ જેટલી જગ્યામાં ૨૦૯૭૧૫૨ વાળના ટુકડા સમાય. તે મુજબ આખા પલ્યમાં ૩૩૦૭૬૨૧૦૪,

૨૪૬૫૬૨૫,૪૨૧૯૯૬૦૯૭, ૫૩૬૦૦,૦૦૦૦૦૦૦, વાલાગ્ર સમાય

તેત્રીસ કરોડ સાત લાખ બાસઠ હજાર એકસો ચાર કોડાકોડી કોડાકોડી, ચોવીશ લાખ પાસઠ હજાર છસો પચીશ કોડાકોડી કોડી, બેતાલીશ લાખ ઓગણીશ હજાર, નવસો આઠ કોડાકોડી, સતાણુ લાખ ત્રેપન હજાર છસો કોડી

પલ્યોપમના ૭ ભેદ કહ્યા છે ૧ બાદર ઉદ્ધાર પલ્યોપમ ૨ સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ ૩ બાદર અદ્ધા પલ્યોપમ ૪ સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ ૫ બાદર ક્ષેત્ર પલ્યોપમ ૬ સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ.

એ પ્રમાણે ૭ નામ સાગરોપમના જાણવા,

૧ ઉપર જણાવેલ કુવામા ભરેલા વાળના ટુકડામાથી સમયે સમયે એક એક વાલાગ્ર કાઢે, જેટલા વખતમા' તે પલ્ય ખાલી થાય તેટલા સમયમા એક ઉદ્ધાર બાદર પલ્યોપમ સખ્યાતા સમયપ્રમાણનુ થાય,આ બાદર પલ્યોપમ–સાગરોપમ કાઇ ઉપયોગમા આવતા નથી પણ સૂક્ષ્મને સમજવા સહેલા પડે એટલા માટે કહેવામા આવ્યા છે

૨ વાલગ્રના દરેકના અસખ્યાતા અસખ્યાતા ટુકડા કલ્પવા, તેમાથી સમયે સમયે એક એક કાઢતા જ્યારે પલ્ય ખાલી થાય, ત્યારે સખ્યાતા વર્ષ પ્રમાણ સૂક્ષ્મ ઉદ્ધાર

પલ્યોપમ થાય. આ પલ્યોપમ દ્વીપ સમુદ્રની ગણત્રી કરવામાં ઉપયોગીથાયછે. પચીશકોડાકોડી(૨૫૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦.) સૂક્ષ્મ ઉધ્ધાર પલ્યોપમ અથવા અઢી સૂક્ષ્મ ઉધ્ધાર સાગરોપમના જેટલા સમય થાય એટલા દ્વીપ સમુદ્ર જે પૃથ્વી ઉપર આપણે વસીએ છીએ તે (તીચ્છીં લોક) માં છે.

૩. તે વાળના કણીયામાંથી દરેક સો સો વરસે એક એક કાઢવામાં આવે, અને જ્યારે તે ખાલી થાય ત્યારે સંખ્યતા વર્ષ પ્રમાણ બાદર અધ્ધા પલ્યોપમ થાય. આ ઉપયોગી નથી.

૪. તે દરેક વાળના ટુકડાના અસંખ્યાતા અસંખ્યતા ઝીણા ટુકડા કલ્પી એ અને સો સો વરસે એ ઝીણો ટુકરો કાઢીએ, અને જ્યારે તે પલ્ય ખાલી થાય ત્યારે એક સૂક્ષ્મ અધ્ધા પલ્યોપમ થાય. દશ કોડાકોઢી પલ્યોપમ થાય ત્યારે એક સૂક્ષ્મ અધ્ધા સાગરોપમ થાય. આ પલ્યોપમ દેવ, નારકી, મનુષ્ય વગેરેના આયુષ્ય તથા ઉત્સર્પિણી, અવસર્પિણી, વગેરે કાળના માપમાં ઉપયોગમાં આવે છે. જ્યાં જ્યા સામાન્ય રીતે પલ્યોપમ, સાગરોપમની વાત કહી હોય ત્યાં ત્યાં સૂક્ષ્મ, અદ્ધા પલ્યોપમ સાગરોપમ સમજવા.

૫. જો કે ક્ષેત્ર પલ્યોપમના સૂક્ષ્મને બાદર બે ભેદ અહીં ઉપયોગના નથી, પરંતુ છ પ્રકારના પલ્યોપમના વર્ણન સાથે એનુ પણ કિંચિત્ વર્ણન વિચારાય છે. તે કુવામાં

રહેલા વાલના ટુકડાને સ્પર્શી રહેલા આકાશ પ્રદેશને સમયે સમયે કાઢતા જ્યારે ખાલી થાય ત્યારે બાદર ક્ષેત્ર પલ્યોપમ થાય

૬ તે પલ્યમા રહેલા વાલાગ્રને સ્પર્શેલા અને ન સ્પર્શેલા સર્વ આકાશ પ્રદેશને સમયે સમયે કાઢતા ખાલી થાય ત્યારે સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ કહેવાય આ પલ્યોપમમા અસખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ ચાલ્યો જાય દ્રષ્ટિવાદમા જીવાદિ પદાર્થોની ગણત્રી માટે આ પલ્યોપમ ઉપયોગી થાય છે

દશ કોડાકોડી પલ્યોપમ એક સાગરોપમ, પલ્યોપમમા એવા તેત્રીશ સાગરોપમનુ આયુષ્ય સાતમી નારકીના જીવોનુ, તેમજ સર્વાર્થ સિદ્ધ વિમાનના દેવોનુ હોય છે દશ કોડાકોડી સાગરોપમની એક ઉત્સર્પિણી થાય છે, તેટલાજ કાળમા એક અવસર્પિણી થાય છે બને મળી વીશ કોડાકોડી સાગરોપમનુ એક કાળચક્ર થાય

વર્તમાનમા અવસર્પિણી કાળ ચાલ છે તેનો પહેલો આરો સુષમસુષમા નામનો ચાર કોડાકોડી સાગરોપમનો, તેમા મનુષ્યો યુગલીયા, મહારૂપવત, બહુ જ સરળ, ત્રણ ગાઉના શરીરવાળા, ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા હોય, બીજો આરો સુષમા નામનો ત્રણ કોડાકોડી સાગરોપમનો હોય, તેમા મનુષ્ય બે ગાઉના શરીરવાળા અને બે પલ્યોપમના આયુષ્યવાળા હોય ત્રીજો આરો સુષમદુષમા નામનો બે કોડાકોડી સાગરોપમનો, તેમા મનુષ્યો એક ગાઉના શરીર-

વાળા અને એક પલ્યોપમના આયુષ્યવાળા હોય આ ત્રણે આરામાં યુગલીયા મનુષ્યોને જીવનની જરૂરીઆતો દશ પ્રકારના કલ્પવૃક્ષો પૂરી પાડે છે. અરસપરસ કલેશ કંકાશ વિનાના જીવન પસાર થાય. પશુઓ પણ તે કાળમાં એવા સરળ અને અહિંસક હોય. સર્વે મનુષ્યો અને પશુઓ મરીને સ્વર્ગમાં જ જાય. ત્રીજા આરાના છેડે ચોરાશીલાખ પૂર્વ ત્રણ વરસ અને સાડા આઠ મહીના બાકી રહે ત્યારે પહેલા તીર્થંકરનો જન્મ થાય. તે પ્રથમ રાજા થાય, અને લોકવ્યવહારનો માર્ગ ચાલુ કરે, પછી ધર્મની સ્થાપના કરે. આ અવસર્પિણીમાં પહેલા તીર્થંકર દેવ શ્રીઋષભદેવ ભગવાન થયા. તે ચોરાશી-લાખ પૂર્વનું આયુષ્ય પુરૂં કરી ત્રીજા આરાના ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના (નેવ્યાશી પખવાડીયા બાકી રહ્યા ત્યારે દશ હજાર મુનિરાજ સાથે શ્રી અષ્ટાપદ પર્વત ઉપર સિદ્ધિપદને પામ્યા. તેમની ગાદીએ ભરત ચક્રવતી વગેરે રાજાઓ થયા તેમાં પહેલા આઠ તો આરીસાભુવનમાં કેવળ-જ્ઞાન પામી મુક્તિમાં ગયા અને પચાશ લાખ ક્રોડ સાગરોપમ સુધી જેટલા પ્રભુની પાટે રાજ્યગાદી ઉપર આવ્યા તે બધા મોક્ષ અથવા અનુત્તર વિમાનમાં ગયા. એનું વર્ણન શ્રી નંદીસૂત્રની ટીકામાં તથા સિદ્ધ દંડિકા પ્રકરણમાં કર્યું છે. શ્રી આદિનાથ પ્રભુના નિર્વાણ પછી નેવ્યાશી પખવાડિયા વીત્યા બાદ એક કોડાકોડી સાગરોપમમાં બેંતાલીશ હજાર વરસ ઓછા એટલા કાળ પ્રમાણનો દુષમ-સુષમા નામે ચોથો આરો બેઠો. શ્રી આદિનાથ પ્રભુના મોક્ષ-ગમન પછી પચાશ

લાખ ક્રોડ સાગરોપમ વીત્યા ત્યારે બીજા શ્રી અજીતનાથજી સ્વામી મુક્તિ પામ્યા. તે વખતે ઉત્કૃષ્ટે કાળે થનારા એકસો સીત્તેર તીર્થંકર દેવો આ મનુષ્ય ક્ષેત્રમા વિચરતા હતા પાચ ભરતક્ષેત્રમા પાચ, પાચ ઐરવતક્ષેત્રમા પાચ, અને પાચ મહાવિદેહ ક્ષેત્રની દરેકની બત્રીશ મળી એકસોસાઠ વિજયમા એકસોસાઠ મળી કુળ એકસો સીતેર તીર્થંકર ભગવતો વિચરતા હતા શ્રી અજિતનાથ પ્રભુના નિર્વાણ પછી ત્રીસ લાખ ક્રોડ સાગરોપમ ગયા ત્યારે શ્રી સભવનાથ પ્રભુ મુક્તિમા ગયા ત્યાર પછી દસલાખ ક્રોડ સાગરોપમ બાદ શ્રી અભિનદન સ્વામી સિદ્ધિપદ પામ્યા. પછી નવલાખ ક્રોડ સાગરોપમ ગયા ત્યારે શ્રી સુમતિનાથ મોક્ષમા ગયા. ત્યાર બાદ નેવું હજાર ક્રોડ સાગરોપમ ગયા પછી શ્રી પદ્મપ્રભુ સ્વામી મુક્તિમા ગયા તે પછી નવ હજાર ક્રોડ સાગરોપમે શ્રી સુપાર્શ્વનાથ સ્વામી સિદ્ધ થયા તે પછી નવસો ક્રોડ સાગરોપમ વીત્યા ત્યારે શ્રી ચદ્રપ્રભુ સ્વામી નિર્વાણ પામ્યા તે પછી નેવુ ક્રોડ સાગરોપમ ગયા તે વખતે શ્રી સુવિધિનાથ પ્રભુ પરમપદના સ્વામી બન્યા ત્યાર બાદ નવ ક્રોડ સાગરોપમ ગયા ત્યારે શ્રી શીતલનાથ સ્વામી મુક્તિમા ગયા ત્યાર પછી એકક્રોડ સાગરોપમમા સો સાગરોપમ ઓછા એટલા કાળે શ્રી શ્રેયાસનાથ સ્વામી સિદ્ધિધામમા ગયા તે પછી ચોપન સાગરોપમે શ્રી વાસુપૂજ્ય પ્રભુ નિર્વાણ પામ્યા તે પછી ત્રીસ સાગરોપમ ગયા ત્યારે શ્રી વિમલનાથ સ્વામી મુક્તિમા ગયા ત્યાર બાદ નવ સાગરોપમ કાળે શ્રી અનતનાથ સ્વામી મુક્તિમા ગયા તે

પછી ચાર સાગરોપમ ગયા ત્યારે શ્રી ધર્મનાથ સ્વામી નિર્વાણ પામ્યા. તે પછી પોણો પલ્યોપમ ન્યૂન ત્રણ સાગરોપમે શ્રી શાંતિનાથ સ્વામી સિદ્ધ થયા. તે પછી અરધા પલ્યોપમે શ્રી કુંથુનાથ પ્રભુ મોક્ષમાં ગયા. તે પછી પા પલ્યોપમમાં સો ક્રોડ પાંસઠલાખ ચોરાશીહજાર વર્ષ ઓછા એટલો સમય વીત્યો ત્યારે શ્રી અરનાથ પ્રભુ મુક્તિ વર્યા. તે પછી સો ક્રોડ વરસે શ્રી મલ્લીનાથ પ્રભુ મોક્ષમાં ગયા. તે પછી ચોપન લાખ વરસે શ્રી મુનિસુવ્રત સ્વામી મુક્તિમાં ગયા. તે પછી છ લાખ વરસે શ્રી નમિનાથ વિભુ સિદ્ધિપદ પામ્યા. તે પછી પાંચ લાખ વરસે શ્રી અરિષ્ટનેમિ પ્રભુ નિર્વાણ પામ્યા ત્યારબાદ ત્યાશીહજાર સાતશો પચાશ વરસે શ્રી પાર્શ્વનાથ પ્રભુ નિર્વાણ પામ્યા. તેમના પછી બસો પચાશ વરશે શ્રી મહાવીર સ્વામી મુક્તિ પામ્યા. શ્રી મહાવીર નિર્વાણ પછી ત્રણ વરસ અને સાડા આઠ મહીને ચોથો આરો પૂરો થયો. એકવીશ હજાર વરસ પ્રમાણનો પાંચમો દુષમા નામનો આરો બેઠો એ પાંચમા આરાના ચોવીસસો અડસઠ ઉપરાંત વરસો વીતી ગયા. અને ૧૮૫૩૧ લગભગ બાકી રહ્યા. પાંચમા આરાના છેડા સુધી ધર્મ રહેશે. ત્યાર બાદ દુષમદુષમા નામે છઠ્ઠો આરો મહા વિકરાળ એકવીશ હજાર વરસ પ્રમાણનો આવશે. તે આરામાં વીસ વરસનું વધારેમાં વધારે આયુષ્ય હશે અને છ વરસની સ્ત્રી ગર્ભ ધારણ કરશે. ગામ, નગર, દેશ, પુર, પાટણ વગેરે સર્વનો છઠ્ઠો આરો બેસતાં પહેલાં નાશ થઇ જશે તેથી લોકો ગંગા નદીના બીલોમાં રહેશે. એ છઠ્ઠો આરો પૂરો થવાથી

અવસર્પિણી કાળ પૂરો થશે આ પ્રમાણે જેમા દિવસે દિવસે આયુ, રૂપ, બળ રસકસ, શકિત વગેરેની ઓછાશ થતી આવે તે અવસર્પિણી કાળ, પૂરો થાય પછી દરેક વસ્તુની વૃદ્ધિ નિરતર થતી રહે એવો ઉત્સર્પિણી કાળ આવે તેમા પણ છ આરા પાછળના ક્રમથી હોય એટલે કે પહેલો આરો દુષમદુષમા નામનો એકવીશ હજાર વરસનો, બીજો આરો દુષમા નામનો એકવીસ હજાર વરસનો, ત્રીજો દુષમ સુષમા આરો એક કોડા કોડી સાગરોપમમા બેતાલીશ હજાર વરસ ઓછાનો, તેમા ત્રેવીશ તીર્થંકર દેવો થસે, ચોથો આરો બે કોડાકોડી સાગરોપમનો સુષમ દુષમા નામનો, પાચમો આરો સુષમા નામનો ત્રણ કોડાકોડી સાગરોપમનો છઠ્ઠો સુષમાસુષમા નામનો આરો ચાર કોડા કોડી, સાગરોપમ પ્રમાણનો આવશે એ આરો પુરો થવાથી ઉત્સર્પિણી પૂરી થાય બનેના બાર આરા મળી એક કાલચક્ર થાય એવા અનતા કાલચક્ર જાય ત્યારે એક પુદ્ગલપરાવર્તન થાય આ જીવને સસારમા ભટકતા અનતા પુદ્ગલપરાવર્તન વીતી ગયા અનતી ચોવીશી થઈ ગઇ, અનતા તીર્થંકર ભગવતો થઇ ગયા અનતા જીવો મુક્તિમદિરમા પહોચ્યા, અનત કાળથી મોક્ષ માર્ગ ચાલુ છે, છતા આ જીવનું ઠેકાણુ પડયુ નથી હજુ પણ અવસરોચિત ચેતિને નહિ ચલાય તો ચારે ગતિના કારમા દુખો ભોગવવા પડે, માટેજ પ્રભુને વિનતિ કરાય છે કે 'તમે મળ્યા પછી મને સસાર ગમવો જોઇએ નહિ'

પુદ્ગળપરાવર્તનના આઠ ભેદ કહ્યા છે. ૧ બાદર દ્રવ્ય સૂક્ષ્મ પુદ્ગળાપરાવર્તન ૨. સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગળપરાવર્તન ૩. બાદર ક્ષેત્ર પુદ્ગળપરાવર્તન ૪. સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગળપરાવર્તન. ૫. બાદર કાળ પુદ્ગળપરાવર્તન. ૬. સૂક્ષ્મ કાળ પુદ્ગળ-પરાવર્તન. ૭. બાદર ભાવ પુદ્ગળપરાવર્તન. ૮. સૂક્ષ્મ ભાવ પુદ્ગળપરાવર્તન. આ આઠે પ્રકારના પુદ્ગળપરાવર્તનનું સ્વરૂપ શ્રી પંચમકર્મગ્રંથમાં તથા લોકપ્રકાશ આદિ ગ્રંથોમાં કહ્યું છે તે આઠમાંથી ચોથું સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગળપરાવર્તન કાળની ગણતત્રીમાં જરૂરી હોવાથી કંઈક વિચારીએ

ચૌદરાજ લોકમાં અસંખ્યાતા આકાશ પ્રદેશ છે આંગળ જેટલી જગ્યામાં પણ અસંખ્યાતા આકાશ પ્રદેશ હોય. ચાદરાજલોક અસંખ્યતા કોટાકોટી યોજન પ્રમાણ છે. કોઈ જીવ અમુક આકાશ પ્રદેશ ઉપર મરણ પામે. એ પહેલો પ્રદેશ ગણવો. જોકે જીવની અવગાહના એકજ આકાશ પ્રદેશની હોતી નથી, અસંખ્યાતા પ્રદેશની હોય છે. તેમાંથી એક પ્રદેશની વિવક્ષા કરવી. એ પ્રમાણે એક સ્થળે મરણ પામ્યા પછી તે જીવ બીજા સ્થાનોમાં અનેકવાર મરણ કરી આવે તે ગણાય નહિ, પરંતુ ફરી ફરીને પ્રથમ જ્યાં મરણ પામ્યો હોય તેની જોડેનાજ પ્રદેશ ઉપર મરણ પામે તે ગણાય. એવીજ રીતે ફરીને ત્રીજે, ચોથે વગેરે અનુક્રમથી પ્રદેશોને મરણથી સ્પર્શતા ચૌદરાજ લોકમાં રહેલા આકાશ પ્રદેશોને એક જીવ પૂરા કરે. તે કાળને એક સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગળપરાવર્તન કહેવાય. એમાં અનંતા કાળચક્ર

ચાલ્યા જાય હે દેવ! અન તા પુદ્ગલ પરાવર્તન સંમારચક્રમા વીતાવ્યા, ઘણો હેરાન થયો, છતા આ પામર જીવડો સમજતો નથી પુદ્ગલ પરવશતામા પડી પોતાનુ બગાડે છે આપના શાસનના આશરા લઈ આત્મ પ્રગતિમા આગળ વધવાની અભિલાષા મને નિરંતર જાગતી રહે!

જેમ કેકી ગિરિવર રહે, મેહા દૂરે વાસ;
તિમ જિનજી! તુમ ઓળગું,
નિસુણો એ અરદાસ. ૨—૩૧

હે દેવાધિ દેવ! મોર પર્વત ઉપર વસે છે, અને મેઘ દૂર આકાશમા હોય છે, છતા મોર હંમેશા મેઘની ચાહના રાખે છે એને જોવા માત્રથી આનંદના આવેશમા આવી જાય છે, તેવીજ રીતે આપ મારાથી બહુજ દૂર વસ્યા છો, છતા આપની ઓળગ કરૂ છુ. મારી આ વિનતિ ધ્યાનમા લો

ચોમાસાની ઋતુમા જ્યારે મેઘનો ગર્જારવ થાય ત્યારે મોરને જેટલો આનંદ થાય છે તેટલો બીજા કોઈ પણ પ્રાણીને થતો નથી આથી ઉચ્ચ પ્રકારના પ્રેમમા મેઘ-મયૂરના પ્રેમની ઉપમા અપાય છે ભવ્ય જીવોને પરમાત્મા સાથે એ પ્રકારનો પ્રેમ હોય પ્રભુના દર્શન, સ્પર્શન, નમન, વંદન, સ્મરણ, પૂજન આદિ વિના આત્માર્થી જીવોને આનંદ કેમ આવે? પ્રભુને વિનવતા આત્માર્થીઓ કહે છે કે—

"તુમ વિના મેં બહુ દુઃખ સહ્યાં, તુજ મીલ્યે તે કિમ હોયરે"
મેહ વિણ મોર માચે નહિ, મેહ દેખી માચે સોયરે"
"સમ્યગ્ દ્રષ્ટિ મોર તિહાં હરખે ઘણું;
દેખી અદ્ભુતરૂપ પરમ જિનવર તણું."

આવો પ્રેમ પ્રભુ ઉપર આવે ત્યારે પ્રભુ ગરથા કહેવાય. સંસારની જંજાળમાં ગુંથાયા રહીને પ્રભુ ભક્તિના મહામૂલા પ્રસંગો એળે વીતાવવા એ શ્રેયસ્કર ગણી શકાય નહિ. જેમ જેમ પ્રભુ ઉપર પ્રેમ વધે તેમ જગત ઉપરનો પ્રેમ ઘટે કહ્યું છે કે:—

"પ્રીતિ અનંતી પરથકી, જે ત્રોડે હો તે જોડે એહ;
પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ",

પરમપુરૂષ પરમાત્માના ગુણ સાથે રાગદશા અને એકત્વતા કરનારે પોતાની અનંતાકાળથી લાગેલી સાંસારિક પદાર્થો ઉપરની પ્રીતિ તોડવીજ જોઇએ. ત્યાંથી તુટે તોજ અહી સંધાય, વીતરાગ પ્રત્યેનો રાગ સંસારના રાગને કાપનારો હોવાથી અતિહિતકર છે. છેવટે એ રાગ પણ ચાલ્યો જશે અને આત્મા નિર્મળ બનશે. આત્માર્થી જીવોને વર્તમાન કાળમાં પ્રભુ પ્રત્યેનો પ્રેમ મહાહિતકારી હોવાથી અવશ્ય આદરવા લાયક છે. સંસારની પ્રીતિમા પૌદ્ગલિક-સ્વાર્થનું ઝેર ભરેલું હોય છે, અને પરમાત્માની પ્રીતિમાં આત્મિકતાનું અમૃત ભરેલું હોય છે, તો જગતના દુઃખદાયિ મોહને ઘટાડી પ્રભુ પ્રત્યે રાગ દ્રઢ બંધાય એ જાતિના

અતિ આવશ્યક પ્રયત્નો કરવા આબાલવૃદ્ધ સહુને માટે હિતાવહ છે

## ઢાળ ત્રીજી

(ચેતન જ્ઞાન અજુવાળીયે એ દેશી)

**દશ કોડાકોડી સાગરે, ઉત્સર્પિણી એક રે;**
**તિમ ગણો એહ અવસર્પિણી, મને ધરીય**
**વિવેક રે. ૧–૩૨**

**સુણ સુણ સ્વામિ સીમંધર ! ધરા ભૂષણ ઈશિરે;**
**ચોત્રીશ અતિશય પરગડા, વાણી ગુણ છે પાત્રીશ રે.**
**સુણ૦ ૨–૩૩**

દશ કોડાકોડી સાગરોપમની એક ઉત્સર્પિણી થાય તેટલાજ કાળની એક અવસર્પિણી થાય અત્યારે અવસર્પિણી કાળ ચાલે છે મનમા વિવેક લાવીને એનુ સ્વરૂપ સમજવા યોગ્ય છે, પૃથ્વીના શણગાર સમા હે સીમધર સ્વામી ! મારી વિનતિ સાભળો આપને ચોત્રીશ અતિશય શોભે છે અને વાણીના પાત્રીશ ગુણને આપ ધારણ કરો છો

ઉત્સર્પિણી આદિનો વિચાર કહી આવ્યા છીએ. ચોત્રીશ અતિશય અને પાત્રીશ વાણીના ગુણનુ વર્ણન કાઈક કરાય છે

ચોત્રીશ અતિશય શ્રી તીર્થંકર દેવને જ હોય પૂર્વભવમા ઉપાર્જન કરેલા પ્રકૃષ્ટ પુન્યના ઉદયથી શ્રી જિનેશ્વર

દેવના શરીર, રૂપ, રહેણી વગેરે સંસારના અન્ય જીવો કરતાં ઘણા જ ઉંચા પ્રકારના હોય છે. કહ્યું છે કેઃ-

"રૂપ અનુતર દેવથી, અનંત ગુણું અભિરામ;
જોતાં પણ જગજંતુને, ન વધે વિષય વિરામ"

સંસારભરના સમસ્ત જીવોને દુઃખથી બચાવી મોક્ષમાં પહોંચાડી દેવાની ઉત્કટ ભાવના "સવિ જીવ કરૂં શાશન રસી" એ ભાવ દયા રોમેરોમ પરિણામ પામવાથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરીને જે અવતરેલા હોય છે, તેમનામાં વિશિષ્ટતા તે અતિશય કહેવાય છે. એ પરમ ઉપગારી દેવાધિદેવની તુલનામાં જગતનો કોઇ પણ પ્રાણી આવી શકતો નથી.

શ્રી જિનેશ્વર ભગવંતને જન્મથી ચાર, ઘાતિકર્મનો ક્ષય થવાથી અગીઆર અને દેવના કરેલા ઓગણીશ મળી કુલ ચોત્રીશ અતિશય હોય છે. કહ્યું છે કે:-

"ચાર અતિશય મૂલથી, ઓગણીશ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગીયાર ચોત્રીશ એમ અતિશયા,
સમવાયાંગે પ્રસિદ્ધ"

તેમાં પહેલા ચાર મૂલ અતિશય,

૧ આ તીર્થંકર દેવનું શરીર સર્વથી શ્રેષ્ઠ અદ્‌ભુત સ્વરૂપવાળુ; રોગ પીડા વિનાનું, પરસેવા તથા મેલ વગરનું હોય.

૨ શ્વાસોશ્વાસ કમળના જેવો સુગંધી હોય

૩ શરીરના લોહી અને માસ દુધ જેવા ઉજળા હોય

૪ આહાર નીહારનો વિધિ ચર્મચક્ષુવાળા જોઈ શકે નહિ

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતિ કર્મનો નાશ થવાથી કેવળજ્ઞાન થાય, તે વખતે અગીઆર અતિશયો થાય

૧ એક યોજન જેટલી સમવસરણની ભૂમિમા કરોડો, દેવો મનુષ્યો અને તિર્યંચો પરસ્પર સંકડામણ અનુભવ્યા વિના શાતિથી બેસી શકે હરે, ફરે, કોઈને અકળામણ થાય નહિ

૨ દેશનામા બોલાતી વાણી સર્વ જીવો પોતપોતાની ભાષામા સરખી રીતે સમજી શકે

૩ પ્રભુના મસ્તકની પાછળ બાર સૂર્ય કરતા પણ વધુ તેજવાળુ ભામંડળ રહે આ ભામંડળમા પ્રભુના મુખનુ તેજ સંહરી લેવાય છે, તેથી મનુષ્યો વગેરે પ્રભુના મુખ સામે જોઈ શકે, નહિ તો, મુખ સામે જોઈ શકાય નહિ

૪ પ્રભુ જે સ્થળમા વિચરે તેની ચારે દિશામા પચીસ પચીસ અને ઉચે નીચે સાડાબાર યોજન એમ સવાસો યોજન (૫૦૦ ગાઉ) સુધીમા પહેલાના થયેલા પ્રાણી-

ઓના રોગો નાશ પામે અને નવા થાય નહિ. આ પછીના અગીયારમાં સુધીના બધામાં સવાસો યોજન સમજી લેવા.

૫ પ્રાણીઓના પૂર્વ જન્મમાં બાંધેલા, તેમજ જાતિ સ્વભાવથી થયેલા વૈર વિરોધ ચાલ્યા જાય,

૬ સાત પ્રકારની ઇતિ એટલે ઉપદ્રવ તથા અનાજ વગેરેના પાકને નુકશાન કરનારા તીડ, સુડા, ઉંદર વગેરે ન થાય.

૭ મારી મરકી, દુષ્ટ દેવોના ઉપદ્રવ ન થાય.

૮ વધુ પડતો વરસાદ થવાથી ધાન્યાદિ પાકની ખરાબી થાય તે અતિવૃષ્ટિ કહેવાય, તે પ્રભુના પ્રભાવે ન થાય.

૯ વરસાદ ન થવાથી લોકો પશુઓ અનાજ પાણી ઘાસ આદિની તંગીના કારણે દુઃખી થાય તે અનાવૃષ્ટિ, કહેવાય, તે પણ ન થાય.

૧૦ ઉપર જણાવેલા કારણ સિવાયના બીજા પણ કારણથી દુકાળ પડે તે દુર્ભિક્ષય, ગણાય પ્રભુના અતિશયથી તે ન થાય.

૧૧ પોતાના રાજ્યના લશ્કર તરફથી અથવા બીજા રાજ્યના લશ્કર તરફથી ભય થાય તે સ્વચક્ર પરચક્ર ભય, તે ન થાય.

કેવળજ્ઞાન પામ્યા પછી દેવોના કરેલા ઓગણીશ અતિશય હોય.

૧ પ્રભુની સન્મુખ ધર્મચક્ર આકાશમા ચાલે

૨ સ્થિરતા વખતે અને વિહારમા સદાય શ્વેત ચામરો વીંજાતા રહે

૩ મસ્તક ઉપર ત્રણ છત્ર રહે.

૪ રત્નમય ઇંદ્રધ્વજ, હજાર યોજન ઉંચો આગળ ચાલે

૫ સિંહાસન પાદપીઠ સહિત આકાશમાં ચાલે

આ પાચ અતિશયો પરમાત્મા જ્યા વિચરે ત્યાં સાથે ચાલે, તેમજ જ્યા બિરાજે ત્યા યોગ્ય રીતિએ ઉપયોગમા આવે

૬ પ્રભુના વિહાર વખતે સોનાના સુવાળા નવ કમલ બનાવીને મુકે, તેના ઉપર ભગવાન ચાલે. તે કમલો પ્રભુ ચાલતા જાય તેમ આગળ આવતા જાય

૭ સમવસરણ ફરતા રૂપાનો સોનાનો અને રત્નનો એમ ત્રણ ગઢ કરે

૮ ભગવાન પૂર્વ દિશા સામે મુખ રાખી સમવસરણમા બેસે બાકીની ત્રણ દિશામા પ્રભુની આબેહુબ મૂર્તિ બેસાડે

૯ પ્રભુના શરીરથી બાર ગણો ઉંચો અશોક વૃક્ષ બનાવે.

૧૦ કાટા ઉંધા થઈ જાય

૧૧ વૃક્ષો પ્રણામ કરે

૧૨ દુષણ વગરના અર્થવાલી. ૧૩ વિષયને સરળતાથી સમજાવે તેવી. ૧૪ જ્યાં જેવું શોભે તેવું બોલાય.

૧૫ છ દ્રવ્ય અને નવ તત્વના અર્થોને પુષ્ટ કરે એવી.

૧૬ પ્રયોજનવાલી. ૧૭ પદ રચનાની મનોહરતાવાલી.

૧૮ પટુતા ભરેલી. ૧૯ મધુરતાવાલી. ૨૦ પારકાના મર્મને ખોલે નહિ એવી. ૨૧ ધર્મ અર્થ પ્રતિબધ્ધતાવાલી.

૨૨ દીપક સમાન પ્રકાશમય અર્થવાલી. ૨૩ પરનિંદા તથા સ્વસ્તુતિ રહિત. ૨૪ કર્તા, કર્મ, કાળ, ક્રિયાપદ, વિભકિત વગેરે વ્યાકરણના નિયમોને બરાબર સાચવનારી

૨૫ સાંભળનારને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી.

૨૬ કહેનાર સર્વ ગુણ સંપન્ન છે એમ શ્રોતાને લાગે તેવી.

૨૭ ધૈર્યથી ભરેલી. ૨૮ વિલંબ વગરની. ૨૯ ભ્રાંતિ વિનાની

૩૦ સાંભળનાર સર્વ પ્રાણી પોતાની ભાષામાં સમજે તેવી

૩૧ સદ્બુધ્ધિ ઉત્પન્ન કરનારી. ૩૨ પદના રહસ્યને અનેક રીતિએ સમજાવનારી. ૩૩ સાહસિકતાથી ભરેલી.

૩૪ પુનરુકત દોષરહિત. ૩૫ સાંભળનારને કંટાળો ન આવે ગમે તેટલો વખત સંભળાવે તો પણ સાંભળવાનું જ મન થાય એવી.

એવા જગતશ્રેષ્ઠ પાત્રીશ ગુણો શ્રી જિનેશ્વર ભગવતની વાણીમા રહેલા છે એ વાણીનો મહીમા સમજાવવા માટે એક બહુ દુખી ઘરડી ડોશીનુ દષ્ટાંત કહેવામાં આવ્યુ છે, તેને ટુકમા વિચારીએ

કોઇક નગરમા, બહુ જુલમી મહાલોભી એવો એક શેઠ અને તેના કરતા પણ વધારે નિર્દય, કઠોર ભાષાથી ભરેલી શેઠાણી હતા તેને ત્યા કામ કરનારી એક ડોશી હતી જેનુ શરીર વૃદ્ધાવસ્થાને લઈ ને અત્યત ઘસાઈ ગયેલુ હતું બીજે કયાઈ આધાર મળે તેમ નહિ હોવાથી આ જુલ્મીઓને આશરે પડીને પેટ પુરતુ ખાવાનુ પણ ન મળે એવા મહાદુખમા જેમ તેમ જીવન પસાર કરે છે એક દિવસ સવારમા ગાળો દેતી શેઠાણી ઉઠી, અને જગલમાથી લાકડાનો મોટો ભારો ઉપાડી લાવવાનો હુકમ છોડયો શકિત વિના પણ હુકમને તાબે થઈ બિચારી ડોશી વગડામા ગઈ, લાકડા એકઠા કર્યા, ઓછા પડશે તો શેઠાણીની ચાર ગાળો વધારે સાભળવી પડશે અને પૂરૂ ખાવા નહિ મળે, એ બીકથી પોતાની શકિત ઉપરાત બોજો ઉપાડીને અનેક જગ્યાએ વિસામો લેતા લેતા મહામુશ્કેલીએ દોઢ પહોર દિવસ ચઢયે ઘેર આવી ફળીયામા ભારો નાખ્યો, જરા વિસામો લેવાની તૈયારી કરે છે, ત્યા તો શેઠાણી તાડુકયા, રાંડ, આટલા જ કેમ લાવી? ધુતારી, લુચ્ચી! કામ કાઇ કરવું નહિ, અને ખાઇ જવું, આમ કરીને મારૂ ઘર ખાલી કર્યું આટલાથી નહિ ચાલે માટે બીજા આનાથી

૧૨ આકાશમાં દેવદુંદુભિ વાગે.

૧૩ એક યોજન સુધી રજ કચરો દૂર કરનાર સુગંધ
શીતલ, મંદ પવન વાય.

૧૪ સુગંધી પાણીની વૃષ્ટિ થાય.

૧૫ સમવસરણમાં પાંચ વરણના સુગંધો, જળ થળમ
ઉત્પન્ન થયેલાં ફુલોનો વરસાદ થાય, તે પુષ્પો ત્ય
જનારના ઢીંચણ સુધી પહોંચે એટલા હોય. એ ફુલે
સચિત્ત હોય અને ક્રોડો દેવ મનુષ્યાદિ એના ઉપ
ચાલવા છતાં પ્રભુના અતિશયથી તેમને જરા મા
પીડા થાય નહિ.

૧૬ પક્ષિયો પ્રદક્ષિણા ફરે.

૧૭ પ્રભુના માથાના વાળ, દાઢી, મૂછ અને નખ વધે નહિ

૧૮ ઓછામાં ઓછા કરોડ દેવો સદાય સેવામાં હાજર રહે

૧૯ સર્વ ઋતુઓ અનુકુળ રીતે વરતે. એક સાથે ફળે.

આ ચોત્રીસ અતિશય શ્રી અરહિંત દેવને જ હોય
એવું પ્રકૃષ્ટ પુન્યનો ઉદય અન્ય આત્માઓને હોતો નથી.
પ્રભુની ભક્તિ કરનાર પોતાના આત્મગુણો ખીલવીને પ્ર
જેવો બની શકે કહ્યું છે કેઃ—

"પૂજા કરતા પૂજ્યની, પૂજ્ય પોતે થાય"
"જિનવર પૂજારે તે નિજ પૂજનારે"

પૂજ્ય પૂજાને ઈચ્છે નહિ, અને પૂજક પૂજ્યને પૂજ્યા વિના રહે નહિ એ ઉત્તમ મર્યાદા છે પૂજ્યની પૂજા પોતાના માટે કરવાની હોય છે એ બરાબર સમજાય તો સર્વોત્કૃષ્ટ દેવ શ્રીઅરિહંત ભગવંતની પૂજામા પ્રમાદ, બેદરકારી, આળસ, ઉપેક્ષા કે અવગણના ન થાય માનવ જીવનની અમૂલ્ય ક્ષણોનો સદુપયોગ પૂજ્યની પૂજા વડેજ થઈ શકે આત્મ પ્રગતિના અર્થીએ પૂજ્યની પૂજારૂપ મુખ્ય કર્તવ્ય હંમેશા આદરવા યોગ્ય છે

પ્રભુની વાણીમા પાત્રીશ ગુણ હોય છે

૧ સમવસરણમા સર્વે જગ્યાએ સમજાય

૨ યોજન પ્રમાણ ભૂમિમા સંભળાય તેવી

૩ પ્રૌઢતાવાલી ૪ મેઘની ગર્જના થતી હોય તેવી.

૫ શબ્દની સ્પષ્ટતાવાળી ૬ સંતોષ ઉપજાવે તેવી

૭ દરેક જીવ જાણે કે મનેજ ઉદ્દેશીને કહે છે, એવી

૮ પુષ્ટ અર્થથી ભરેલી ૯ પૂર્વાપર વિરોધ વગરની

૧૦ મહા પુરૂષને છાજે તેવી ૧૧ સંદેહ ન ઉપજે તેવી.

ચારઘણા લઈ આવ ત્યાર પછી ખાવા પીવા આપીશ. ડોશી બીચારી ઘણી કરગરે છે, કે માતાજી! મારા શરીર સામે જુઓ. મારી શકિત ઉપરાંત હું લાવી છું કાંઈક ખાવા પીવા આપો પછી જરા વિસામો લઈને બીજા લાવી આપીશ, પરંતુ નિર્દય શેઠાણીને એની અસર થતી નથી. અને બિચારીને ભુખી ને તરસી ખરા તડકામાં વગડામાં

તગડે છે. ડોશી ફરીથી જંગલમાં જાય છે, લાકડા એકઠા કરે છે, પહેલાં કરતાં પણ ઘણો મોટો ભારો બાંધે છે, ન ઉપડે છતાં જોર કરી ઉપાડે છે. માથે ઉનાળાનો મધ્યાન્હનો સૂર્ય તપે છે. ભૂખ, તરશ, થાક, ખેદ, ચિંતા આદિ અનેક પીડાનો પાર નથી. શરીરે પરસેવો બહુ થવાથી લુગડાં ભીંજાઈ ગયા છે, કમર વળી ગઇ છે, લાકડીના ટેકાથી માંડમાંડ પગલાં ભરાય છે, છાતીમાં થડકારો ઉપાડયો છે, ધમણની માફક શ્વાસ જોરથી ચાલે છે, આંખમાંથી તથા નાકમાંથી પાણી ઝરે છે, મોઢામાંથી લાળ છુટે છે, ગળુ અને જીભ સુકાઈ ગયા છે, બોલવાની કે ચાલવાની લેશ માત્ર હામ નથી. થોડુંક ચાલીને ભારો ઉતારી જરા ઉભી રહે છે, વળી ઉપાડે છે, પગલે પગલે ઠોકર વાગે છે, આવી અતિ વિષમ અવસ્થામાં જુલ્મી શેઠ શેઠાણીનો સ્વભાવનો વિચાર કરતી ચાલી આવે છે. એવામાં એક પગમાં કાંટો વાગે છે, માથે ભારો છે, કાંટાવાળો પગ ઉંચો કરીને કાંટો કાઢે છે. આવી મહાદુઃખી દશામાં પણ જો શ્રી જિનેશ્વર દેવની વાણી કાને પડે તો સઘળા દુઃખને ભૂલીને અમૃતના

સાગરમા સ્નાન કરવા જેટલુ સુખ અનુભવે જન્મોજન્મના કોડો તાપને ટાળનારી પ્રભુની વાણી હજારો વરસો સુધી દિવસને રાત એકજ ધારાએ નીકળ્યે જ જાય અને આ મહા દુખથી ભરેલી વૃદ્ધાનુ એટલુ આયુષ્ય હોય તો ભુખ, તરશ, તાપ, જુલ્મ બધુ ભૂલીને એજ દશામા સાભળ્યાજ કરે જરાય ખેદ થાય નહિ, પરમ આનદમા મગ્ન બનીને મસ્તક ડોલાવે, આવો મહિમા શ્રી વીતરાગની વાણીમા છે એ વાણી જેમને સાક્ષાત્ સાભળવા મળી હોય તેમના ભાગ્યનો પાર નથી, પરતુ પરપરાએ મળેલી, ગણધર મહારાજાઓએ આગમ રૂપે ગુથેલી, આત્માર્થી પૂર્વાચાર્ય મહર્ષિઓએ સાચવીને આપણા સુધી પહોચાડેલી એ વાણીનુ સન્મુખ ભાવે શ્રવણ કરનારને અત્યારે પણ જે આનદ અનુભવાય છે તે અનુભવનારજ સમજી શકે પરમ ભાગ્યે મહા ઉપગારી આગમ મલ્યુ છે, એના પ્રત્યે બહુમાન જાગી જાય, તો પચમ કાળમા નાની જીદગીમા ઘણુ સાધી શકાય આત્માર્થી જીવો ભવોભવ આગમના અવલબનની માગણી કરે છે

**વીશ કોડાકોડી બેહુ મલી, કાલચક્ર એક થાય રે;**
**એક પુદ્ગલ પરાવર્તમાં, ભવ અનંત તે જાય રે.**
**સુણ૦ ૩–૩૪**

ઉત્સર્પિણી, અવસર્પિણી બને મળી વીશ કોડા કોડી સાગરોપમનુ એક કાળચક્ર થાય અનતા કાળચક્રનું એક પુદ્ગળપરાવર્તન થાય, તેમા જીવના અનતા ભવ થઈ જાય

**એહ નિગોદમાં હું વસ્યો, પ્રભુ ! કાળ અનંત રે;**
**એહ પુદ્ગળ પરાવર્તકાં, કર્યાં વાર અનંત રે.**
**સુણ૦ ૪–૩૫**

હે પ્રભુ ! એ નિગોદમાં હું અનંતકાળ રહ્યો, અને એ પુદ્ગળ પરાવર્તન મેં અનંતા વીતાવ્યાં.

**એપવી અકામ નિર્જરાએ, કર્મ ચીકણાં જેહરે;**
**પુઢવી જલ જલણ વાઉ થયો, પામીયો તેહના દેહરે.**
**સુણ૦ ૫–૩૬**

હે દીનબંધુ ! અનંતો કાળ નિગોદમાં આથડયા પછી અકામ નિર્જરાએ ચીકણા કર્મ ખપાવ્યા. કર્મની કાંઇક ઓછાશ થઈ ત્યારે ત્યાંથી નીકળ્યો. પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ થયો તે તે જીવોના શરીર ધારણ કર્યાં.

પર્વત ઉપરથી નીકળતી નદીમાં પડેલો પત્થર ઘણો અથડાય ટીચાય પછી સ્હેજે ગોળ થઇ જાય એને 'નદી ઘોલ પાષણ ન્યાય' કહેવાય છે. અથવા લાકડાની અંદર ઉત્પન્ન થઇને તેને કોરી ખાનારો કીડો જેને ઘુણ કહેવામાં આવે છે, તે લાકડાને કોરતા સ્હેજે અક્ષર પડી જાય એને "ઘુણાક્ષર ન્યાય" કહેવાય છે. અથવા કાગડો તાડના ઝાડ ઉપર બેસે અને કુદરતી રીતે એ ઝાડ પડી જાય કાંઈ કાગડાના ભારથી પડે નહિ. એને "કાકતાલીય ન્યાય"

કહેવાય છે, એવી રીતે ભવિતવ્યાતના વશે કરી કર્મની ઓછાશ થાય, તેથી નિગોદની અવસ્થા છોડીને જીવ કાંઈક ઉંચો આવે છે, અનુક્રમે પૃથ્વીકાય, અપકાય, અગ્નિકાય, વાઉકાય, પ્રત્યેક વનસ્પતિ આદિમા આવી બેઇંદ્રિય તેઇંદ્રિય અને ચઉરિંદ્રિયપણુ છેવટ પચેંદ્રિયપણુ પણ ભવિતવ્યતાના વશે પામે છે ભવિતવ્યતા એટલે ઉંચે સુધી લાવીને મુકી દે, ત્યાર પછી આત્માએ 'સાચા ઉદ્યમનુ અવલબન લેવુ જોઇએ મનુષ્ય જન્મમા આવ્યા ભવિતવ્યતાના યોગે, પણ હવે ભવિતવ્યતા હશે તો આગળ વધાશે એમ માનીને બેસી રહેવાનુ નથી જ્યા ભવિતવ્યતા ઉપર આધાર રાખવાનો હોય ત્યા તો તેમ કર્યા વિના છુટકો નથી પણ જ્યાઉદ્યમથી સાધ્ય વસ્તુ મેળવવાની હોય ત્યા કર્મ કે ભવિતવ્યતના ભરોસે બેસી રહેવાથી આત્મા આગળ વધી શકે નહિ દુનિયાના કામકાજમા ઉદયની મુખ્યતા અને ઉદ્યમની ગૌણતા રાખવી, અને આત્મઉન્નતિ માટેના ધર્મકાર્યમા મુખ્યતા ઉદ્યમની અને ગૌણતા ઉદયની રાખવી ધર્મની શકય આરાધના માટે ઉપકારીઓ તરફથી કહેવામા આવે ત્યારે 'ઉદયમા નથી' ભવસ્થિતિ પાકી નથી' 'શક્તિ નથી 'ભારે કર્મીછી' 'પ્રમાદ નડે છે' આવા અનેક જવાબ આપી છટકવાના પ્રયત્નો કરવામા આવે તો કોઈપણ રીતે આત્માને આગળ વધારી શકાય નહિ નિગોદમાથી પૃથ્વીકાયાદિમા છેવટ મનુષ્યમા પણ આવીને જીવ પાછો નિગોદમા ચાલ્યો જાય ચડે એટલે આગળ વધતોજ જાય એમ બનતુ નથી ચડવુ કઠણ છે પડવું રહેલું છે કહ્યુ છે કે—'અગિયારમા

ગુણસ્થાનકે ચડેલા, ચૌદ પૂર્વધર થઈ શ્રુતકેવલી પણ બનેલા પ્રમાદને પરવશ થવાથી નિગોદમાં ચાલ્યા જાય અને દુષ્ટ કર્મસત્તા અનંતોકાળ રખડાવે આવું સમજી મળેલ શક્તિ અને સમયને આત્મપ્રગતિમાં જોડવા સતત તૈયાર રહેવું એ આત્માર્થીની ફરજ છે.

**તેહ એકેકી કાયમાં, યોનિ સાત લાખ સંખ્ય રે**
**સીત તાપાદિક મેં સહ્યાં, કાળચક્ર અસંખ્ય રે.**
**સુણ૦ ૬—૩૭**

હે તારક દેવ ! એ પૃથ્વીકાય વગેરે ચારમાં સાત સાત લાખ યોનિ છે, તેમાં હું અસંખ્યાતા કાળચક્ર રહ્યો. ત્યાં સ્વશસ્ત્ર, પરશસ્ત્ર, ઉભય શસ્ત્ર વડે, તાપ, ટાઢ, છેદન, ભેદન, વગેરે પાર વગના કષ્ટો અનુભવ્યાં.

**યોનિ:**—સંસારના સર્વ કોઇ ચોરાશી લાખના ફેરાના વાતો કરે છે. જૈનશાસન ચોરાશી લાખ યોનિને વિસ્તારથી તથા ઉંડાણથી સમજાવે છે. જીવને ઉત્પન્ન થવાના સ્થાનને યોનિ કહેવામાં આવે છે. તે ઉત્પત્તિ સ્થાનો ઘણા હોય છે. પરંતુ જે ઉત્પત્તિ સ્થાનના રૂપ, રસ, સ્પર્શ, ગંધ, સરખા હોય તે એકજ ગણાય. એવી રીતે ચોરાશી લાખ યોનિ કહી છે. જીવો ઘણા છે, જીવોને ઉપજવાના સ્થાનરૂપ યોનિ ઘણી છે, પરંતુ સરખા વર્ણાદિવાળી યોનિને એક ગણીને ચોરાશી લાખ યોનિ કહી છે. છાણમાં કીડા થાય, ઇયળ થાય, વીંછી પણ થાય પણ છાણરૂપ યોનિ બધાની એકજ ગણાય.

ચોગશી લાખ યોનિ કયા કયા જીવોની ? તે સમજવુ, રોજ સવાર સાજ પ્રતિક્રમણ કરતા હોય અને તેમા 'સાત લાખ' બોલતા હોય તેને તદ્દન સહેલુ છે અહીં પણ જણાવીએ સાતલાખ પૃથ્વીકાય, સાતલાખ અપ્કાય, સાતલાખ અગ્નિકાય, સાતલાખ વાઉકાય, દશલાખ પ્રત્યેક વનસ્પતિ કાય ચૌદલાખ સાધારણ વનસ્પતિકાય (અન તકાય), બે લાખ બેઇદ્રિ, બે લાખ તેઇ દ્રિય, બે લાખ ચઉરિ દ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પ ચેદ્રિય ( પશુઓ વગેરે ), ચૌદ લાખ મનુષ્ય, આ પ્રમાણે સર્વ મળીને ચોગશી લાખ યોનિ કહી છે, એમા અન તીવાર આત્મા ધર્મની પ્રાપ્તિ વિના ભટકયો છે એ ભટકવુ મટાડવા માટે શ્રી વીતરાગ પ્રભુની આજ્ઞા નિર તર હૈયામા ધારણ કરી તેને અનુકુળ મન વચન કાયાની પ્રવૃત્તિ આદરવા લાયક છે.

**જીવોની સ્વકાય સ્થિતિ** :- જીવ મરીને વારવાર તેજ જાતિના વધારેમા વધારે જેટલા કાળ સુધી ઉપજે તે તેની સ્વકાય સ્થિતિ કહેવાય, અનાદિ નિગોદની અન તા પુદગળ પરાવર્તન, સૂક્ષ્મ કે બાદરની વિવક્ષા વિના સામાન્ય નિગોદની અઢીપુદગલ પરાવર્તન, પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, પ્રત્યેક વનસ્પતિકાયની સ્થિતિ અસ ખ્યાતા કાળચક્ર, બેઇદ્રિય તેઇદ્રિય, ચઉરિ દ્રિય એ ત્રણે વિગલે દ્રિયની સામાન્ય કાય સ્થિતિ સ ખ્યાતા હજાર વર્ષની, દેવ તથા નારકીની પોતાના ભવ જેટલીજ કારણ કે દેવ મરીને દેવ

અને નારકી મરીને નારકી થતા નથી, તેમજ દેવ મરીને નારકી અને નારકી મરીને દેવ, પણ થાય નહિ. મનુષ્ય અને પશુને પોતપોતાની જાતિમાં વધુ સાત ભવ અને આઠમો ભવ થાય તો યુગલિયા મનુષ્ય, અગર પશુનો થાય. સંસારી જીવોની એ સ્વકાય સ્થિતિ સમજવી. મોક્ષના જીવોને ત્યાં ગયા પછી કોઈ કાળે પણ પાછું ફરવાનું નથી, બીજો અવતાર લેવાનો હોતો નથી, તેથી તેમને સાદિ અનંત સ્થિતિ કહેવાય છે, કારણ કે મોક્ષપણાની સ્થિતિની શરૂઆત એટલે આદિ છે પણ છેડો એટલે અંત નથી. આથી પરમાત્માની પાસે માગણી એજ કરાય છે કે 'હે તારણહાર! સંસારની આદિ અને અંતવાળી સ્થિતિઓ અનુભવીને કંટાળ્યો છું, સાદિ અનંત સ્થિતિ મારે જોઇએ છે.'

**અનુક્રમે તિહાં થકી નીસરી, થયો કાય અનંત રે;**
**બત્રીશ નામ છે તેહના, લહ્યાં ગ્રંથ સિદ્ધાંત રે.**
**સુણ૦ ૭-૩૮**

હે સીમંધર વીતરાગ! તે પૃથ્વીકાયાદિ ચારમાં બહુ કાળ ફર્યો પછી અનુક્રમે હું અનંતકાય થયો, તેના બત્રીશ નામ ગ્રંથોમાં કહ્યાં છે.

આંગળના અસંખ્યાતમાં ભાગ જેટલા એક શરીરમાં અનંતા જીવો હોય, તેવા અસંખ્યાતા શરીર ભેગા થાય ત્યારે દેખી શકાય એ જીવોને, બાદર નિગોદ, બાદર

સાધારણ વનસ્પતિ કાય અથવા અનંત કાય કહેવામા
આવે છે લોકમા પ્રસિદ્ધ અનંતકાયના બત્રીશ નામ છે, તે
આ પ્રમાણે —

[1]સૂરણ કંદ પહેલું ગણું, [2]વજ્રકંદ [3]હલદ રે;  
[4]અરદ્રક [5]આર્દ્ર કચુરકો, [6]શતાવરી તજો ભદ રે.  
સુણ૦ ૮—૩૯

[7]નીલી વિરાલી [8]કુમારિકા, [9]સનુહી [10]અમૃતા જાણ રે;  
[11]લસણને [12]વંશ કારેલડા, [13]ગાજર [14]લુણી વખાણ રે.  
સુણ૦ ૯—૪૦

[15]લોઢા તે કમળકંદાભિધા, [16]ગિરિકર્ણિકા ભાલ રે;  
[17]કોમળપત્રને [18]ખરસુઆં, [19]લુણા વૃક્ષની છાલ રે.  
સુણ૦ ૧૦—૪૧

[20]થેગ તે મોગર જાણજો, [21]નીલી મોથ [22]ભુંઈ ફોડ રે;  
[23]પલ્યંક શાક વિપેશ છે, ખાતાં અતિ ઘણી ખોડ રે.  
સુણ૦ ૧૧—૪૨

[24]પીલુડા [25]અમૃતવેલડી, [26]મૂલા મ કર અભિલાષ રે.  
ઉગતાં [27]વિદલ અંકુરડા, વિરૂહા ઇતિ ભાષરે.  
સુણ૦ ૧૨—૪૩

પ્રથમ સમયનો [28]વથ્થુલો, ગણું તેહ સદોષરે;
[29]સૂરીવાલ્હોલી અને [30]આંબલી, કુંઅળી કુર્યોજ
સંતોષ રે. સુણ૦ ૧૩-૪૪

[31]આલુ અને [32]પિંડાલુ વલી, ઘણા જીવનો પિંડ રે;
અનંતકાય બત્રીશના, કહ્યાં નામ પ્રચંડ રે.
સુણ૦ ૧૪-૪૫

ઉપરની સાત ગાથામાં જગતમાં પ્રચલિત એવા બત્રીશ અનંતકાયના નામ કહ્યાં છે, ૧ સૂરણકંદ. ૨ વજ્રકંદ. ૩ લીલીહળદર. ૪ લીલુંઆદુ. ૫ લીલોકચુરો. ૬ લીલી શતાવરી. ૭ લીલી વિરાલી. (કંદની એક જાતિ). ૮ કુંવાર ૯ સંનુહી (દરેક જાતિના થોર) ૨૦ અમૃતા (લીલી ગળો) ૧૧ લસણ ૧૨ વાંશ કારેલા ૧૩ ગાજર ૧૪ લુણીની ભાજી ૧૫ કમળના કદ ૧૬ ગિરિ કર્ણિકા (ગરમર) ૧૭ કૌમળ પાંદડાં ૧૮ ખરસુઆ (એક જાતની વનસ્પતિ) ૧૯ લુણા વૃક્ષની છાલ ૨૦ પીલુડીનું વૃક્ષ ૨૧ અમૃતવેલી ૨૨ મૂલાના કાંદા ૨૩ વિરૂહા (વિદળને પલાળી રાખવાથી વધારે વખત રહેવાથી અંકુરા ફુટી જાય તે અથવા વાવેલ કઠોળ ઉગતા પહેલા અંકુરા થાય તે) ૨૪ પ્રથમ વખતનો વાથુલો (એક જાતિની ભાજી) ૨૫ સૂરી વાલોળ (એક જાતિની વાલોળ જેવી શીંગ ૨૬ કુમળી આંબલી (જેમાં

બીજ ન થયા હોય તે) ૨૭ થેગ ૨૮ લીલી મોથ ૨૯ ભૂઈફોડ (ચોમાસામા ઉકરડા વગેરેમા બીલાડીના ટોપ છત્રના જેવા આકારે થાય છે તે) ૩૦ પલ્યક (એક જાતિનુ શાક) ૩૧ આલુ (બટાટા) ૩૨ પિડાળુ (ડુગરી-પ્યાજ-કાદા) આમા કેટલાક નામો આ દેશમા પ્રસિદ્ધિમા જણાતા નથી જો કે અનતકાય ઘણા થતા હશે પરતુ તે તે દેશોમા પ્રસિદ્ધ થયેલા અને લોકના વ્યવહારમા બત્રીશ હોવાથી બત્રીશ નામ આપવામા આવ્યા છે આ સિવાય ગુગલનુ ઝાડ, સેવાલ, પાચ વરણુની લીલફુલ (ચોમાસામા બધે થઈ જાય છે તે) સઘળા કોમળ ફળ, ગીણાના પાદડા, વગેરે પણ અનતકાય છે આમા બતાવેલા સિવાયની કોઈપણ વનસ્પતિ પ્રત્યેક છે કે અનતકાય તેને સમજવા માટે આ પ્રમાણે લક્ષણ ધ્યાનમા રાખવા લાયક છે ૧ જેના સાધા નસ વગેરે ગુપ્ત હોય, ૨ જેને ભાગવાથી તાતણા નીકળે નહિ, ૩ ભાગવાથી સરખા ભાગ થાય, ૪ કાપ્યા પછી પણ સ્વય ઉગે, વધે એ ચાર લક્ષણ સાધારણ વનસ્પતિ (અનતકાય)ના કહ્યા છે મેથી વગેરેની ભાજીમા મૂળ પાસેના બે પાદડા બીજા બધા પાદડાથી જાડા અને જુદા આકારના હોય છે તે અનતકાય હોય છે ભાજી વગેરેનો ઉપયોગ કરતા અનતકાય ન આવી જાય માટે એ બાત ધ્યાનમા રાખવા જેવી છે અનતકાય શ્રાવકને હમેશ ને માટે છોડવા લાયક છે કોઈ પણ કારણે એની છુટી રાખવી વ્યાજબી નથી પોતાના થોડા વખતના સ્વાદ માટે

અનંતા જીવોનો નાશ કરવો વ્યાજબી નથી. આ જગતમાં જેટલા મનુષ્યો, જેટલા દેવો, જેટલા નારકી, જેટલા પશુઓ તેમજ માખી, કીડી, શંખ, વગેરે વિગલેંદ્રિય, માટી, પાણી, અગ્નિ, વાયરો અને પ્રત્યેક વનસ્પતિના જીવો છે. એ બધા કરતાં પણ અનંતગુણા જીવો સોયની અણી ઉપર રહી શકે એટલા અનંતકાયના અસંખ્યાતમાં ભાગમાં હોય છે. કંદમૂળ બધા અનંતકાય છે. કહ્યું છે કેઃ—"સ્મશાનમાં તો અમુકજ મડદા બળે છે, પણ જેના ઘરમાં કંદમૂળ રંધાય છે તેને ત્યાં પાર વગરના મડદા બળે છે." શ્રાવકોએ એવી વસ્તુનો કોઇપણ સંયોગોમાં સદંતર ત્યાગ કરવો જોઈએ. થોડા વખતના જીભના સ્વાદને લઇને અસંખ્યાતા વરસો સુધી નરક વગેરેના કારમાં કષ્ટોમાં સપડાવું પડે એવું સમજદાર કેમ કરે? અતિ ઉત્તમ શ્રાવક કુળને પામવા છતાં છોડવા લાયક અને મહા પાપથી ભરેલી કંદમૂળ અભક્ષ્ય વસ્તુઓનો ત્યાગ ન કરાય અને ટેસ્ટથી (સ્વાદથી) ખાવામાં આવે એ શોભાસ્પદ નથી. મન માગે અને જીભ ઉછાળા મારે માટે ગમે તે ખાવું, પરિણામનો લેશમાત્ર વિચાર ન કરવો એ અથળાઇ વિના બીજું શું કહેવાય? નરકના ચાર દ્વારમાં અનંતકાય ભક્ષણ પણ કહેલ છે. માટે સદંતર ત્યાગ કરવો. કેટલાક જીવો ત્યાગ કરીને ઔષધ માટે છુટી રાખે છે, એ પણ ગેરવ્યાજબી છે. કારણ કે જીવવા માટે ઝેર ન ખવાય. પરમહિતકારી શ્રીવીતરાગ દેવના વચન ઉપર વિશ્વાસ રાખીને આત્માને માટે ઝેરથી

વધુ નુકશાનકારક પદાર્થોને અવશ્ય તજવા જોઈએ આવી આત્મઘાતક ચીજની વરસ દિવસે શેર, બશેર, પાચશેરની છુટી રાખવી પણ ઠીક નથી કેટલાક ઘેર ખાતા નથી પણ બહારગામ માટે છુટી રાખે છે, પરંતુ બહારગામ અથવા જૈન સિવાયના બીજા માણસોના સહવાસમા પણ જૈનપણાના નિયમો બરાબર પાળવા જોઈએ, જેથી અન્ય ઉપર પણ જૈનત્વની છાપ પડે જો બીજાઓની સાથે જૈનકુળમા જન્મેલ પણ ખાવા બેસતા ભક્ષ્ય અભક્ષ્યનો વિવેક ભૂલી જઈને 'જે આવ્યુ તે ખપે' એમ રાખે તો પોતાના ઉતમ કુળની છાપ બીજા ઉપર શી રીતે પાડી શકે ? બહાર જમવા જતા ઓછી વસ્તુથી ચલાવી લઈ જૈનત્વને ઝળકાવવા પ્રયત્નશીલ થવુ જોઈએ, જેના હૈયામા પ્રભુના વચનો વસ્યા હોય, અનતા જીવોની હાનિના પ્રસગ સમજતા હોય, તે કયી રીતિએ એવી વસ્તુઓનો ઉપયોગ કરી શકે ? કોઈ પણ બ્હાને પણ એની વપરાશ ન થાય એમા જ શ્રાવકપણાની શોભા છે જીવાદિનુ સ્વરૂપ સમજનારા પણ શકા વિના વાપરે તો ભણતરની કિમત સમજ્યા કહેવાય નહિ શ્રદ્ધા વિનાના ભણેલા ભયકર ગણાય, ઘણુ ભણવા છતા વિવેક ન આવે એ વિદ્યાનો દુરૂપયોગ કરે, પોતાની શ્રદ્ધાનુ ઠેકાણુ ન હોય, અને જનતાની શ્રદ્ધા નષ્ટ કરવા પ્રયત્ન કરે, એવા બોલ કરતા થોડુ ભણેલા છતા વિવેક દ્રષ્ટિ સાચવનારા સારા ગણી શકાય શ્રી વીતરાગદેવના શાસનમા ચારિત્ર વિનાના જ્ઞાનની લેશ માત્ર કિમત નથી શ્રદ્ધાવગરના નવપૂર્વી પણ અજ્ઞાની કહેવાય છે શ્રદ્ધાને દઢ કરનારના

સહવાસને સાધીને આરાધનામાં માર્ગમાં આગળ વધવું હિતાવહ છે.

પ્રસંગે બાવીશ અભક્ષ્યના નામ પણ લખાય છે. એ પણ સમજીને છોડવા લાયક છે. ૧. વડના ટેટા. ૨. પીપળાના ટેટા. ૩. પીપરની પેપડી. ૪. કચુંબરના ટેટા. ૫. ઉંબરાના ટેટા. આ પાંચે જાતિના ટેટામાં બેઇંદ્રિયાદિ ઘણા ત્રસ જીવો ઉપજે છે. ૬. મધ. ૭. માખણ. ૮. મદિરા ૯. માંસ આ ચાર મહા વિગય કહેવાય છે. અસંખ્ય ત્રસ જીવોથી ભરેલા હોય છે. તથા ક્ષણે ક્ષણે અસંખ્ય જીવો ઉપજે છે. ૧૦. બરફ. (તેની બનાવેલ વસ્તુઓ આઈસ્ક્રીમ, કુલફી વગેરે) ૧૧. કરા. ૧૨. સર્વે જાતિનું ઝેર. ૧૩ કાચી માટી. (કાચું મીઠું વગેરે) ૧૪. રાત્રિ ભોજન. ૧૫. બહુબીજ. ૧૬ બોળ અથાણું, ૧૭, વિદળ (કઠોળની સાથે કાચું દુધ, કાચું દહીં, અગર કાચી છાશ ભેગી કરવી તે,) ૧૮. વેંગણ. (દેશી તથા વિલાયતી રીંગણા) ૧૯. અજાણ્યા ફળ ફુલ. ૨૦. તુચ્છફળ (જેને ઘણું ખાવા છતાં તૃપ્તિ થાય નહિ. ખાવનું થોડુંઅને ફેંકી દેવાનું ઘણું હોય તે.) ૨૧. ચલિત રસ. (વાશી રોટલા, રોટલી, ભાત વગેરે તેમજ જેનો કાળ વીતી ગયો હોય તેવા લોટ, મીઠાઈ, વગેરે તથા જેના રંગ સ્વાદ વગેરે ફરી ગયા હોય તે વસ્તુઓ) ૨૨ અનંતકાય એ બાવીશે અભક્ષ્યો ઘણા જીવોની હિંસાથી ભરેલા હોવાથી શ્રાવકે સર્વથા છોડવા યોગ્ય છે. આહાર જેટલો નિર્દોષ અને નિર્વિકાર હોય તેટલી મનની પવિત્રતા ઉપરજ આત્માની

માથી આગવનાનો આધાર રહેલો છે "ખાવામા શુ બગડી જવાનુ ? મન પવિત્ર ગણીએ એટલે બસ" આવી વાતો કરવા માત્રથી આત્મકલ્યાણ સાધી શકાતુ નથી ઇન્દ્રિયોની ગુલામી અભક્ષ્ય ભક્ષણ તરફ દોડાવે છે ઇન્દ્રિયોના ગુલામ બનેલા ચિત્તની સ્થિરતા પામી શકતા નથી પાચે ઇન્દ્રિયોમા જીભને જીતવી એ કઠીન કામ કહ્યુ છે માટે કોઈપણ બ્હેનાએ ઇન્દ્રિયોને છુટી મુકવા યોગ્ય નથી "પુદગલ પુદ્ગળને ખાય છે" આત્માને પુદ્ગળનો ભોગ નથી આત્મા તો નિરજન, નિરાકાર જ્યોતિ સ્વરૂપી, તત્ત્વરમણતામય, સ્વભાવમા લીન રહેનારો, અનત સુખથી ભરેલો છે, એને અને પુદ્ગળને કાઈ લેવાદેવા નથી" એવી તત્વજ્ઞાનની દેખીતી મીઠી અને અદરથી વિષયાકાક્ષાના ઝેરથી ભરેલી બે ચાર વાતો કરી લેવાય, અને અવસરે ઇન્દ્રિયોને પોષવા માટે ચાય તેટલા પ્રયત્નો કરાય, એટલા માત્રથી આત્મતત્વ પામી શકાય નહિ તત્વજ્ઞાનની ઉચી વાતો મહારસાયણ જેવી છે શરૂઆતના પગથીયે ચડવાની યોગ્યતા કેળવ્યા સિવાય મોટી મોટી વાતો કરનારને કહેવાતુ તત્વજ્ઞાન ફુટી નીકળે, એવી મિથ્યાભિમાનમા મ્હાલે પરિણામ તો જ્ઞાનીએ દીઠુ હોય તેજ આવે ઇન્દ્રિયોને અકુશમા રાખી, ભક્ષ્યાભક્ષ્યનો વિવેક જાગતો રાખી જીવનને કેળવાય તો પરમ કલ્યાણ પમાય. બાવીશ અભક્ષ્યના નામ આગી ટુકાણમા કહ્યા છે, વિસ્તારથી ગુરૂગમ મેળવીને સમજવા અને ત્યાગવા લાયક છે એમા જીવનની ખરી શોભા છે પરિણામે આત્મા સાચો આનદ અનુભવી શકે

## દુહા

ઇત્યાદિ અનેક છે, અનંતકાયના ભેદ
બાદર એહ નિગોદમાં, હું પામ્યો નિર્વેદ. ૧-૪૬

સુઇ અગ્ર અનંતસે, ભાગે હું બહુ વાર;
વેચાણો નિ:સંબળો, કિણહી ન કીધી સાર. ૨-૪૭

કાળ અનંત તિહાં વસ્યો, સાધારણ સ્વરૂપ;
ચૌદ લાખ યોનિ ભમ્યો, અહો! અહો! કર્મ વિરૂપ ૩-૪૮

હે, પ્રભુ ! ઈત્યાદિ અનેક અનંતકાયના ભેદ છે. એ બાદર નિગોદમાં હું ઉપન્યો, ચવ્યો અને ઘણો ખેદ પામ્યો. સોયની અણી ઉપર રહી શકે એટલામાં અનંત જીવ, તેમાં હું પણ ખરો. એ અનંતા વેચાયા તેની સાથે હું પણ વેચાણો. પુન્ય રૂપી ભાતું મારી પાસે નહિ હોવાથી કોઇએ મારી સંભાળ લીધી નહિ. ત્યાં હું સાધારણ (અનંતા જીવ વચ્ચે એક, શરીરને ધારણ કરનારો ચૌદ લાખ યોનિમાં ભમ્યો. હે જગતવત્સલ ! કર્મ—પરિણામ રાજાની કારમી સત્તાએ મને બહુજ હેરાન કર્યો. ખરેખર કર્મસત્તા બહુજ જબરી છે.

આ જીવડો અત્યારે મનુષ્યપણામાં બળવાન્ શરીર, સારી કમાણી, રૂપવતી પત્ની, બહોળો પરિવાર, જગતનું માનપાન, બુદ્ધિનું બળ, યૌવન, ધન, અશ્વર્ય આદિ મળી જવાથી ઉન્મત્ત બનીને ફરે છે, પણ નથી વિચારતો કે

જ્યારે ગાજર, હુંગળી, બટાટા, શકરીયા વગેરેમાં જન્મ લેવા પડયા હતા ત્યારે ટકાના ત્રણ શેર લેખે વેચાણો હતો ત્યારે અભિમાન કયાં ગયું હતું ? સાંસારિક તુચ્છ અને નાશવંતા થોડા કાળ માટેના સુખ મળવાથી અભિમાનમાં અંધ બની જવું વ્યાજબી નથી કહ્યું છે કે —

"દિન સઘળા સરખા નથી, મત કો પુરૂષ કરે ગુમાન
બ્રહ્મદત્ત ચક્રી છઠ્ઠ્યા, ભમતા ન મળ્યું ધાન"
"દાધી નગરી દ્વારિકા, નાઠા બંધવ દોય,
તરસ્યો ત્રીકમ વન મુઓ, માન મ કરશો કોય"
"મુંજ સરીખે માગી ભીખડી, રામ ગયા વનવાસ"

કર્મસત્તા વિચિત્ર પ્રકારની છે એની તાબેદારી નીચે સંસારના સર્વ જીવો અનેક કષ્ટો અનુભવે છે એક સિદ્ધના જીવો એને પરવશ નથી, બાકી નાના મોટા સર્વ એને આધિન છે કર્મ વિચિત્રતાને ધ્યાનમાં રાખી હંમેશા વિવેકી બનનાર સાચી શાન્તિ મેળવી શકે છે.

## ઢાળ ચોથી

[ મહિ ભવના મન પરા — એ દેશી ]

**શ્રી સીમંધર સ્વામીએ. નિરુઅમ અંતરજામીએ;
પામીએ, જે શાંતિ કહું ને આપણી એ. ૧. ૯૯**

એક શરીરે એક એ, જીવ થયો પ્રત્યેક એ;
છેક એ, દુઃખનો નવિ આવ્યો પ્રભુ એ. ૨. ૫૦

છેદન ભેદન જે સહ્યાં, તે મેં નવિ જાએ કહ્યાં;
નિરવહ્યાં, કાળ અસંખ્ય તિહાં વસિએ. ૩. ૫૧.

યોનિ લાખ દશ ફરસીએ, તેહ વણસ્પઇ સરસીએ
નિરસીએ, પુષ્પ પત્ર ફળ વેયણાએ. ૪. ૫૨

ત્રણ લોકના જીવોના અંતરજામી શ્રી સીમંધર સ્વામી! આપને પામીને હું મારી સંસારમાં થયેલ ગતિનું વર્ણન કરૂં છું. એક શરીરમાં એક જીવ હોય, તે પ્રત્યેક વનસ્પતિકાય, તેમાં હું ઉપન્યો, ત્યાં પણ મારા દુઃખનો અંત ન આવ્યો, છેદન, ભેદન વગેરે મેં જે સહ્યાં છે, તે કહી શકાય તેવાં નથી. અસંખ્યાતો કાળ તેમાં રહીને એ કષ્ટો અનુભવ્યા. તેની દશ લાખ યોનિ એ બધામાં મેં જન્મ લીધો, પુષ્પ, પત્ર, ફળ વગેરેમા દુઃખદાયી વેદના ભોગવી.

બાદર નિગોદમાં જીવનું થયેલ પરિભ્રમણ વિચારીને હવે પ્રત્યેક વનસ્પતિ કાયપણામાં થયેલ દશાને વિચારાય છે. એક જીવ વચ્ચે એક શરીર હોય તે પ્રત્યેક જીવ કહેવાય. નિગોદ સિવાયના બધા જીવો પ્રત્યેક કહેવાય. એ બધાને પ્રત્યેક નામ કર્મના ઉદયથી જુદું જુદું શરીર હોય છે. એમાં પ્રત્યેક વનસ્પતિકાય ઝાડ, પાન, ફળ, ફુલ, વગેરે બધા ગણ ઈ જાય.

પ્રત્યેક વનસ્પતિ સૂક્ષ્મ હોતા નથી બાદરજ હોય છે એની દશ લાખ યોનિ કહી છે એ જીવોનુ શરીર ઓછામા ઓછુ આગલના અસખ્યાતમા ભાગનુ, અને વૃક્ષનુ વગેરેમા વધારે શરીર એક હજાર યોજનથી કાઇંક અધિક હોય છે આયુષ્ય જઘન્ય અતરમુહુર્તનુ ઉત્કૃષ્ટ દશ હજાર વરસનુ હોય છે પ્રસગે બધા એકેંદ્રિય જીવોના આયુષ્યનુ વર્ણન કરીયે

પૃથ્વીકાયાદિ પાચે સૂક્ષ્મ તથા બાદર નિગોદ આ બધાનુ જઘન્ય અને ઉત્કૃષ્ટ આયુષ્ય અતરમુહૂર્તનુ હોય છે ઉત્કૃષ્ટ આયુષ્ય બાદર પૃથ્વીકાયનુ બાવીસ હજાર વર્ષ, અપકાયનુ સાત હજાર વર્ષ, અગ્નિકાયનુ ત્રણ દિવસ રાત્રીનુ, વાઉકાયનુ ત્રણહજાર વર્ષનુ, પ્રત્યેક વનસ્પતિનુ દશહજાર વર્ષનુ હોય છે જઘન્ય આયુષ્ય બધાનુ અતર મુહુર્તનુ હોય છે અહી સુધી એકેંદ્રિય જીવોનુ વર્ણન થયુ. એકેંદ્રિયના બધા ભેદો આવી ગયા સર્વસસારી જીવોના ૫૬૩ ભેદ ગણવામા આવે છે ત્યારે એકેંદ્રિયના ૨૨ ભેદ કહેવામા આવે છે ૧ પૃથ્વી ૨ અપ. ૩ અગ્નિ ૪ પવન ૫ સાધારણ વનસ્પતિ એ પાચ સૂક્ષ્મ અને બાદર મળી તથા ૧૦ તથા ૧૧ પ્રત્યેક વનસ્પતિ એ અગીયાર પર્યાપ્તા અપર્યાપ્તા મળી ૨૨ ભેદ એકેંદ્રિયના ગણવામા આવ્યા છે

જીવના ૫૬૩ ભેદ–ઉપર કહ્યા પ્રમાણે ૨૨ એકેંદ્રિયના, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, એ ત્રણ વિકલેંદ્રિય

પર્યાપ્તા અપર્યાપ્તા મલી ૭, તેમજ પંચેદ્રિય તિર્યંચના ૧ જલચર. ૨ સ્થલચર. ૩ ખેચર ૪ ઉરપરિસર્પ. ૫ ભુજપરિસર્પ. એ પાંચ ગર્ભજ અને પાંચ સમુર્ચ્છિમ, મળી. ૧૦. એ દશ પર્યાપ્તા તથા અપર્યાપ્તા મલી ૨૦, કુલ ૪૮ ભેદ થાય તે ૪૮ ભેદ તિર્યંચના જાણવા, નારકીના સાતભેદ પયાપ્તા અપર્યાપ્તા મલી ૧૪ મનુષ્યના ૩૦૩. દેવના ૧૯૮ મલી કુલ ૫૬૩ ભેદ જીવના કહ્યા છે. તેનું વિશેષ વર્ણન આગળ યોગ્ય સ્થાને આવશે.

**વલીવિગલેંદ્રિય હું થયો, કાલ સંખ્યાતો ત્તિહાં રહ્યો;**
**સાંસહ્યો, દુઃખ ઉપજતું પરવશે એ. ૫—૫૩**

**બિ તિ ચઉ વિગલેંદ્રિયતણી, યોનિ લાખ બએલ્હણી**
**જગધણી! તે પણ મેં સહુ અનુસરીએ. ૬—૫૪**

હે દેવ! પ્રત્યેક વનસ્પતિમાં બહુ કાળ આથડી અસહ્ય વેદનાઓ ભોગવી, કાળક્રમે ભવિતવ્યતાનાવશે આગળ વધીને હું વિગલેદ્રિય થયો. તેમાં સંખ્યાતો કાળ રહ્યો. બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિંદ્રિય એ ત્રણ વિગલેંદ્રિયની બે બે લાખ યોની કહી છે, હે જગતના સ્વામી! એ બધી યોનીઓમાં પણ હું ફર્યો અને ઉપજતા દુઃખોને પરવશપણે સહન કર્યાં.

વિગલેંદ્રિય જીવોનું વર્ણન કાંઇક આગળ કહ્યું છે. તેમના આયુષ્ય અને શરીરનું માપ આ પ્રમાણે; બેઇંદ્રિયનું

જઘન્ય શરીર અંગુલના અસંખ્યાતમા ભાગનુ અને ઉત્કૃષ્ટ બાર યોજનનુ હોય છે ચક્રવર્તીની સેના બાર યોજનમા પડાવ નાખે છે, તેના ઘોડાની લાદમા ઉત્પન્ન થનાર અળસીયાનુ શરીર બાર યોજનનુ લાબુ હોય છે આયુષ્ય ઉત્કૃષ્ટ બાર વરસનુ જઘન્ય અંતરમુહૂર્તનુ હોય છે

તેઇંદ્રિયનુ શરીર જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગનુ ઉત્કૃષ્ટ ત્રણ ગાઉનુ, આયુષ્ય ઉત્કૃષ્ટ ઓગણપચાસ દિવસનુ જઘન્ય અંતરમુહૂર્તનુ હોય છે

ચઉરિંદ્રિયનુ શરીર જઘન્ય આગળના અસંખ્યાતમા ભાગનુ ઉત્કૃષ્ટ ચાર ગાઉનુ આયુષ્ય ઉત્કૃષ્ટ છ મહિના જઘન્ય અંતરમુહુર્ત હોય છે

આ ત્રણે પ્રકારના જીવોના નામ આગળ કહી આવ્યા છીએ ઠેકાણે ઠેકાણે એ જીવોની ઘણી ઉત્પત્તિ જોવામા આવે છે ચોમાસામા વિશેષ કરીને વધારે થાય છે જો બરાબર વિવેક અને જયણા પૂર્વક વર્તન કરવામા ન આવે તો ઘણા જીવની હિંસા થઈ જાય આ કારણને લઈને બોલતા, ચાલતા, ખાતા પીતા, ઉઠતા, બેસતા, સૂતા, વસ્તુ લેતા, મુકતા, રાંધતા, કચરો વાળતા, ઝાપટતા, આ બધા કામો કરતા બહુજ સાવચેતી રાખવાની છે જયણા એ ધર્મની માતા કહી છે, ત્રસ જીવોની પ્રમાદને લઈને વિના કારણે હિંસા ન થઈ જાય એટલા માટે દરેક વસ્તુ જોઇને, પુંજીને પ્રમાર્જીને લેવા મુકવાની ટેવ રાખવા લાયક છે દરેક કામકાજમા વિવેક જાળવવાથી જીવહિંસાથી બચી જવાય

જીવોની જયણા માટે શ્રાવકના ઘરમાં દશ ઠેકાણે ચંદરવા બાંધવાનું અને સાત ગળણા રાખવાનું કહ્યું છે:—

"દશ ચંદરવા દશ ઠામ, બાંધીને રહીયે રે"

૧ ચુલા ઉપર, ૨ જમવાના સ્થાને. ૩ પાણીઆરા ઉપર. ૪ સુવાની જગ્યા ઉપર. ૫ ઘંટી ઉપર. ૬ ખાણીયા ઉપર. ૭ દેરાસરમાં. ૮ ઉપાશ્રયમાં. ૯ વલોણાના સ્થાને. ૧૦ ન્હાવાની જગ્યા ઉપર.

એ દશ સ્થાને ચંદરવા બાંધવાથી ઉપરથી પડતા નાના જીવોનો બચાવ થાય. સાત ગળણા–પાણી, દુધ, ઘી, તેલ, છાશ, ઉકાળેલ પાણી, આટો ચાળવાનું એ સાત રાખવા.

ઘી, ગોળ, તેલ, દુધ, દહીં, છાશ, પાણી વગેરેના ઠામ ઉઘાડા મુકવા નહિં. મોરી, ગટર વગેરેનો ઉપયોગ કરવામાં ઘણા જીવોની ઉત્પત્તિ અને નાશ થાય છે. એટલા કારણે બની શકે ત્યાંસુધી છુટી જગ્યામાં બરાબર જોઈ તપાસીને પાણી વગેરે ઢોળવાની ટેવ રાખવાથી ઘણા પાપથી બચી જવાય છે. ઓટા નીચે મૂળમાં કીડી વગેરેના દરો હોય છે, ઓટા ઉપર પાણી વગેરે ઢોળવાથી એ દરો પૂરાઈ જાય, તેથી તે જીવોનો ઘાત થાય, માટે દૂર વચમાં બરાબર તપાસીને જીવજંતુની વિરાધના ન થાય એવા સ્થળે પાણી વગેરે નાખવા યોગ્ય છે. પગ ધોઇને ભીના પગે ચાલવાથી

જે જીવ અડે તે ચોટીને મરી જાય, માટે તે સુકાઈ જાય ત્યા સુધી રાહ જોઈને અગર લુછીને ચાલવાનુ ધ્યાન રાખવુ ઘરવ્યવહાર, વ્યાપારના કર્તવ્યો વખતે જયણા ન પળાય તો ઘણા જીવના ઘાતક બનવાથી ઘણા માઠા કર્મ બ ધાય ધર્મના સ્થાનોમા તો વિશેષ જયણા રાખવા લાયક છે ગમે તેમ કરીને હડમેલીને કામ પુરૂ કરી દેવાની વૃત્તિએ જેમ તેમ ચલાવવામા આવે એ વ્યાજબી ન ગણાય. દેરાસરોમા વીજળીની બત્તીઓ, કે પેટ્રોમેક્સ વગેરે ઘણાજ પ્રકારના સાધનો રાખવા લાયક નથી ઘણા જીવોની હિંસાનુ કારણ, વાતાવરણની અશુધ્ધ વગેરે કારણોથી એ વસ્તુઓ શ્રી જિનમ દિર જેવા પવિત્ર અને પરમ શાતિના સ્થાનમા દાખલ કરવા લાયક નથી અને હોય તો રાખવા લાયક નથી દેરાસરોમા ગમે તેટલા દીપક કરવામા આવે તે બધા ઉપર ઢાકણુ અવશ્ય રાખવું જોઇએ એક પણ દીપક ઉઘાડો રાખવો જોઈએ નહિ માખી મચ્છર, કુદા, પત ગીયા વગેરે અનેક જીવોની હાનિનો પ્રસ ગ આવી પડે માટે બહુજ સાવચેતી રાખવી જોઇએ ભપકો વધારવાના મોહમા જયણાને ભૂલનાર પ્રમાદી જીવડો લાભના સ્થાનમા પણ નુકશાન પામે છે સાધર્મિકવાત્સલ્ય, પારણા, ઉત્તર પારણા ઉપધાનની નીવી, વર્ધમાનતપના, નવપદના તથા બીજા આય બિલ, વગેરે ઘણા માણુઓના જમણવાર પ્રસ ગે કાર્યકર્તાઓ પુરો વિવેક જાળવે તોજ લાભ પામી શકે, નહિ તો લાભના બદલે નુકશાન થવાનો પ્રસ ગ આવી જાય

આખી રાત ચુલા ચાલતા રહે અને મીઠાઈઓ, પુરી. ગાંઠીયા, વગેરે વસ્તુ મોટા પ્રમાણમાં રાતોરાત કરવામાં ત્યાં જયણાને સ્થાન રહેતું નથી. ગમે તેટલા મોટા સમુદાય માટે તૈયાર કરવાનું હોય તો પણ અંધારામાં ચૂલા સળગાવાય નહિ, રાત્રે કાંઈ કરાય નહિ, પાણી ગળ્યા વિના વપરાય નહિ. ઉઘાડી કોઈ વસ્તુ રખાય નહિ, જેમ બને તેમ પુંજણીનો ઉપયોગ કરવામાં આવે તોજ ધાર્મિક જમણોને લાભ મલ્યો કહેવાય. વિવેક વિનાની કોઈ પણ ધર્મ ક્રિયા ફળવતી થાય નહિ. એ વાતને બરાબર ધ્યાનમાં રાખીને કાર્ય પદ્ધતિ આદરવાથી પોતાને અને પરને સાચા લાભનું કારણ બને. પોતાની હુશિયારી, આવડત મુત્સદ્દીપણું વગેરેના મિથ્યાભિમાનમાં મસ્ત રહીને કોઇની સાચી પણ હિતની વાત ન માનવી હોય અને હાંકયે રાખવું હોય એના માટે ઉપાય નથી. આરાધક ભાવ જાગતો રાખવો હોય તેમના માટે આ શિખામણ ઉપયોગી છે.

**પૂરી પર્યાપ્તિ પખે, અંતર મુહૂરત આઉખે;**
**સહુ દુઃખે, બહુવાર અસન્નિઓ એ. ૭–૫૫**

હે પરમ કૃપાનિધિ! પર્યાપ્તિ પૂરી કર્યા સિવાય અંતરમુહુર્તના આયુષ્યવાળો ઘણા દુઃખને સહન કરતો હું ઘણીવાર અસન્ની થયો.

**પર્યાપ્તિઃ**—આહાર ગૃહણ કરવાની, તેમજ શરીર ઇંદ્રિય વગેરે રૂપે પરિણામ પમાડવાની જીવથી શકિતને પર્યાપ્તિ કહેવામાં આવે છે. એ પર્યાપ્તિ છ કહી છે.

૧ આહાર ૨ શરીર ૩ ઇંદ્રિય ૪ શ્વસોશ્વાસ ૫ ભાષા ૬ મન

પરભવમાથી આવીને ઉત્પત્તિના પહેલા સમયે જીવ આહાર લેવા માડે છે તેમાથી શરીર બનાવે છે શરીરમાથી ઇંદ્રિયો બનાવે છે ત્યારબાદ શ્વસોશ્વાસ વર્ગણાના પુદ્દગલોને ગ્રહણ કરી મુકવાની શકિત પેદા થાય છે તેવીજ રીતે ભાષાવર્ગણાના પુદ્દગલો લઈને ભાષારૂપે છોડવાની એટલે બોલવાની શકિત પેદા થાય છે ત્યારબાદ મનોવર્ગણાના પુદ્દગલો લઈને મુકવાની એટલે વિચારણા કરવાની શકિત ઉત્પન્ન થાય છે અ તરમુહૂર્તમા એ છ શક્તિઓ ઉપજે છે, અને જીવન સુધી રહે છે એકેંદ્રિયને પ્રથમની ચાર—આહાર, શરીર, ઇંદ્રિય, અને શ્વાસોશ્વાસ પર્યાપ્તિ હોય છે વિગલેંદ્રિય તથા અસન્નિ પચેંદ્રિયને એ ઉપરાત ભાષા સહિત પાચ હોય છે અને સન્નિ પચેંદ્રિયને એ છએ હોય છે અસન્નિ એટલે મન વગરના અને સન્ની એટલે મનવાળા એકેંદ્રિયથી માડી સમુચ્છિમ પચેંદ્રિય સુધીના જીવો બધા અસન્ની કહેવાય છે એકેંદ્રિયથી ચઉરિંદ્રિય સુધીના બધા જીવો સમુચ્છિમ એટલે માતાપિતાના સયોગ વિના સ્વય ઉત્પન્ન થનારા હોય છે પચેંદ્રિયમા તિર્યંચ અને મનુષ્ય સમુચ્છિમ તથા ગર્ભજ બને જાતિના હોય છે. ગર્ભજને મન હોવાથી સન્ની કહેવાય છે સમુચ્છિમને મન ન હોય, તેથી અસન્ની કહેવાય છે જે જીવોને જેટલી પર્યાપ્તિ કહી છે, તે જીવો તેટલી પર્યાપ્તિ

પૂરી કર્યા વિના પહેલા મરણ પામે તે અપર્યાપ્તા કહેવાય. અને પોતાને યોગ્ય પર્યાપ્તિ પૂરી કર્યા પછી તુરતજ કે લાંબે કાળે મરણ પામે તે પર્યાપ્તા કહેવાય. પર્યાપ્તા તથા અપર્યાપ્તા બંનેના લબ્ધિ અને કરણ એવા બે બે ભેદ છે. પૂર્વ ભવમાં બાંધેલ અપર્યાપ્તિનામ કર્મના ઉદયથી જીવને લબ્ધિ અપર્યાપ્તપણું મળે છે, અને પર્યાપ્ત નામ કર્મના ઉદયે લબ્ધિ પર્યાપ્તપણું પમાય છે. વિશેષ વર્ણન સદ્ગુરૂના યોગે સમજવું. અહીં સૂચન માત્ર અપાય છે.

પંચેંદ્રિય જીવોના મુખ્ય ચાર ભેદ છે. ૧ દેવ. ૨. મનુષ્ય. ૩ તિર્યંચ. ૪ નારકી. પ્રથમ કહી આવ્યા તે જીવના ૫૬૩ ભેદમાં, ૧૯૮ દેવના, ૩૦૩ મનુષ્યના ૨૦ તિર્યંચના, અને ૧૪ નારકીના મલી ૫૩૫ ભેદ પચેંદ્રિયના હોય છે. દેવના મુખ્ય ચાર ભેદ છે.

ભુવનપતિ. ૨. વ્યંતર. ૩. જ્યોતિષી. ૪. વૈમાનિક.

**ભુવનપતિ**—નીચે રહેનારા છે. તેના દશ ભેદ છે.

૧. અસુરકુમાર. ૨. નાગકુમાર. ૩. સુવર્ણકુમાર. ૪. વિદ્યુતકુમાર. ૫. અગ્નિકુમાર. ૬. દ્વીપકુમાર. ૭. ઉદધિકુમાર ૮ દિશિકુમાર. ૯. પવનકુમાર. ૧૦. સ્તનિતકુમાર.

નારકીના જીવોને દુઃખ આપનારા, અતિક્રુર, બીજાના દુઃખમાં આનંદ પામનારા, પંદર પરમાધામી પણ ભુવનપતિનીજ જાતિના છે. તેમના નામ.

૧ અંબ ૨ અંબરીષ ૩. શબલ ૪. શ્યામ ૫ રુદ્ર. ૬. ઉપરુદ્ર ૭ અસિપત્ર ૮. ધનુષ્ય ૯ કુંભ. ૧૦ મહાકાલ. ૧૧ કાલ. ૧૨ વૈતરણી. ૧૩. વાલુક ૧૪, મહાઘોષ ૧૫ ખરસ્વર.

૧૦. ભુવનપતિ ૧૫ પરમાધામી મલી ૨૫ ભેદ ભુવનપતિના ગણવામા આવ્યા છે

વ્યંતર—આ જમીનની નીચે તેમજ જમીન ઉપર રહેનારા છે તેના બે ભેદ. ૧ વ્યંતર. ૨ વાણવ્યંતર.

વ્યંતરના આઠ ભેદ છે

૧ પિશાચ ૨ ભૂત ૩ યક્ષ ૪ રાક્ષસ ૫ કિન્નર ૬ કિંપુરુષ ૭ મહોરગ ૮ ગંધર્વ

વાણવ્યંતરના આઠ ભેદ છે,

૧ અણપન્ની ૨ પણપન્ની ૩, ઇસીવાદી ૪ ભૂતવાદી, ૫ કંદિત ૬ મહાકંદિત ૭ કોહંડ ૮, પતંગ

આ દેવોની પેટા જાતિઓ ઘણી છે કુતુહલી દેવો તરીકે પસિદ્ધ છે પૂર્વભવના સ્નેહથી અગર દ્વેષથી આ સ્થાનમા આવીને હેરાન કરે છે અથવા કામ પણ કરી આપે છે યુગલીયા મનુષ્યોને કલ્પવૃક્ષ વગેરેથી જીવનની સર્વ જરૂરીઆત આપનારા જૃંભગ દેવો પણ વ્યંતરની જાતિના છે તેના દશ ભેદ છે

૧. અન્ન જૃંભગ. ૨. પાન જૃંભગ. ૩. વસ્ર જૃંભગ ૪. લેણુ જૃંભગ. ૫. પુષ્પ જૃંભગ. ૬. ફૂલ જૃંભગ. ૭. પુષ્પફળ જૃંભગ. ૮. સયણુ જૃંભગ ૯. વિદ્યા જૃંભગ. ૧૦ અવ્યક્ત જૃંભગ.

આ જૃંભગ દેવો ઇંદ્રના ભંડારી કુબેર, જેનું બીજું નામ ધનદ કહેવાય છે, તેના અધિકાર નીચે રહેલા દેવો છે. જ્યારે શ્રી જિનેશ્વર દેવો ગર્ભમાં આવે છે ત્યારે જ્યાં જ્યાં દટાયેલું નિધણીયાતું ધન હોય તે લાવી લાવીને પ્રભુના માતા પિતાના ઘરમાં ભરે છે. આઠ વ્યંતર. આઠ વાણવ્યંતર. અને દશ તિર્યગ્ જૃંભગ મલી કુલ છવ્વીશ ભેદ વ્યંતરના ગણવામાં આવ્યા છે.

**જ્યોતિષી**—અહીંથી ઉપર જે ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર વગેરે દેખાય છે, તે વિમાનો છે. તેમાં રહેનારા દેવો જ્યોતિષી કહેવાય છે. તેના પાંચ ભેદ છે.

૧ ચંદ્ર. ૨ સૂર્ય. ૩ ગ્રહ. ૪ નક્ષત્ર. ૫ તારા. એ પાંચના દરેકના ચર અને સ્થિર મલી બે ભેદ છે. અઢીદ્વીપરૂપ મનુષ્ય ક્ષેત્રમાં. ૧૩૨ ચંદ્ર. ૧૩૨ સૂર્ય છે. દરેક ચંદ્રના પરિવારમાં ૮૮ ગૃહ, ૨૮ નક્ષત્ર અને ૬૬૯૭૫ કોડાકોડી તારા હોય છે, એ બધાના વિમાનો કાયમ ફરતા રહેતા હોવાથી ચર જ્યોતિષી કહેવાય છે. અઢીદ્વીપ બહાર તીર્છાલોકમાં અસંખ્યાતાદ્વીપ સમુદ્રમાં અસંખ્યાતા ચંદ્ર સૂર્ય વગેરે છે. એ બધાના વિમાનો હંમેશાં સ્થિર રહેતા હોવાથી

તેમા રહેનારા દેવોને સ્થિર જ્યોતિષી દેવો કહેવામા આવ્યા છે ચારે પ્રકારના દેવોમા સહુથી વધારે જ્યોતિષી દેવો છે.

વૈમાનિક—અહીંથી ઘણા ઉચે વિમાનોમા રહેનાર વૈમાનિક દેવો છે તેના બે ભેદ છે. ૧ કલ્પોપન્ન ૨ કલ્પાતીત

જેમા રાજા, મત્રી, સેનાની, વાહન, સ્વામી, સેવક, વગેરે નાના મોટાનો વ્યવહાર છે તે કલ્પોપન્ન કહેવાય છે. શ્રી તીર્થંકર દેવોના જન્મ વગેરે પાચે કલ્યાણકોના ઉત્સવો વગેરે ઉજવવામા મુખ્યતાએ ભાગ લે છે એના બાર ભેદ છે ૧ સૌધર્મ ૨ ઇશાન ૩ સનતકુમાર ૪ માહેન્દ્ર ૫ બ્રહ્મ. ૬ લાતક ૭ મહાશુક્ર ૮ સહસ્રાર ૯ આનત ૧૦ પ્રાણુત. ૧૧ આરણ ૧૨ અચ્યુત.

શ્રી તીર્થંકરદેવોના દીક્ષાના સમયે "હે ભગવન્ ! બૂઝો, મસારને છોડો, જગતના ઉદ્ધારના માટે ધર્મપ્રવાહ ચાલુ કરો " એવી ચેતવણી આપનારા નવ લોકાતિક દેવો પણ આ બાર દેવલોક માહેલા પાચમા બ્રહ્મ દેવલોકનાવાસી અને એકાવતારી એટલે ત્યાથી ચ્યવીને મનુષ્ય ભવ પામી મુક્તિમા જનારા હોય છે.
તેમના નામ

૧ સારસ્વત ૨ આદિત્ય. ૩ વન્હિ ૪ વરુણ. ૫ ગર્દતોય. ૬ તુષિત ૭ અવ્યાબાધ. ૮ આગ્નેય ૯ અરિષ્ટ

ત્રણ પ્રકારના કિલ્બીષી દેવો જે પૂર્વે ધર્મની વિરાધના કરીને ઉત્પન્ન થયેલા હોય છે. બીજા દેવોની આગળ ઝાડુ કાઢવાનું કામ કરનાર હોય છે. દેવોમાં પણ પૂર્વકર્મના ઉદયથી ઉંચ નીચપણું હોય છે. આ વાત વિચારતાં મનુષ્યપણામાં ઉંચનીચપણાના ભેદ હોય તેમાં આશ્ચર્ય કે ખેદ પામવા જેવું કશું નથી. ફક્ત ઉંચપણું પામેલાએ જાતિ કુળ વગેરેના મદમાં મસ્ત બનીને નીચ જાતિને પામેલા જીવોને તરછોડવા કે હેરાન કરવા યોગ્ય નથી. અને પૂર્વકર્મના ઉદયે હીનજાતિને પામેલાએ પોતાને ઉચિત વ્યવહાર ત્યજવા લાયક નથી. આ મર્યાદાનો જેટલા અંશે લોપ થાય એટલા અંશે વિપ્લવ થવા સંભવ છે. ત્રણ પ્રકારના કિલ્બીષી દેવોના નામ.

૧ પહેલા અને બીજા દેવલોકની નીચેના ભાગમાં રહેનાર.

૨ ત્રીજા અને ચોથા દેવલોક નીચે રહેનારા.

૩ છઠ્ઠા દેવલોક નીચે રહેનારા.

આ દેવો પણ પોતાની વૈમાનિક જાતિની અપેક્ષાએ નીચા ગણાય છે. પણ સમસ્ત દેવ જાતિની અપેક્ષાએ નહિ.

કલ્પાતીત દેવોમાં નાના મોટાનો વ્યવહાર હોતા નથી. એક સ્થાનમાં ઉત્પન્ન થયેલા બધા સરખી સંપત્તિવાળા હોય છે. એ બધા અહમિંદ્ર કહેવાય છે. તેના બે ભેદ છે, ૧ નવ ગ્રૈવેયક, ૨ પાંચ અનુત્તર,

ચૌદરાજલોકરૂપ પુરૂષની ગ્રીવા એટલે ડોક તેના સ્થાને રહેનાર હોવાથી ગ્રૈવેયક કહેવાય છે, તેના નવ ભેદ છે,

૧ સુદર્શન, ૨ સુપ્રતિબદ્ધ. ૩ મનોરમ. ૪ સર્વતોભદ્ર. ૫ સુવિશાલ. ૬ સુમનસ, ૭ સોમનસ ૮ પ્રિયકર. ૯ આદિત્ય.

સહુથી ઉચે પાચ અનુત્તર વિમાન હોય છે

૧ વિજય ૨ વિજયત ૩ જયત ૪ અપરાજિત. ૫. સર્વાર્થસિદ્ધ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો નિશ્ચયથી એકાવતારી હોય છે

એ પ્રમાણે ૧૨ દેવલોક ૯ લોકાતિક. ૩ કિલ્બીષી. ૯ ગ્રૈવેયક ૫ અનુત્તર મળી વૈમાનિક દેવોના આડત્રીશ ભેદ કહ્યા છે ચારે પ્રકારના દેવોના ૨૫-૨૬-૧૦-૩૮ મળી કુલ ૯૯ ભેદ થાય છે તેના પર્યાપ્તા અપર્યાપ્તા ગણતા ૧૯૮ ભેદ થાય દેવતા નારકી લબ્ધિ અપર્યાપ્તા હોતા નથી કરણ અપર્યાપ્તા હોય છે

મનુષ્યના ૩૦૩ ભેદ કહ્યા છે. ત્રણે લોકમા મધ્ય ભાગમા તીરછોલોક છે તેમા અસખ્યાતા દ્વીપસમુદ્ર છે, તેના મધ્ય ભાગમા અઢીદ્વીપ અને બે સમુદ્ર એટલુ મનુષ્ય ક્ષેત્ર છે તેની લબાઈ પહોળાઇ પીસ્તાલીશલાખ યોજન છે એ મનુષ્ય ક્ષેત્રની અદર જ મનુષ્યના જન્મ મરણ વગેરે થાય છે બહાર થતા નથી સહુની વચમાં લાખ યોજનનો જબુદ્વીપ નામનો દ્વીપ, તેની ફરતા ચારે બાજુ બેલાખ

યોજન પ્રમાણુ વીંટાઈને રહેલો લવણુ નામનો સમુદ્ર, તેને ફરતો દરેક દિશામાં ચાર લાખ યોજન પહોળો ધાતકી ખંડ નામનો દ્વીપ, તેને વીંટલાઈને રહેલો દરેક દિશામાં આઠલાખ યોજન પહોળો કાલોદધિ નામનો સમુદ્ર છે. તેને ફરતો સોળલાખ યોજન પહોળો પુષ્કર નામનો દ્વીપ છે. તેના અર્દ્ધાભાગમાં મનુષ્ય હોય છે, તેથી જંબૂદ્વીપ, ધાતકીખંડ અને પુષ્કર અર્ધ એ અઢીદ્વીપ મનુષ્ય ક્ષેત્ર ગણાય છે. એને ફરતો એટલે પુષ્કરદ્વીપના વચ્ચે મનુષ્ય ક્ષેત્રને કીલ્લાની માફક વીંટીને રહેલો માનુષોત્તર નામનો પર્વત છે. એ મનુષ્ય ક્ષેત્રમા ૧૦૧ ક્ષેત્ર મનુષ્યને ઉત્પન્ન થવાના છે, તે ક્ષેત્રના ભેદથી મનુષ્યના ૧૦૧ ભેદ ગણવામાં આવ્યા છે. જંબૂદ્વીપમાં એક, ધાતકી ખંડમાં બે અને પુષ્કરાદ્ર્ધ દ્વીપમાં બે એમ મલી પાંચ ભરતક્ષેત્ર, તેજ રીતે પાંચ ઐરવત ક્ષેત્ર અને પાંચ મહાવિદેહ ક્ષેત્ર મળી પંદર કર્મભૂમિ ક્ષેત્ર કહેવાય છે. એમાં કર્મની અને ધર્મની બધી વ્યવસ્થા હોય છે. તીર્થંકરો વગેરે મહાપુરૂષો એમાંજ થાય છે, તેમાંજ જન્મેલા જીવો મુક્તિમાં જઈ શકે છે.

પાંચ હિમવંત, પાંચ હિરણ્યવંત, પાંચ હરિવર્ષ, પાંચ રમ્યક્, પાંચ દેવકુરુ, અને પાંચ ઉત્તરકુરુ એ ત્રીશ ક્ષેત્રો યુગલિયા મનુષ્યોને ઉત્પન્ન થવાના છે. તે અકર્મભૂમિ કહેવાય છે. દેવકુરુ, ઉત્તરકુરુમાં સદાય પહેલા આરા જેવો હરિવર્ષ, રમ્યક્ ક્ષેત્રોમાં હંમેશાં બીજા આરા સરીખો, હિમવંત તથા હિરણ્યવંત ક્ષેત્રોમાં નિરંતર ત્રીજા આરા

જેવો, તથા મહાવિદેહ ક્ષેત્રોમા સર્વદા ચોથા આરા જેવો કાળ હોય છે ભરત, ઐરવત ક્ષેત્રોમા છએ આરા ફરતા હોય છે

આ સિવાય છપ્પન્ન અ તરદ્વીપ યુગલિક મનુષ્યના ક્ષેત્રો જબૂદ્વીપના હિમવ ત અને શિખરી પર્વતમાથી લવણ સમુદ્રમા પૂર્વ પશ્ચિમ રહેલી બબે મલી કુલ આઠ દાઢાઓ છે, જેમા દરેક ઉપર સાત સાત ક્ષેત્રો છે, તેમા રહેલા મનુષ્યો છપ્પન અ તરદ્વીપના મનુષ્ય કહેવાય છે.

તે ૧૦૧ ક્ષેત્રમા રહેલા મનુષ્યોમા ગર્ભજ પર્યાપ્તા, ગર્ભજ અપર્યાપ્તા અને સમુચ્છિર્મ અપર્યાપ્તા એમ ત્રણ ત્રણ મલી ૩૦૩ ભેદ મનુષ્યના થાય છે. સમુચ્છિર્મ મનુષ્યો, ગર્ભજ મનુષ્યના મળ, મૂત્રાદિ ચૌદ ઠેકાણામા ઉત્પન્ન થાય છે તેમનું શરીર અ ગુલના અસખ્યાતમા ભાગનુ અને આયુષ્ય અ તરમુહૂર્તનું હોય છે, અને અપર્યાપ્તાવસ્થામા જ મરણ પામે છે ચૌદ સ્થાનકની વિચારણા આગળ આવશે

પ ચેદ્રિય તિર્થ ચના પાચ ભેદ ૧ જળચર ૨. સ્થલચર ૩ ખેચર ૪ ઉરપરિસર્પ ૫ ભુજ પરિસર્પ તેના ગર્ભજ, સમુર્છિમ મલી દશ, અને પર્યાપ્તા, અપર્યાપ્તા મલીને ૨૦ ભેદ થાય છે માતા પિતાના સ યોગથી ઉત્પન્ન થાય તે ગર્ભજ અને સ યોગ વિના વાયુ, પાણી, માટી, કાષ્ઠ, આદિ દ્વારએ ઉપજે તે સમુર્છિમ કહેવાય છે. બધા સમુર્છિમ અસન્ની એટલે મન વગરના હોય છે એકેદ્રિયથી

માંડી ચઉરિંદ્રિય સુધીના અને અસન્ની પંચેંદ્રિય બધા સમુચ્છિમ હોય છે.

નારકીના સાત ભેદ, સાત નરક પૃથ્વીના નામથી ગણાય છે. જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ, તે પ્રથમ નરકની રત્નપ્રભા પૃથ્વીનું ઉપરનું તલીયું છે. આ પૃથ્વીનું દલ એક લાખ એંશી હજાર યોજનનું છે. આપણી નીચે એ દલની જાડાઇના મધ્ય ભાગમાં ભુવનપતિ, વ્યંતર, વાણવ્યંતર જાતિના દેવો, અને પહેલી નરકના જીવો રહેલા છે. જેમ એક મોટા મકાનમાં જુદા જુદા ઘણા માળ હોય. તેમ આમાં ઘણા પ્રતર છે તેથી દેવો અને નારકીને રહેવાના સ્થાનો જુદા જુદા છે. પહેલી નારકીથી એક રાજ દૂર નીચે બીજી નરકપૃથ્વી છે. એવી રીતે બીજીથી ત્રીજી એક રાજ નીચે એમ અનુક્રમે સાત નરકપૃથ્વી રહેલી છે. તેના નામ ૧. ઘમા–રત્નપ્રભા ૨. વંશા–શર્કરાપ્રભા. ૩. શેલા–વાલુકાપ્રભા. ૪. અંજણા–પંકપ્રભા, ૫. રિઠ્ઠા–ધૂમપ્રભા. ૬. મઘા–તમઃપ્રભા. ૭, માઘવતી–તમઃતમાપ્રભા. એ સાતે નરક પૃથ્વીનું દલ અનુક્રમે એક લાખ એંસી હજાર, એક લાખ બત્રીસ હજાર, એક લાખ અઠ્ઠાવીશ હજાર, એક લાખ વીશ હજાર એક લાખ અઢાર હજાર, એક લાખ સોળ હજાર અને એક લાખ આઠ હજાર યોજનનું છે. સાત નરકની પર્યાપ્તા અને અપર્યાપ્તા મલી ચૌદ ભેદ થાય છે.

નિગોદમાંથી અકામ નિર્જરાએ આગળ વધીને વિગલેંદ્રિય સુધી ચડીને પણ જીવ પાછો ભવિતવ્યતાના યોગે નિગોદમાં

ચાલ્યો જાય છે મનુષ્યપણુ અને ધર્મ સામગ્રી પામ્યા પછી પણુ પડી જાય સંસારમા ચડવા કરતા પડવાના રસ્તા ઘણા છે. એથી કોઈ પડે એમા આશ્ચર્ય નથી, પણુ ચડે એમા આશ્ચર્ય માનવાનુ છે

**કુત્સિત યોનિ ઉપન્યો. ચૌદ ઠાણુમાં નીપનો;**
**સંપન્નો, અનુક્રમે હું દસ પ્રાણુનો એ. ૮—૫૯**

હે દેવ ! દુગછા કરવા લાયક હલકી યોનિમા હુ ઉત્પન્ન થયો, ચૌદ અશુચિ સ્થાનમા ઉપન્યો. અનુક્રમે દશ પ્રાણુ વાળો થયો.

ગર્ભજ મનુષ્યોના દેહમાથી નીકળતા અપવિત્ર પદાર્થોમા સમુર્ચ્છિમ મનુષ્યો ઉત્પન્ન થાય છે. એ ચૌદ અપવિત્ર સ્થાનના નામ

૧ મલ ૨ મૂત્ર ૩ શ્લેષ્મ (નાકમાં નીકળે તે). ૪ બળખો (ગળામાથી નીકળતો કફ). ૫ લોહી ૬ વીર્ય ૭ વમન. ૮ પિત્ત ૯ પરૂ. ૧૦ મરેલનુ શરીર. ૧૧ શરીરનો મેલ. ૧૨ સ્ત્રી પુરૂષ સંયોગ. ૧૩ નગરની ખાળ ૧૪ આ સિવાયના બધા અપવિત્ર સ્થળો આ બધી વસ્તુઓ એમને એમ પડી રહે, બે ઘડીમા સુકાય નહિ તો એમા અસંખ્યાતા સંમુચ્છિંમ પંચેદ્રિય મનુષ્યો ઉપજી જવાનો સંભવ છે. જ્યા જ્યા ગટર વગેરેનો ઉપયોગ વધ્યો છે, ત્યા નિરંતર આ દોષ લાગવાની સંભાવના છે શહેરી જીવન તો આવા

અનેક દોષોથી ભરપુર બની ગયું છે. એથી ચોવીસે કલાક જીવોત્પત્તિ અને મરણના અપવિત્ર ગંધાતા સાધનો ચાલુ રહે છે. નળ, સંડાસ, ગટર, વગેરે સાધનોના ઉપયોગથી જાણતા અજાણતા મહાપાપના ભાગી બનાય છે. આરોગ્ય દૃષ્ટિએ એક બીજાના મળ મૂત્રાદિ એકઠા ન થાય, ઉપરા ઉપર ન કરાય એ જરૂરનું માનવામાં આવ્યું છે ધર્મના નિયમો સાચવનારને શરીરના નિયમો સાચવાઈ જ રહે છે. શરીરની ખાતર ધર્મના નિયમો સાચવવા તૈયાર થનારનું ધ્યેય શરીર સાચવવાનું હેવાથી તેવા કોઈ પ્રસંગોમાં ધર્મને ભૂલીને પણ શરીર ઉપર ધ્યાન રાખે છે. આત્માના કલ્યાણ માટે જ સર્વ નિયમો સાચવનારને પેટા ભાગમાં, શારીરિક આર્થિક વગેરે લાભો મલી જાય છે, પણ આત્મિક લાભ સિવાયના અન્ય લાભોને તત્ત્વજ્ઞાનીઓ તુચ્છ માને છે, માટે આત્માના લાભ માટે જ ધર્મના અનુષ્ઠાનો સેવવા. શાસ્ત્રો આત્માની શુદ્ધિ માટે પંદર દિવસે ચાદશનો ઉપવાસ કરવાનું ફરમાવે, એ ન મનાય, અને ડોકટરો શરીર સુખાકારી માટે પંદર દિવસે એક દિવસ લાંઘણ કરવાનું કહે તો હોંશે કરાય એમાં આત્મ ઉન્નતિ કરતાં શારીરિક વિચારની મુખ્યતા છે. પૌદ્‌ગલિક ઉન્નતિમાં આત્માનું અધઃપતન છે. એ તત્ત્વદૃષ્ટિ આવ્યા વિના કલ્યાણ થવું અશકય છે. પરમાત્મા શ્રી સીમંધર દેવની પાસે વિનવાય છે કે હે પ્રભુ! હું એવા અપવિત્ર સ્થાનોમાં ઘણીવાર ઉપન્યો અને ચવ્યો, તેમજ અસંજ્ઞી પચેંદ્રિય પણ થયો. આગળ વધતા દશપ્રાણવાળો સંજ્ઞી પંચેંદ્રિય થયો.

**પ્રાણુ**—પ્રથમ દ્રવ્યપ્રાણુ અને ભાવપ્રાણુની થોડી વિચારણા કરી છે. તેમા અહીં દ્રવ્ય પ્રાણુ જે સસારી જીવોને હોય છે, તેનુ વર્ણન કરવાનુ છે, પાચ ઇદ્રિય, મન, વચન, કાયાબળ, શ્વસોશ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણુ કહ્યા છે સિદ્ધના જીવોને આ પ્રાણુ હોતા નથી સસારી સર્વ જીવોને આમાથી ઓછામા ઓછા ચાર અને વધુમા દશ પ્રાણુ હોય છે

એકેદ્રિયને સ્પર્શેદ્રિય, શ્વાસોશ્વાસ, કાયબળ અને આયુષ્ય એ ચાર પ્રાણુ હોય છે.

બેઇદ્રિયને ઉપરના ચાર ઉપગત રસેદ્રિય અને વચનબળ મલી છ હોય છે

તેઇરિંદ્રિયને છ ઉપરાત ઘ્રાણેદ્રિય મલી સાત હોય છે

ચઉરિંદ્રિયને સાત ઉપરાત ચક્ષુરિંદ્રિય હોવાથી આઠ હોય છે

અસન્ની પચેદ્રિયને એ આઠ ઉપરાત શ્રોત્રેદ્રિય વિશેષ હોવાથી નવ હોય છે.

સન્ની પચેદ્રિયને મનોબળ સહિત દશે પ્રાણુ હોય છે આ પ્રાણોનો સબધ હોય ત્યાસુધી જીવન ગણાય છે પ્રાણુના વિયોગને મરણુ કહેવામા આવે છે. આત્મા તો અનાદિ અનત હોવાથી એની ઉત્પત્તિ કે નાશ નથી પણુ જુના પર્યાયનો નાશ થાય એને મૃત્યુ કહેવાય છે, અને નવા પર્યાયની

ઉત્પત્તિને જન્મ કહેવામાં આવે છે. એવી રીતે અનંતા જન્મ મરણ આ જીવના થયા છે. અને હજુ પણ ક્યારે એનો છેડો આવશે એ જ્ઞાની વિના કોઇ બતાવે તેમ નથી. સંસારમાં જન્મની પાછળ મરણ લાગેલું જ છે. મરણ પછી જન્મ ન થાય તો ફાવી જવાય, પણ એના માટે આત્માની તૈયારી જોઇએ. અનંતાકાળથી વળગેલા કર્મોની જંજાળ છુટે નહિ ત્યાંસુધી જન્મ મરણની પરંપરા અટકે નહિ અને દુઃખનો છેડો આવે નહિ. માનવ જીવન જેવા ઉત્તમ સાધનને પામીને જન્મ મરણની પરંપરા બંધ કરવા અગર ઘટાડવા સાચો ઉદ્યમ કરવામાં આવે તો જીવન સફલ બની શકે. જીવનની સફળતામાં સાધક બને બાધક બંનેને ઓળખી બાધકને દૂર કરી સાધકને મેળવવા સતત ઉદ્યમી બનવું એ સાચા હિતનો માર્ગ છે. ત્રણે કાળમાં ધર્મનું આલંબન લેવા યોગ્ય છે.

**તિહું ભેદે તિર્યંચએ, જલ થલ ખેચર પ્રપંચ એ;**
**સંચએ, માંડયો તિહાં બહુ પાપનો એ. ૯—૫૭**

હે પ્રભુ! જલચર, થલચર, અને ખેચર એ તિર્યંચના ત્રણ ભેદ, તેનો ઘણો વિસ્તાર, તેમાં હું ઉત્પન્ન થયો ત્યાં પણ ઘણા પાપનો સંચય કર્યો.

પંચેંદ્રિય તિર્યંચના મુખ્ય ત્રણ ભેદ છે.

૧. જલચર. ૨. સ્થળચર. ૩. ખેચર.

પાણીમાં રહેનારા, માછલા, મગર, સુસુમાર, કાચબા, વગેરે જીવો જલચર જાણવા

જમીન ઉપર ચાલનાર સ્થલચર તેના ત્રણ ભેદ છે. ૧ ઉરપરિસર્પ ૨ ભુજપરિસર્પ ૩ ચૌપદ પેટથી ચાલનારા સર્પ, અજગર વગેરે ઉરપરિસર્પ હાથથી ચાલનારા, નોળીયા, ઉંદર ખીસકોલી, ગિરોલી ચંદનઘો, પાટલાઘો, કાકીડા, સસલા વગેરે ભુજ પરિસર્પ

ચાર પગવાળા, હાથી, ઘોડા, બળદ, પાડા, ગાય, ભેંશ, ઉંટ, ઘેટા, બકરા, હરણ, રોઝ, વાઘ, સિંહ, ચિતરા, રીંછ, શીઆલ, કુતરા, બિલાડા વગરે ચૌપદ સમજવા

આકાશમા ઉડનારા પખીઓ ખેચર કહેવાય, તે ચકલા, કાગડા, કબુતર, સમળી, ગીધ, ગરૂડ, વડવાગોળ, ચામાચીડીયા, બતક, બગલા, હંસ, મોર, પોપટ, કાબર, તેતર, વગેરે જાણવા.

આ ત્રણે પ્રકારના જીવો અઢીદ્વીપ રૂપ મનુષ્ય ક્ષેત્રમાં અને તેની બહાર અસંખ્યાતા દ્વીપ સમુદ્રોમા અસંખ્યાતા હોય છે. મહા અજ્ઞાનતાને લઇને આહાર માટે અથવા વૈર વગેરેના કારણે હિંસાદિ પાપ કાર્યો કરીને બહુ પાપકર્મો એકઠા કરે છે અવિવેકીપણામા અનેક જીવનો પૂરા થાય છે.

**મચ્છ ગળાગળ કીધાંએ, જલચારી પદ લીધાંએ, સીધ્યાં એ, એકે કાજ ન માહરાં એ. ૧૦–૫૮**

હે નાથ! હું જળચર જીવોમાં જન્મ્યો ત્યાં મચ્છ ગળાગળ ન્યાય વડે બહુ પાપ બાંધ્યાં, મારા એકે કામ સિદ્ધ થયાં નહિ.

બળીયો નબળાને ગળી જાય, મોટો નાનાને સતાવે, શક્તિવાળો અશક્તને ગભરાવે, એવો જગતનો વિચિત્ર ક્રમ છે. તેને "મત્સ્ય ગળાગળ ન્યાય" કહેવાય છે. માછલાની ઘણી જાતિઓ છે, તેમાં આહારને માટે નાનાને મોટો ગળી જાય, એને એથી મોટો ચાવી જાય, એનાથી મોટો આવે ત્યારે વળી એ પણ ગભરાય. સંસારમાં એજ ધમાલ સર્વકાલે ચાલી રહી હોય છે. પોતાને મળેલા ધન, અધિકાર, રાજ્ય, યૌવન, રૂપ બુદ્ધિ વગેરે સાધનોથી ઓછા સાધનવાળાને દબાવવાનું કાર્ય કારમા સંસારમાં મોટા ભાગે ચાલુ છે. સબળા નબળાને ભક્ષણ કરી જાય એમાં શકિતનો સદુપયોગ નથી. પણ દુરૂપયોગ છે. સશક્તની ફરજ અશક્તનું રક્ષણ કરવાની છે.

આ જીવડો પણ પોતાના બળના મદથી અભિમાની બની ઉન્મત્ત ફરે છે, પણ જ્યારે એનાથી બળવાળો મલી જાય છે ત્યારે રાકડો બની જાય છે. એવી દશાઓ અનેક વખતે અનુભવી તેમાં આત્માનું કામ કાંઈ સિદ્ધ થયું નહિ. હિંસક પશુપણાના અજ્ઞાનથી ભરેલા ભવોમાં આ જીવે ઘણા પાપ કર્યા અને પરિણામે પારાવાર વેદનાઓ અનુભવી.

**વૃશ્ચિક સર્પ નકુલ હવે, વાઘ સિંહચિત્તર ભવે**
**તિહાં સવે, સંબળ મેળ્યાં દુરિતના એ ૧૧–૫૯**

હે નાથ! સ્થળચર જીવોમા વૃશ્ચિક, સર્પ, નોળીઓ, વાઘ, સિંહ ચિત્તા વગેરે હિંસક પ્રાણીઓના ભવમા મેં ઘણા પાપના ભાના ભેગા કર્યા

હિંસક જીવોના ભવમા બીજુ શુ સૂઝે? આહારને માટે પણ હિંસા, વૈર વિરોધથી મંગ મારીમા હિંસા, ત્યા આત્માને સંસ્કાર કયાથી મળે? પૂર્વના સંસ્કાર હોય અને કોઇ વિરાધનાના ઉદયે હિંસક પશુમા અવતાર લેવો પડયો હોય, એવામા કોઇ ઉત્તમ આત્માનો યોગ થઈ જાય તો કદાચ આત્માને પાપથી બચવાનો અને શાતિમય બનવાનો અવસર આવે, જેમ પ્રભુ શ્રી મહાવીર દેવના સહવાસ અને વચનથી ચંડકૌશિક સર્પને બોધ થયો, સુકોશલ મુનિની માતા આર્તધ્યાનમા મરીને વગડામા વિકરાળ વાઘણ થયેલી રસ્તામા આવેલા પોતાના પુત્ર મુનિવરનુ શરીર ફાડી ખાધા પછી એના દાતની પંકિતઓમા સોનાની મેખો જોઇને જાતિસ્મરણ થયુ અને આત્મ કલ્યાણ સાધ્યુ, રાજકુમારી સુનદાના પ્રેમમા રૂપસેન નામના શેઠના પુત્રે છ ભવ નકામા ગુમાવ્યા, અકાળ મરણને ભોગ થયો, સાતમાભવે મહા ક્રોધી હિંસક હાથી થયો, ઘણા જીવોને રજાડે છે, છેવટ સાધ્વી થઈને અવધિજ્ઞાની થયેલા સુનદાના સહવાસથી બૂઝે છે, અને જીવન સુધી છઠ્ઠના પારણે છઠ્ઠ તથા સચિત્તનો ત્યાગ કરી પોતાના આત્માની પ્રગતિ સાધે છે એવી રીતે કોઇક જીવને તથા પ્રકારના સંયોગથી લાભ થાય છે. બાકી મોટા ભાગે અવિવેક અને અજ્ઞાનના યોગે પાપ કર્મમાંજ જીવન

જાય, ઘણા મોઠા પાપ બાંધે, નરકમાં જાય, નરકના જીવોની સંખ્યા ઘણી મોટી છે, તિર્યંચમાંથી જ નરકની સંખ્યા પુરાય છે. કારણ કે મનુષ્યની સંખ્યા તો બહુજ અલ્પ છે.

**સિંચાણાદિક હું થયો, નરકે જાવા અલજયો;**
**નવિલહ્યો, પાપ પુન્યનો આંતરો એ. ૧૨-૬૦**

પંખીઓમાં સિંચાણા વગેરે હિંસા કરનારા પ્રાણીઓમાં હું જન્મ્યો, ઘણા પાપ કર્યા, નરકે જવાની હોંસ કરી, પાપ કે પુન્યનો ભેદ સમજ્યો નહિ.

સિંચાણા, સમળી, મોર, ગીધ, તેતર, કાગડા, વગેરે ક્રૂર પંખીઓ નાના પંખીઓ, કીડ, ઈયળ, કૃમી, દેડકા, ઉંદર વગેરે જીવોને ઉપાડી જાય છે અને ભક્ષણ કરી જાય છે. પાપ પુન્યને સમજતા નથી, નરક વગેરે દુર્ગતિના ખાડામાં પડવાની જ તૈયારીવાળા હોય છે.

**પશુઅ પણે એમ ભમીઓએ, યોનિ લાખ ચઉ**
**રમીઓ એ; દમીઓ એ, વધ બંધે કરી મુઝને એ**
**૧૩-૬૧**

હે જગબંધુ ! એ રીતે પશુપણામાં હું ભમ્યો, ચાર લાખ યોનિમાં રમ્યો, મને વધ, બંધન, વગેરે કરી બીજાઓએ બહુ દમન કર્યું.

તિર્યંચ પચેદ્રિયની ચાર લાખ યોનિ કહી છે, તેમાં અનુભવાતા પારાવાર દુ ખો ભારવહેન બ ધન, વધ, તાડન, છેદન, ભેદન, વગેરે દુ ખા પ્રત્યક્ષ જોવામા આવે છે એમના એ દુ ખો જોતા કોઇ કાળે એવા દુ ખો આપણને ન આવે એવુ થઈ જાય માસના લોભીઓ અને પૈસાના લોભે હિંસાથી ભરેલા વેપારના રસીયા હજારોની સ ખ્યામા રોજ માછલા, કાચબા ચકલા, કબુતર, મોર, ગાય, ભેશ, બળદ, પાડા, ઘેટા, બકરા, સસલા, હરણ, વાદરા, વગેરે નિરાધાર જીવોને ઘણી વિડ બના કરે છે મારી નાખે છે, કેટલાક ધર્મના નામે પણ ઘાતકી રીતે જીવ હિંસા કરે છે ક્રૂર આશયવાળા મનુષ્યોને કોઈ જીવ ઉપર ઘાતકીપણુ ગુજારતા સ્હેજ અરેરાટી પણ આવતી નથી આ બધુ જોઇને એ ગતિમા જવુ ન પડે એના માટે તૈયારી કરવી જોઇએ પશુપગ્રુ કેવા કાર્યો કરવાથી, આવે તેના માટે કહ્યું છે કે બહુ આર્ત ધ્યાન કરવાથી, અવિવેકભર્યું જીવન જીવવાથી, ઘણા કપટવાળુ મન રાખવાથી, હ્રદયમા શલ્ય રાખીને બહારથી સરળતાનો દેખાવ કરવાથી, ખોટા તોલ માપથી વેપાર કરવાથી સારી અને હલકી વસ્તુ ભેળમેળ કરીને ઉંચી વસ્તુના ભાવે વેચવ થી, કપટ કાળા અને કુકર્મની વાતો કરવાથી, ખોટી સાક્ષી પૂરવાથી, વિશ્વાસઘાત કરવાથી, ખોટા કલ ક ચડાવાથી, આવા બધા કામોમા પણ જો અત્ય ત ક્લિષ્ટ કૃષ્ણ લેશ્યાના પરિણામ હોય તો નરકનુ જ આયુ બ ધાય, પણ કાઈક ઓછી ક્લિષ્ટતાવાળા નીલ અને કાપોત લેશ્યાના પરિણામવાળા જીવો પ્રાય તિર્યંચનુ આયુષ્ય બાધે

છે. એવા અકાર્યોથી બચવું એજ ભવિષ્યના દુઃખોને અટકાવવાનો માર્ગ છે.

**સાત ભેદે થયો નારકી, નિરવિવેક તિર્યંચ થકી;**
**તાતકી, છું અપરાધી તાહરોએ. ૧૪-૬૨**

**દોહિલીદશ વેયણ સહી, કાલ અસંખ્ય તિહાં રહી;**
**હું સહી, ચાર લાખ યોનિ ભમ્યોએ. ૧૫-૬૩**

હે પરમ કૃપાળુ! તિર્યંચ કરતાં પણ વધારે અવિવેકથી ભરેલ સાતે નારકીના ભેદમાં હું આવ્યો, મહાપાપથી ભરેલો હું તમારો અપરાધી છું. નરકમાં પલ્યોપમ સાગરોપમના અસંખ્યાતા વર્ષોના કાળ રહીને મેં અતિ આકરી દશ પ્રકારની વેદના અનુભવી, અને ચાર લાખ યોનિમાં ભમ્યો.

સાત નારકીના નામ અને સ્થાન પહેલા કહ્યાં છે, એના શરીર અને આયુષ્યનું વર્ણન કરાય છે.

પ્રથમ રત્નપ્રભા-આયુષ્ય જઘન્ય દશ હજાર વરસ ઉત્કૃષ્ટ એક સાગરોપમ. શરીર ઉત્કૃષ્ટ સવાએકત્રીશ હાથ.

બીજી શર્કરાપ્રભા-આયુષ્ય જઘન્ય એક સાગરોપમ. ઉત્કૃષ્ટ ત્રણ સાગરોપમ. શરીર સાડી બાસઠ હાથ.

ત્રીજી વાલુકાપ્રભા-આયુષ્ય જઘન્ય ત્રણ સાગરોપમ, ઉત્કૃષ્ટ સાત સાગરોપમ, શરીર ઉત્કૃષ્ટ સવાસો હાથ ( સવા એકત્રીશ ધનુષ્ય )

ચોથી પંકપ્રભા–આયુષ્ય જઘન્ય સાત સાગરોપમ ઉત્કૃષ્ટ દશ સાગરોપમ શરીર અઢીસો હાથ (સાઠી બાસઠ ધનુષ્ય)

પાચમી ધૂમપ્રભા–આયુષ્ય જઘન્ય દશ સાગરોપમ, ઉત્કૃષ્ટ સત્તર સાગરોપમ, શરીર સવાસો ધનુષ્ય (પાચસો હાથ)

છઠ્ઠી તમ પ્રભા–આયુષ્ય જઘન્વ સત્તર સાગરોપમ, ઉત્કૃષ્ટ બાવીશ સાગરોપમ, શરીર અઢીસો ધનુષ્ય (એક હજાર હાથ)

સાતમી તમ તમા પ્રભા–આયુષ્ય જઘન્ય બાવીશ સાગરોપમ, ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમ શરીર પાચસો ધનુષ્ય (બે હજાર હાથ)

જન્મથી મરણ સુધી નિરતર દુખમાકાળ પસાર કરે છે આખ મીંચીને ઉઘાડવા જેટલો વખત પણ શાતી હોતી નથી ત્રણ પ્રકારની વેદના એ જીવોને હોય છે ૧ ક્ષેત્રવેદના. ૨ અન્યોઅન્ય કૃતવેદના ૩ પરમાધામીકૃત વેદના.

નારકીના જીવોને એ ક્ષેત્રમા ઉત્પન્ન થવાના કારણથી જ હમેશા જે વેદના રહે છે તે ક્ષેત્રવેદના દશપ્રકારની કહી છે.

૧ ક્ષુધા (ભુખ) ૨ પિપાસા, (તરશ). ૩ શીત, (ઠડી) ૪ ઉષ્ણ, (તાપ) ૫ જ્વર, (તાવ). ૬ ખરજ ૭ પરવશતા. ૮ ભય. ૯ શોક. ૧૦ રોગ. ઘણીજ પીડાઓ

ભરેલી આ વેદનાને સાંભળતાં પણ કંપારી છુટે, એકએક વેદના મનુષ્યમાં આવતી વેદના કરતાં અનંત ગુણી હોય છે.

નારકીના જીવો પૂર્વના વૈરને સંભારી અરસપરસ લડે છે, હથીઆર બનાવી એક બીજાને પીડા કરે છે. તે અન્યોન્યકૃત વેદના કહેવાય છે.

પરમાધામી દેવો તે જીવોના પૂર્વના પાપો સંભારીને છેદે છે, ભેદે છે, ભઠ્ઠીમાં શેકે છે, ઘાણીમાં પીલે છે, આકાશમાં ઉછાળીને હથીઆરની અણી ઉપર ઝીલે છે, પૂર્વે કરેલ પરસ્ત્રી સેવનના પાપને યાદ કરી તપાવેલી લોઢાની પુતળી સાથે આલિંગન કરાવે છે, માંસ ભક્ષણના પાપો સંભારીને તેના શરીરનાં માંસ કાપીકાપીને ખવરાવે છે, સુરાપાનના દોષો સંભારીને તપાવેલું સીસું પાય છે, જૂઠા વચનો બોલવાની કુટેવને સંભારીને જીભ ખેંચી કાઢે છે, લોહી માંસ પરૂથી ભરેલી વૈતરણી નદીમાં વહન કરાવે છે, છાયા લેવા અસિપત્ર વનમાં જાય ત્યાં તરવારના ઝાટકા જેવા પાંદડાના ઘા વાગે છે, ચારે બાજુથી મારતા મારતા નાશાનાશ કરાવે છે. શીકારી કુતરાઓ ચારે બાજુ વીંટળાઇને ફાડી ખાય, વાઘ વગેરે પ્રાણીઓના રૂપ બનાવી બહુ હેરાન કરે, વગેરે ત્રાસદાયક કંપારી છૂટે. એવી યાતનાઓ પરમાધામીદેવો તરફથી સહન કરવી પડે. પહેલી ત્રણ નરક સુધી પરમાધામી કૃત વેદના હોય છે, કોઈ ચરિત્રગ્રંથમાં ચોથી નરકે પણ પરમાધામી હોય એમ કહ્યું છે.

"જાતિ સમગ્રે જાણુતા, અનુભવીયા અવદાત,
તો પણ રાવણ ઝુઝતો, લક્ષ્મણ શુ કરી ઘાત
પરમાધામી દેખીને, નાખે અગનિ મોઝાર,
ચોથી નરકે બૂઝવ્યા, સીતેદ્રે તેણીવાર"

નારકીના શરીર એવા હોય કે અનેકવાર રાઈ રાઈ જેવા ટુકડા કરે, છેદે, ભેદે, પીલે, બાળે છતા ફરી એકમેક થઈ જાય, પારાવાર પીડા થાય પણ મરે નહિ આયુષ પુરૂ થાય ત્યારે જ મરણ પામે, ૫દર પ્રકારના પરમાધામી દેવના નામ આગળ કહ્યા છે, તે ૫દર જાતિના પરમાધામી નારકીના જીવોને જુદી જુદી રીતે પીડા ઉપજાવે છે તે આ પ્રમાણે.—

પહેલા અ બ જાતિના પરમાધામી ઉંચે લઇ જઇ પડતા મુકે. બીજા અ બરીષ જાતિના અસુરો નારકીના શરીરના ટુકડા કરીને ભાઠામા શેકવા માટે તૈયાર કરે

ત્રીજા શબલ જાતિના ક્રૂર દેવો આતરડા અને હૃદયને ભેદી નાખે

ચોથા શ્યામ જાતિના અસુરો ખૂબ પીડા ઉપજાવે.

પાચમા રુદ્ર જાતિના પરમાધામી ભાલા વગેરેથી વીંધી નાખે.

છઠ્ઠા ઉપરુદ્ર જાતિના હાથ, પગ વગેરે સાંગોપાંગ ભાગી નાખે.

સાતમા અસિપત્ર નામના તરવારની ધાર જેવા પાંદડાથી ભરેલા વૃક્ષનું વન બનાવે.

આઠમા ધનુષ્ય જાતિના ધનુષ્ય બાણથી વીંધી નાખે.

નવમા કુંભ જાતિના મોટા કળશ જેવા ઠામ બનાવીને તેમાં પુરી નીચે અગ્નિ ભરી પકાવે.

દશમા મહાકાલ નામના દેવો અનેકવાર ઝીણા ઝીણા શરીરના માંસ વગેરેના ટુકડા કરી ખવરાવે.

અગીઆરમા કાલ નામના દેવો મોટી ચુલમાં નાખી ભડથું કરી નાખે.

બારમા વૈતરણી જાતિના દેવો ઘણા ગરમ લોહી, પરુ, ચરબી આદિ દુર્ગંધી પદાર્થોથી ભરેલ વૈતરણી નદીમાં ઉતારીને ફેરવે.

તેરમા વાલુક નામના અસુરો તીક્ષ્ણ આકારવાળી અને બહુ તપેલી રેતીમાં ચલવે.

ચૌદમા મહાઘોષ જાતિના દેવો ચારે બાજુ ભયમાં ભાગતા નારકીઓને મોટા અવાજ કરીને અટકાવી રાખે.

પંદરમાં ખરસ્વર નામના પરમાધામી વજ્રના ખીલા જેવા તીક્ષ્ણ કાંટાવાળા શાલ્મલી વૃક્ષ ઉપર ચડાવીને ખેંચે.

આ પ્રમાણે ત્રણે પ્રકારની અસહ્ય વેદના અનુભવતાં પોકાર કરતા પોતાનાં લાંબા આયુષ્ય પૂરા કરે છે.

ત્યાંથી છુટવાની ઇચ્છા પળે પળે હોવા છતા આયુષ્યના બંધનમા પડેલા છુટી શકતા નથી નારકીના જીવોના શરીરમા પાચ ક્રોડ સડસઠ લાખ નવાણુ હજાર રોગો કાયમ ભરેલા હોય છે નારકીના જીવોનુ વર્ણન શાસ્ત્રોમા ઘણુ કહ્યુ છે શ્રધ્ધા વિનાના કેટલાક અજ્ઞાની કહે છે કે "અમે એવી નરકની વાતો માનતા નથી, શાસ્ત્રોમા ભય બતાવવા એવી વાતો લખી નાખી છે" આવુ કહેનારા શાસ્ત્રકાર મહાપુરૂષોની ભવભીરૂતાને ઓળખી શકયા હોય તેમ જણાતુ નથી ભયકર પાપાચરણ કરનારની નરક વિના બીજી કયી ગતિ હોય ? માનીયે કે ન માનીયે પણ જે વસ્તુ જેવા સ્વરૂપમા છે તેવુ જ વર્ણન મહાઉપકારી શાસ્ત્રકારોએ કરેલુ છે એના ઉપર શ્રધ્ધા ન હોય તો આપણુ પોતાનુ બગડવાનુ છે, આત્માર્થી જીવો અસત્ય વચન લખે કે બોલે નહિ, એવો વિશ્વાસ રાખીયે તો સમજણ પામી શકાય પોતાની બુધ્ધિને આગળ કરીને ચાલવાથી તત્વ પામી શકાય નહિ

કેવા આચરણો કરવાથી નરકનો આયુષ્ય બધાય તે કે ઘણો લોભ કરવાથી, વિષયોમા અતિ આશક્ત રહેવાથી, ઘણો મદ અને અતિ ઇર્ષ્યા કરવાથી, પચેદ્રિય જીવોની આહાર, શોખ કે વેપારને માટે હિંસા કરવાથી, ઘણા આરભના કાર્યો કરવાથી, ગાઢ મિથ્યાત્વના સેવનથી, મારવાના, કાપવાના, છેતરવાના, લુંટવાના, ધાડ પાડવાના વગેરે મહાપાપના વિચારોરૂપ રૌદ્રધ્યાન ચિતવવાની, મોટી

ઠગાઈ ધાડ પડવી, તીવ્રદંડ આપવા વગેરે કઠોર કાર્યો કરવાથી, પંચમહાવ્રતધારીનો ઘાત કરવાથી વ્રત ભાંગીને નિઃશંકપણે રાચવા માચવાથી, મદિરા માંસ વગેરે મહાદોષિત આહાર કરાવાથી, અંધારી રાત્રિમાં ભોજન કરવાથી, ગુણિજનની નિંદાની ટેવ રાખવાથી, કૃષ્ણ લેશ્યાના પરિણામ રાખવાથી, આવા કાર્યોથી જીવ નરકનું આયુષ્ય બાંધે છે. એ બધા કાર્યોથી બચવા અવશ્ય ઉદ્યમી બનવું. કારણ એ ગતિમાં મહાકષ્ટ ભોગવવાના, અને વળી ધર્મની પ્રાપ્તિના સાધનનો સર્વથા અભાવ હોય છે.

આ રીતિએ ચારે ગતિમાં ભમતાં કોઈ પુણ્યનો ઉદય થાય તો મહા દુર્લભ માનવ જન્મ પમાય છે. હવે એનું વર્ણન કરાય છે.

**જગજીવન ! જિનજી ! સાંભલો,**

**દશ દ્રષ્ટાંતે દોહિલો;**

**અતિ ભલો, નરભવ કાળ ઘણે લહયોએ. ૧૬–૬૪**

હે જગતના જીવનરૂપ જિનેશ્વર ભગવાન્ ! મારી હકીકત સાંભળો, એમ ઘણો કાળ ભટકતાં દશ દ્રષ્ટાંતે દુર્લભ અતિ ઉત્તમ માનવભવ અત્યારે હું મહાપુન્યના ઉદયથી પામ્યો છું.

ચાર ગતિમય બિહામણા આ સંસારમાં મનુષ્યભવ બહુ દુર્લભ છે. સહુથી થોડા મનુષ્ય છે. ચૌદરાજ લોકમાં

તીર્છોલોક બહુજ અલ્પ એટલે એકરાજ લાંબો પહોળો અને અઢાર્સો યોજન ઉંચો છે એમા અસખ્યતાદીપોની વચમા રહેલ પીસ્તાલીસલાખ યોજન પ્રમાણ મનુષ્ય ક્ષેત્ર બિંદુમાત્ર છે તેમા પણ પહાડો નદીઓ, સમુદ્રો, અટવીઓ વગેરેમા તો મનુષ્યની વસતિ હોતી નથી હોય તો પણ બહુ અલ્પ હોય છે પ્રથમ કહેવામા આવ્યા તે એકમોએક ક્ષેત્રમા મનુષ્યની વસતિ હોય છે ગર્ભજ મનુષ્ય સખ્યાતાજ હોય છે એકની સખ્યાને છન્નુવાર બમણા કરવાથી જે સખ્યા આવે તેટલા મનુષ્ય વધારેમા વધારે હોય, અથવા છઠ્ઠા વર્ગને પાચમા વર્ગથી ગુણવામા આવે તે સખ્યા પણ એ એટલી જ થાય એકનો વર્ગ એકજ થાય ગમે તેટલી વખત વર્ગ કરવામા આવે તો પણ સખ્યા વધે નહિ માટે અહિં પહેલો વર્ગ બેનો જ ગણવો ૨ નો પ્રથમ વર્ગ ૪ બીજો ૧૬ ત્રીજો ૨૫૬ ચોથો ૬૫૫૩૬ પાચમો ૪૨૯૮૯૬૭૨૯૬ છઠો ૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯૫૫૧૬૧૬ એને પાચમા વર્ગ ૪૨૯૪૯૬૭૨૯૬ થી ગુણતા ૭૯૨૨૮૧૬, ૨૫૧૪૨૬૪,૩૩૭૫૯૩૫,૪૩૯૫૦૩૩૬ એટલા ઓગણત્રીસ આકડા આવે તેને એકમ દશક વગેરે સખ્યાથી આ પ્રમાણે બોલી શકાય સાત કોડાકોડી, કોડાકોડી બાણલાખ અઠાવીશહજાર એકસોબાસઠ કોડાકોડીકોડી, એકાવનલાખ બેતાલીસહજાર છસો તેતાલીસ કોડાકોડી, સાડત્રીસલાખ ઓગણસાઠહજાર ત્રણસો ચોપન કોડ ઓગણચાલીસલાખ પચાસહજાર પાચસો છત્રીસ એ પ્રમાણે બોલાય આ

આંકડાઓને પૂર્વાચાર્યો પૂર્વ અને પૂર્વાંગની સંજ્ઞાથી પણ બોલે છે. ચોરાશીલાખ એટલે એક પૂર્વાંગ અને એને ચોરાશીલાખે ગુણવાથી એક પૂર્વ એટલે સીત્તેર લાખ તથા છપ્પનહજારક્રોડ ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦૦. ઉપરની ઓગણત્રીસ આંકડાવાળી રકમને આ રકમથી ભાગવાથી જે આવે તેટલા પૂર્વની સંખ્યા કહેવાય. અને શેષ રહેલને ચોરાશી લાખ વડે ભાગવાથી જે ભાગમાં આવે તે પૂર્વાંગ કહેવાય અને પછી છુટી રકમ કહેવાય તે પ્રમાણે ૧૧૨૨૮૪૮૧૦,૮૧૯૫૩૫૬. અગીઆર કોડાકોડી બાવીશ લાખ ક્રોડ, ચોરાશીહજારક્રોડ, આઠસોદશક્રોડ, એકાશીલાશ પંચાણુહજાર ત્રણસોછપ્પન પૂર્વ, એકવીશલાખ સીતેર હજાર છસો ઓગણસાઠ પૂર્વાંગ ઉપર ત્યાસીલાખ પચાસ હજાર ત્રણસો છત્રીસ. એ રીતે મનુષ્યની સંખ્યા કહેવામાં આવી છે. એના કરતા બીજા જીવો ઘણા છે. મનુષ્ય કરતાં નારકી અસંખ્યાત ગુણા છે, એનાથી દેવતા અસંખ્યાત ગુણા છે, એનાથી તિર્યંચ અસંખ્ય ગુણા અને નિગોદ સહુથી અનંત ગુણા છે. મનુષ્યપણું બહુ થોડા જીવોને મળે છે, માટે દુર્લભ કહ્યું છે. આઠમા દેવલોક ઉપરના ચાર દેવલોકની નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાન આ સ્થાનના દેવોને મનુષ્યપણાં જ જન્મ લેવાનો હોય છે. એટલા દેવો પણ મનુષ્ય કરતાં અસંખ્યાત ગુણા હોય છે. એથી મનુષ્યભવ મહા દુર્લભ મનાય છે. ધર્મના સાધાનો જેટલા મનુષ્ય ગતિમાં મલી શકે છે, તેટલા બીજી ગતિમાં મલી શકતા નથી. આથી શાસ્ત્રકારોએ એના બહુ ગુણ

ગાયા છે સસારના સુખોમા સર્વથી ઉત્કૃષ્ટ સ્થાને રહેલા અનુત્તર વિમાનના દેવો પણ માનવ દેહને ઝખે છે કારણ કે ઉત્કૃષ્ટધર્મ વિરતિ માનવને સુલભ અને દેવને દુર્લભ છે વિરતિપણાના આનદના અભાવે દેવસુખોને પણ દુખ રૂપે માને છે જેઓ મનુષ્યપણુ પામવા છતા ધર્મની આરાધનાથી કોઇ પણ બ્હાને વચિત રહી જાય છે તેને સતપુરૂષો મૂર્ખશિરોમણિની ઉપમા આપે છે મહાકષ્ટથી મેળવેલુ ચિંતામણિ રત્ન જેમ દરિદ્રી માણસે રમત કરતા ખોઈ નાખ્યુ અને આખી જીદગી દુખમાજ રહેવુ પડયુ, તેવીજ રીતે ધર્મની વાસ્તવિક આરાધના વિના માનવભવને એળે ગુમાવે તેને અનતોકાળ સસારના કારમા કષ્ટો વેઠવા પડે

મનુષ્યપણાની દુર્લભતા સમજાવવા માટે મહાઉપકારી શાસ્ત્રકારોએ દશ દષ્ટાતો કહ્યા છે

૧ ચૂલા. ૨ પાસા ૩ ધાન્ય રાશિ ૪ જુગટુ ૫ રત્ન રાશિ ૬ સ્વપ્ન ૭ ચક્રસહિત રાધાવેધ ૮. કૂર્મ-ચદ્રદર્શન ૯ યુગ-શમીલા ૧૦ પરમાણુ એ દશે દૃષ્ટાતોની વાત ઘણા ગ્રથોમા આવે છે અહીં ટુકાણમા જણાવાય છે.

૧. **ચૂલાનું—** બ્રહ્મદત્ત ચક્રવર્તી જ્યારે પહેલી અવસ્થામા માતાએ લાખનુ ઘર બનાવી બાળી નાખવાના પ્રયત્ન કર્યો પછી, મત્રિપુત્રની સાવચેતીથી સુરગદ્વારા બહાર નીકળીને વનોમા ભટકતા હતા ત્યારે એક વખતે એક અટવી પસાર કરતા

એક બ્રાહ્મણનો સાથ થયો હતો. એટલી મિત્રતાને બરાબર ધ્યાનમાં રાખી છુટા પડતા જ્યારે પોતે રાજા થાય ત્યારે આવવાનું કહ્યું. અનુક્રમે છ ખંડ ભરતક્ષેત્રની ભૂમિ જીતીને કંપિલપુરના રાજા થયા. ચક્રવર્તીપણાની સર્વ ઋદ્ધિ મળી. કેટલેક કાળે પેલો બ્રાહ્મણ આવ્યો. રાજાએ જોઈએ તે માગી લેવાનું કહ્યુ, પણ ભાગ્ય વાંકું, અને સ્ત્રીની સલાહથી ચાલવાનું, એટલે રાજ્ય. ધન, રત્ન વગેરે ન માગતાં, આખા રાજ્યમાં દરરોજ એકેક ઘેર ભોજન અને દક્ષિણામાં સોનામહોર મળે એવી માગણી કરી. રાજાએ એ પ્રમાણે ગોઠવણ કરી આપી. પહેલા દિવસે ચક્રવર્તીના રસોડે જમવાનો વારો આવ્યો ત્યાર પછી એની એક લાખ બાણું હજાર રાણીઓ, મંત્રીઓ વગેરે અધિકારીઓ અને પ્રજાના ઘરોમાં જમવાના વારા આવે. પહેલે દિવસે ચક્રવર્તીને ચુલે ભોજનનો જે સ્વાદ મલ્યો, તે બીજે ક્યાંય પણ મળતો નથી. ચક્રવર્તીના ઘરનો વારો બીજી વખત આવે એમ ઈચ્છા થાય છે. પરંતુ છ ખંડ ધરતીમા ચક્રવર્તીનુ રાજ્ય એટલા બધા ઘર જમી રહ્યા બાદ વારો આવે પણ એમાં તો જીંદગી પુરી થઈ જાય. ફરીથી ચક્રવર્તીનું ભોજન મળે નહિ. તેવીજ રીતે ચોરાશી લાખ જીવા યોનિમાં માનવ ભવ ફરીથી હાથ આવવો મુશ્કેલ છે. કદાચ દેવની સહાયથી રોજ ઘણા ઘેર જમે ને ફરીથી ચૂલાનો વારો લાવી શકે. પણ હાથમાંથી ગયેલો માનવભવ ફરી મલી શકે નહિ, આ કારણથી મનુષ્ય જન્મ દુર્લભ કહેલ છે.

જાણ કરી. રાજાએ એ વાત ધ્યાનમાં રાખી, એક વખત પુત્રને બોલાવી કહ્યું કે હે પુત્ર! હવે આ રાજ્ય મારે તને સોંપી દેવું છે પરંતુ આપણા પૂર્વ પુરૂષોથી ચાલ્યો આવતો કુળમાં એક રીવાજ છે તે તું સાંભળ. આપણી રાજસભામાં એકસો આઠ મણિમય થાંભલા છે, તે દરેક થાંભલાને એકસોને આઠ હાંસ છે. રાજ્યને યોગ્ય પુત્ર પિતાની સાથે જુગટું રમે. એકવાર જીતે ત્યારે એક હાંસ જીતી કહેવાય. એવી રીતે જીતતાં એકશો આઠવાર જીતે ત્યારે એક થાંભલો જીતાય આ પ્રમાણે એકશો આઠ થાભલાં જીતે ત્યારે રાજ્ય મળે. પણ વચમાં એકવાર હારી જાય તો પહેલાનું જીતેલું બધું જાય ‘ અને ફરી જીતવાની મહેનત કરવી પડે. આ પ્રમાણે આપણા કુળની રીત છે. એ સરતે રાજપુત્ર રમવા બેઠો. પણ એ રાજ્ય મેળવી શકયો નહિ બધી વખતે જીતી શકાય એવું કેમ બની શકે? ગમે તેટલીવાર જીતે પણ એકાદ વખતે હારી જાય તો પહેલાનું બધું જાય. તેથી કોઇ રીતે ફાવે નહિ. કદાચ દેવસહાયથી એ રાજ્ય મેળવી શકે પણ મનુષ્યભવ હારેલો ફરીથી પામી શકે નહિ.

**૫ રત્ન રાશિનું:**—એક નગરમાં એક શેઠ હતો તેને રત્નો ભેગા કરવાનો બહુ શોખ હતો દેશ કે પરદેશમાં જ્યાં જ્યાં એને પસંદ પડે એવા રત્નો હોય તેને માગ્યાં મૂલ્ય આપીને ખરીદ કરતો. એવી રીતે ઘણા રત્નો ભેગાં કર્યાં. કોઇ વખતે શેઠને બહાર ગામ જવાનું થયું. પાછળ પુત્રોએ વિચાર કર્યો કે આપણા પિતાને એક ધૂન લાગી

ઠે. તેથી ઘણા પૈસા રત્નોમા રોકાય છે. માટે એ બહાર છે, ત્યાસુધીમા બધા રત્ન વેચી દેવા એ પ્રમાણે નક્કી કરી રત્નો વેચવાની શરૂઆત કરી ગામના કે બહાર ગામના, દેશના કે પરદેશના જે કોઇ રત્નના ગ્રાહક આવ્યા તેમને આપી દીધા શેઠ આવતા પહેલા રત્નનો ભડાર ખાલી કર્યો શેઠ બહારથી આવ્યા, ભડારની તપાસ કરી રત્નો મલ્યા નહિ પુત્રોને પૂછી હકીકત જાણી બહુ ગુસ્સે થઈ ને પુત્રોને કહ્યુ ભાગ ઘરમાથી ચાલ્યા જાઓ, તે રત્નો લીધા વિના પાછા ઘરમા આવશો નહિ તે શેઠના પુત્રો દેશ દેશાવરમા ગમે તેટલુ કરે તોપણ વેચી દીધેલા રત્નો પાછા મેળવી શકે નહિ તેવીજ રીતે હાથથી ગયેલ મનુષ્યભવ આ સસારમા ફરી મળવો મુશ્કેલ છે માટે એને વિષય કષાયાદિની ધમાધમમા વેડફી ન નાખતા સફળ બનાવવા તૈયાર રહેવુ જોઈએ

૬ સ્વપ્નનુ —મૂલદેવ નામના કલાવાન ક્ષત્રિય પુત્રને દેશાવર ફરતા એક વખત શુભ ભાવપૂર્વક તપસ્વી મુનિરાજને દાન આપવાનો લાભ મળ્યો તેના પ્રભાવે એક રાત્રિમા સ્વપ્નમા જોયુ કે 'સપૂર્ણ ચદ્રનુ બિબ મારા મુખમા પેઠુ' એવુજ સ્વપ્ન એક કાપડીને આવ્યુ, તેણે પોતાના ગુરૂને એનું ફળ શુ થશે એમ પૂછ્યુ ગુરૂએ કહ્યું કે "આજ તને ભિક્ષામા ઘી, ખાડ સહિત ઘઉંની સુદર રોટલી મળશે" સાભળી શિષ્ય ખુશી થયો તે પ્રમાણે મળ્યું, મૂલદેવે કોઈ જ્યોતિને પૂછ્યુ. સાત દિવસમાં રાજ્ય મળશે એમ જવાબ

મળ્યો. સાત દિવસે રાજ્ય મળ્યું. કાપડીએ આ સાંભળ્યું. પોતાના સ્વપ્નનું ફળ બહુ ઓછું મળવાથી ખેદ થયો. ફરીથી એવું સ્વપ્ન આવે એટલા માટે સૂઈ રહે છે. પણ વારંવાર એવા સ્વપ્નનો લાભ થાય નહિ તેમ અમૂલ માનવદેહ ફરી ફરી હાથ આવે નહિ.

૭ **રાધાવેધનું:**—રાધાવેધની સાધના બહુજ મુશ્કેલી ભરેલી હોય છે. એક થાંભલા ઉપર પુતલી ઉભી રાખે, તેની નીચે આઠ ચક્ર જમણા ફરતા અને આઠ ચક્ર ડાબા ફરતા ગોઠવવામાં આવે છે નીચે તેલનું ભરેલું મોટું ઠામ મુકવામાં આવે જેમાં થાંભલા ઉપર રહેલી બધી વસ્તુનું પ્રતિબિંબ પડે, કોઇ વીર પુરૂષ તે તેલના વાસણમાં પડતા પ્રતિબિંબ તરફ નીચી નજર રાખી ઉંચે બાણ છોડે, તે આઠ ડાબા અને આઠ જમણા ચક્રને વીંધી ઉપર રહેલી રાધા નામની પુતલીની ડાબી આંખ વીંધે એ ક્રિયાને રાધાવેધ સાધ્યો કહેવાય. એ સાધવામાં જેવા તેવાનું કામ નથી. કોઈ પુણ્યવંત આત્માઓ સાધી શકે. તેવીજ રીતે નરભવ પણ ઘણા સુકૃતના ઉદયને લઇને પામી શકાય છે. માટે પ્રમાદમાં હારવો નહિ.

૮ **કૂર્મનું:**—એક પાણીના દ્રહમાં એક કાચબો પોતાના કુટુંબ સહિત રહેતો હતો. તેદ્રહના ઉપર એટલી બધી સેવાલ પથરાએલી રહેતી હતી કે અંદર રહેલ કોઈ પ્રાણી બહારની વસ્તુ જોઈ શકે નહિ. એક દિવશે પુનમની રાત્રિએ ચંદ્રમા સંપૂર્ણ ખીલેલો છે. પવનની લહેરથી સેવાલ

સ્હેજ ખસી જવાથો કાચબો પોતાનુ મોઢુ બહાર કાઢે એટલી જગ્યા થઈ. અચાનક કાચબાનુ ઉપર આવવુ થયુ છિદ્ર વડે મોઢુ બહાર કાઢી જોવાથી કોઈ દિવસ નહિ જોયેલ એવા પ્રકાશમાન ચદ્રનુ દર્શન થયુ બહુ અલ્હાદ થયો પોતાના કુટુબને આવી અપૂર્વ વસ્તુ દેખાડવાનુ મન થયુ બધાને તેડવા નીચે ગયો પાછો વળે છે, એટલામા પાછા પવનના જોરે સેવાલ ભેગી થઇ ગઈ કાચબાને ફરીથી ચદ્રદર્શન થઈ શકયા નહિ, એવીજ રીતે માનવભવ ફરીથી મળવો દોહીલો છે

૯ યુગ-સમીલાનુ —યુગ એટલે ધોસરૂં અને શમીલા એટલે તેમા નાખવાની ખીલી જબૂદ્રીપ એક લાખ યોજનનો છ, તેને ફરતો ચારે બાજુ બે લાખ યોજન પહોળાઈવાળો લવણ સમુદ્ર છે તેની પરિધિ લગભગ સોળ લાખ યોજનની છે વચમા પાણીની શિખા સોળ હજાર યોજન ઉંચી છે, નીચે ચાર મોટા પાતાલકલશ છે તેમાથી પવનના જોરે પાણી ઉછળીને શીખાને વધારે ઉંચી બનાવે છે. કોઈ દેવતા રમતની ખાતર લવણ સમુદ્રના પૂર્વે અને પશ્ચિમ છેડા ઉપર એક તરફ ધોસરૂ અને બીજી તરફ શમીલા રાખે અને ભેગા કરાવાની ઈચ્છા ધરાવે, પણ પાણીનો પ્રવાહ અને પવનનો ઝપાટો એ બનેને ભેગા થવા દે નહિ ધોસરામા ખીલી પેસી શકે નહિ, તેમ અતિ વિકરાળ સંસાર સાગરમા માનવ જીવનની પ્રાપ્તિ મહા દુર્લભ છે

**૧૦ પરમાણુનું:** કોઈ દેવ પોતાની શક્તિ બતાવવાને માટે એક પત્થરના થાંભલાનો ઝીણો ભુકો કરી નાખે, અને મેરૂ પર્વત ઉપર જઇને, એક મોટી ભુંગળીમાં ભરીને ફુંકથી ઉડાડે. પવનના યોગે એના પરમાણુઓ જુદી જુદી દિશામાં અનેક સ્થળોમાં વિખરાઈ જાય. તેજ પરમાણુઓથી એ પત્થરનો સ્થંભ ફરી બની શકે નહિ. તેમ માનવ ભવ મળવો મહાદુર્લભ છે.

આ રીતે ટુંકાણમાં મનુષ્યભવની દુર્લભતા ઉપર દશ દ્રષ્ટાંતો કહ્યા. વિસ્તાર શાસ્ત્રોમાં ઘણો છે. ગુરૂગમથી જાણવા યોગ્ય છે. આ દ્રષ્ટાંતો સમજીને મનુષ્ય જન્મની દુર્લભતાનો વિચાર કરવો, અને હારી જવાય નહિ. એની ખાસ કાળજી રાખવી. જગતની સઘળી સંપત્તિ કરતાં પણ એક દિવસના મનુષ્યપણાની કિંમત વધારે છે. આવી અતિ કિંમતી વસ્તુ પામ્યા પછી પણ પ્રમાદ અને દુન્યવી જંજાળમાં પડીને આરાધનાથી ચૂકી જવાય એ કોઇપણ રીતે હિતકારી ન ગણાય. અનુત્તરવાસી દેવો જેની નિરંતર ઝંખના કરે એવું સર્વ શ્રેષ્ઠ જીવન જુદીજ દિશામાં વેડફાઈ જાય એ મહાખેદની વાત ગણાય. કહ્યું છે કે,—

"રાતિ ગમાઇ સોવતે, દિવસ ગમાયા ખાય;
હીરા જેસા મનુષ્યભવ કવડી બદલે જાય."
"બાળપણું રમતમહીં, યૌવનમાં ઉન્માદ;
વૃદ્ધપણે પરવશ થયો, શું જીવનમાં સ્વાદ ?"

"બાળલીલાએ હુલરાવ્યો, યૌવન યુવતીએ ગાયો, તો એ તૃપ્તિ નવિ પાયો"

રત્નત્રયીના ભાજનરૂપ માનવભવમા વિષય કષાયાદિની પ્રવૃત્તિ આચરવી એ સોનાની થાલીમા ધૂળ, કચરો ને છાણ ભરવા જેવુ છે ધર્મહીન જીવન જીવનારા આત્માઓની અહીં અને પરલોકમા સર્વત્ર દુર્દશા થાય છે ધર્મની વાસના વિનાનો જીવ પુદ્દગળ પરવશતામા પડીને દુન્યવી પદાર્થોની અપ્રાપ્તિ વખતે આર્તધ્યાનમા અને પ્રાપ્તિ પછી રૌદ્ર ધ્યાનમા હમેશા લીન બનેલો હોવાથી મોટા ભાગે નરક અગર તિર્યંચ ગતિનો અધિકારી બને છે સમજદાર તેજ કહેવાય કે જે પોતાના જીવનનો સદુપયોગ કરી આત્મશક્તિ વિકસાવે

મહાદુર્લભ માનવદેહ પામ્યા પછી આ જીવને કેટલી વિડબના વેઠવી પડે છે તે આગળની ગાથામા કહે છે

**ઉંધે શિર ટગાણો એ કર્મબંધે બધાણો એ;**
**ટાણોએ, ગરભાવાસનો નહિ ભલો એ ૧૭-૬૫**

હે પ્રભુ! મનુષ્યભવમા પણ કર્મના બધથી બધાએલો હુ ગરભાવાસમા નવ માસ સુધી ઉંધા માથે લટકાણો. એ અવસર પણ બહુ દુખદાયક હતો.

મનુષ્ય જીવનની શરૂઆતમા માતાના ઉદરમા નવ મહીનાન્તર મહીના રહેવુ પડે છે, તે પ્રસગ પણ અતિ કષ્ટથી

ભરેલ હોય છે. મળ મૂત્ર, ચરબી, લોહી, માંસ, આંતરડા વગેરે અપવિત્ર પદાર્થોથી ભરેલા માતાના પેટમાં ઉંધા માથે રહેવાનું જઠરાગ્નિના તાપમાં શેકાવાનું, એ દુઃખ પણ બહુ ભયંકર હોય છે. અંધારી કોટડીમાં ઉંધા માથે ચારે બાજુ દુર્ગંધ અને અસહ્ય તાપ એવી સ્થિતિમાં વખત પસાર કરવો પડે, એ મહાદુઃખની વાત છે. પણ શું કરે ? પરવશ પણે સહન કર્યા સિવાય છુટકો હોતો નથી.

ગર્ભાવાસની વેદના જણાવે છે,

**ઉંઠ કોડી સોય તાપવી, વિંધે તનુકો માનવી;**
**અનુભવી, એહથી આઠ ગુણી વ્યથાએ ૧૮–૬૬**

હે જગત તારક વિભુ ! સાડા ત્રણ ક્રોડ (૩,૫૦,૦૦,૦૦૦) સોયોને તપાવીને કોઈ માણસના શરીરને વીંધી નાખે તેનાથી આઠ ગણી વેદના મેં ગર્ભાવાસમાં અનુભવી.

મનુષ્યના શરીરમાં સાડા ત્રણ કરોડ રોમરાજી છે. એટલા પરસેવો નીકળવાના છિદ્રો છે. કોઇ જુલમી માણસ સાડાત્રણ ક્રોડ લોઢાની સોયોને તપાવી લાલ ચોળ કરીને એક સાથે એક માણસના શરીરમાં ચાંપી દે, તેને જેટલી પીડા થાય તેનાથી આઠ ગણી વેદના ગર્ભમાં રહેલા જીવને કાયમ હોય છે. માતાના ગર્ભમાં આવી જીવ કેવી રીતે ઉત્પન્ન થાય કેવી રીતે વધે. કેવી રીતે આહાર લે, પરવશ પણે કેમ દુઃખી થાય છે. એ બધું વર્ણન **શ્રી તંદુલવિયાલિપયન્ના**

નામના આગમમા કરેલ છે જે સાભળતાં સાચી વસ્તુનુ ભાન થાય. અને વૈરાગ્ય આવે ફરી ગર્ભાવાસમા આવવુ ન પડે એવા ઉદ્યમ હાથમા લેવાય. પ્રભુને વિનતી કરતા કહેવાય છે કે –

"ભાખી તદુલવિયાલી, તમે ગર્ભની વેદના ટાળી,
અમને પણ દુ ખ એ મોટુ, સનન્મુખ ન જુઓ એ ખોટું"

જેમ જેમ આગમાદિ પરમ પવિત્ર શાસ્ત્રનુ શ્રવણ, બહુમાન અને શ્રદ્ધા સહિત થશે તેમ તેમ સસારનો રાગ ઘટશે

ત્યા ગર્ભાવસ્થામા વેદનામા પડેલો જીવ કેવા વિચાર કરે છે, તે કહે છે

**દુ:સહ વેયણુ વેહે એ, ધર્મ કરૂ સહી દેહે એ;**
**ગેહે એ, જો જણુશે મુજ માડલી એ ૧૯–૯૭.**

હે દીન પ્રભુ! તે વખતે દુસ્સહ વેદના સહતા હુ વિચાર કરતો હતો, કે આ વેદના મને વીંધી નાખે છે, જો હવે મારી માતા મને જન્મ આપે તો આ દેહથી ધર્મજ કરીશ.

ગર્ભાવસ્થામા પણ સજ્ઞી પચેદ્રિય પર્યાપ્તો હોવાની વિચારશક્તિ ધરાવે છે પીડાની પણ ખબર પડે છે અનુભવાતુ દુ ખ ફરી ન ભોગવવુ પડે તો બહુજ સારૂ એમ

વિચારણા આવે છે. આમાંથી છુટો થાઉં તો હંમેશા ધર્મ કરીશ. પાપની વાતોથી દૂરજ રહીશ, એમ ચિંતવે છે. પરંતુ દુઃખ વખતે જેવા વિચારો હોય છે, તે દુઃખ ટળી જતા ચાલ્યા જાય છે. એથી પાપની પ્રવૃત્તિ નિઃશંકપણે ચાલુ રાખવામાં આવે છે. સાંસારિક સુખો જીવને ઉન્મત બનાવે છે. આથી જગતમાં કહેવત છે કે :—

"સુખમાં સહુ પ્રભુને ભજે, દુઃખમાં ભજે ન કોય,
જો સુખમાં પ્રભુને ભજે, તો દુઃખ શાનું હોય ?"

મોટે ભાગે ધર્મ સૂઝે છે દુઃખી અવસ્થાંમાં આથી કેટલાક આત્માર્થી જીવોએ તો પ્રભુને ભજવા માટે દુઃખો માગી લીધા છે. એથી પણ ઉંચી દશા એ છે કે દુઃખ કે સુખ કોઈ પણ અવસ્થા મુંઝવે નહિ, બંને અવસ્થામાં સરખી રીતે ધર્મ આરાધી શકે. એક સ્થળે કહ્યું છે કે:—

"અત્યંત દુઃખ વખતે, સ્મશાનમાં, અને ધર્મ ઉપદેશની સભામાં બેઠેલ હોય, ત્યારે મનુંષ્યના જેવા વિચારો હોય છે તેવા વિચારો જો કાયમ રહે, તો કોઇ પણ વખતે પાપ ન કરે," દુઃખી અવસ્થામાં ભાવના એમ થાય છે કે જો આટલું મળી જાય અગર આમ ઠીક થઈ જાય તો નિરાંતે ધર્મ કરીશ. પણ દુન્યવી, સંપાત્ત આવ જીવડો ભાન ભૂલો બની જાય છે. અને આપત્તિના વખતમાં જે કાંઇ થોડું ઘણું ધર્મ કાર્ય કરતો હોય તે પણ ચૂકી જાય છે. સુખ મલ્યા પછી એમાં મસ્ત બની

સુખના મૂળ ધર્મને ભૂલી જાય છે, અનાદિ કાળની મોહાધીન દશાના કારણે દુ ખમા દીનતા અને સુખમા મસ્ત બનવુ આવી દશા જગતના જીવોની સદા ચાલુ હોય છે સાચી સમજણ વિના આ દશામા ફેરફાર થાય નહિ, ગર્ભાવસ્થામાં કરેલી સારી ભાવનાઓ પણ દુનિયાનો પવન લાગતા ઉડી જાય છે સ સારનો પવન બહુ ઝેરી છે, એના ઝપાટામાથી વીરલા બચી જાય મોટા ભાગે મોહરાજા નાચ નચવે એ રીતે નાચનારા પ્રાણીઓ જોવામા આવે છે. ચારે બાજુ વિષયોની જ્વાળાઓ સળગી રહી છે પ્રભુ શાસન રૂપી અમૃત સરોવરના શરણે ગયા વિના સાચી શાતિ થવાની નથી ત્રણે કાળમા શરણુ આપી નિર્ભય બનાવનાર એક પરમાત્માનો ધર્મ છે, તેના આશ્રરે જેમ વહેલુ જવાશે તેમ વહેલુ કલ્યાણ થશે

ગર્ભાવસ્થામાં ધર્મના વિચારો થાય પણ અહીં અધર્મી કુળોમા અવતાર થાય, જેથી ધર્મ પામવાનો અવકાશ મળે નહિ તે જણાવે છે

**નીચ ગોત્ર અવતારએ, ન સુણ્યો ધર્મ લગાર એ,**
**ક્યારેએ, સદ્‌ગુરૂ સેવા નવિ કરીએ. ૨૦–૬૮**

હે પરમાત્મન્! મારો નીચ ગોત્રમા અવતાર થયો, ત્યા લગારે ધર્મ સાભળ્યો નહિ, ક્યારે સદ્‌ગુરૂની પણ સેવા ન કરી.

કોળી, વાઘરી, ભીલ્લ, ધીવર, ચમાર, કસાઈ, પારધિ, મલેચ્છ વગેરે હલકા કુળમાં અવતાર થાય તો સદાય મારવા, કાપવા, લુંટવા, ઝુંટવાના સંસ્કારો મોટે ભાગે મળે છે. ધર્મનું વાતાવરણ પામી શકાતું નથી સદ્ગુરૂના સમાગમ. સેવા, ઉપદેશ શ્રવણનો લાભ લઇ શકાતો નથી. નિરંતર જીવ હિંસા આદિ પાપકાર્યોમાંજ જીવન પસાર થતું હોવાથી બહુજ રૌદ્ર પરિણામ રહે છે. પાપમાં જ પાવરધા થવાય છે. આથી ધર્મ રત્નની યોગ્યતા ઉંચ ગોત્રમાં કહી છે. પુન્યના ઉદયવાળા આત્માઓ ઉંચે ગોત્રમાં અવતાર પામે છે. જેઓ ઉંચ્ચ ગોત્રમાં આવવા છતાં પોતાના ઉત્તમ કુલાચારો મૂકી ઉંધી દશામાં જીવન વીતાવે છે. એ વધારે દયા પાત્ર છે. ઉત્તમ કુળમાં જન્મેલા મનુષ્યે પોતાને યોગ્ય સુંદર કુલાચારોને સાચવવા પ્રયત્ન કરવો જોઇએ.

**દેશ અનારજ વસીયોએ, પાપ તણેરસ રસીયો એ,**
**ધસીઓએ, વિરૂઆ કર્મભણી ઘણું એ. ૨૧-૬૯**

હે તારક દેવ ! હું અનાર્યદેશમાં જન્મ્યો રહ્યો, પાપકાર્યોનો રસીયો બન્યો, અને ભયંકર આચરણો કરવા બહુ ધસ્યો.

જેમ મનુષ્ય જન્મ દુર્લભ છે, તેમ મનુષ્યપણામાં આર્યદેશમાં અવતાર થવો એ પણ અતિ દુર્લભ છે. ભરતક્ષેત્રના બત્રીશહજાર દેશ છે, તેમાં આર્યદેશ તો ફક્ત સાડીપચીસ છે, બાકીના એકત્રીસહજાર નવસો સાડીચમ્મોતેર

દેશ અનાર્યના છે અનાર્યના હિસાબે આર્યદેશ ઘણા ઓછા હોવાથી તેમા જન્મ લેવાનુ સદ્ભાગ્ય થોડા પુન્યવાન જીવોને હોય છે આર્ય અને અનાર્ય એ ભેદ ધર્મની પ્રાપ્તિ અને અપ્રાપ્તિના કારણે છે અનાર્ય દેશોમા જન્મ લેનારા મનુષ્યો મોટા ભાગે આ લોકના સુખમા રાચનારા, પરલોકની વાતોને નહિ માનનારા, ધર્મને અનાદરની દૃષ્ટિએ જોનારા ઘોર અજ્ઞાન અને મહામોહથી ભયકર પાપના પ્રચારને ધર્મ માનનારા હોય છે પોતાના માની લીધેલા સુખની ખાતર અનેક નાના મોટા જીવોનો નાશ કરવામા પાછી પાની કરતા નથી કોઈ પણ જીવને મારી નાખવામા સ્હેજ માત્ર કપારી આવતી નથી,

આર્યદેશમા જન્મેલામા આર્યસસ્કૃતિનાબળે ત્યાગ, વૈરાગ્ય, સમતા, સહનશીલતા, ક્ષમા, દયા, મૈત્રી, વિનય, નમ્રતા સરળતા, જીવદયા, દાક્ષિણ્ય, પરોપકાર, પ્રભુભક્તિ સતસેવા આદિગુણ રત્નો, જે આર્ય દેશની સાચી સપત્તિ છે, તેના સસ્કારો સ્હેજે મળેલા હોય છે આથી જ આર્યદેશમા સાત્વિકતાનુ પ્રાધાન્ય ગણાય છે લોભીપણુ તામસીવૃત્તિમાથી, અને કામીપણુ રાજસીવૃત્તિમાથી આવેલુ હોય છે, સદાચારીપણુ સાત્વિકી વૃત્તિને આભારી છે સદાચારની મુખ્યતા એજ આર્યદેશનુ મહત્વ છે આર્યદેશમા જન્મેલામા આર્યત્વ ધર્મથીજ ગણાય ધર્મનો નાશ થાય એટલે આર્યત્વ જતા વાર લાગે નહિ ગમે તે ભોગે પણ ધર્મને રક્ષવો જોઇએ કોઇ પણ વસ્તુની ખાતર ધર્મને ગુમાવવો જોઇએ

નહિ. દુન્યવી સંપત્તિની ખાતર ધર્મને તિલાંજલિ આપવાના વિચાર આર્યદેશના માનવીને શોભે નહિ.

વર્તમાનમાં છેલ્લા કેટલાક વરસોથી અનાર્યોના સહવાસ વધવાથી તેમજ અનાર્ય કેલવણીનો પ્રચાર ઘણો થવાથી આર્યોનું આર્યત્વ ઓસરતું દેખાય છે, દિવસે દિવસે આર્ય સંસ્કૃતિ ક્ષીણ થતી જાય છે. વિનય, વિવેક, મર્યાદા લજ્જા; દયા, દાન આદિના સંસ્કારો ઉપર ઘા પડતા જાય છે. જગતના સાચા ઉપકારી ત્યાગી સંત પુરૂષો કરતાં પણ દુનિયાદારીની ધમાલમાં આગળ વધારવાની વાતો કરીને જગતને અસંતોષમાં આગળ વધારી વધારે દુઃખી થવાના માર્ગે જોડનારા, વધારે ઉપકારી મનાય છે. સાચા ત્યાગીઓને ભારભૂત ગણવા જેટલી હલકી મનોવૃત્તિ સેવનારા ઘણા જીવો જોવામાં આવે છે. એ બધો અનાર્યના સહવાસ અને કેલવણીનો પ્રતાપ છે. અનાર્ય કેલવણી લઈને એના સંસ્કાર પામીને આર્યત્વના રક્ષણને નામે પણ અનાર્યત્વનું પોષણ અને પ્રચાર અજાણતા અગર ઈરાદાપૂર્વક કરનારા પણ ઘણા જોવામાં આવે છે, દિવસે દિવસે ભ્રષ્ટતા, વિષય વાસના, સ્વાર્થીપણું, ન કરવા લાયક પાપ ધંધા વધતા જાય છે, પાપ પ્રત્યે રૂચિવધતી જાય છે. એ જેવું તેવું નુકશાન નથી. આધ્યાત્મિકભાવો એ આર્યદેશના પ્રાણ છે. એના નાશ પછી ગમે તેટલી સમૃદ્ધિ આવી જાય એની કશી કિંમત નથી. વર્તમાન કાળના ધનવાનો, દોડધામમાં જીવન પૂરૂં કરે છે: ગરીબો આશા અને ઈર્ષ્યામાં આગળ ધપાવ્યે

રાખે છે, પ્રગતિના નામે અવનતિના ખાડામાં ઉતરતા જવાય છે આ કાળમા સાચો ઉપગાર એજ છે કે આર્યોમાથી ઘસાતુ જતુ આર્યત્વ ટકાવવા પ્રયત્ન કરવો ધર્મ અને આર્યત્વ ઓતપ્રોત છે આત્માના સુખની મુખ્યતા ગણીને, સસારના સુખોને તજવા લાયક માનીને, પરમાત્મા સન્મુખ જવાના સાચા માર્ગને ધર્મ કહેવાય એવા ધર્મના માર્ગ તરફ લોકોને જોડવા એજ સાચો ઉપકાર ગણાય આર્યદેશના સાચા સત મહાત્માઓના ઉપદેશથી વચીત રહી, પોતાની મરજી મુજબ લોકહિત, સમાજહિત, દેશહિત વગેરેની વાતો કરવી, ફાવે તે મુજબ મોહમજાહહો કરી મહા પુરૂષો અને જગતના તારણહાર મનાવુ, ગાડરીયા પ્રવાહમા પડેલા દુનિયાના લોકોને દુન્યવી સુખો અપાવી દેવાની લાલચો આપી પોતાના તરફ વધુ ખેચવા, એ બધુ પોતાના શુભ કર્મના ઉદયથી બની શકે અજ્ઞાનજગત પરમાત્મા જેવા માની પણ લે, પણ એથી એવાઓનુ અને એમની પાછળ ચાલનારાનુ કલ્યાણ થાય એ બનવા યોગ્ય નથી ધર્મ જતા સર્વ સુખનો સ્વય થઇ જવાનો પરલોકની ચિતા અને આત્માની વિચારણામા આર્યદેશ સહુથી આગળ હતો અને હજુ પણ એજ એનુ ગૌરવ છે પૂર્વકાળના મહા પુરૂષો વર્તમાનના મનુષ્યો કરતા શરીર, બળ, બુદ્ધિ અને બીજી શક્તિઓમા ઘણી રીતે આગળ વધેલા હતા તેમના અતરમા એક વાત તો જચી ગયેલી કે આવડત, બુદ્ધિ કે સપત્તિનો ઉપયોગ જગતના જીવો પ્રત્યે દયાભાવ અને

પરોપકાર કરવામાંજ થાય. અનાર્યોની હવાના સંસર્ગના યોગે એ વસ્તુ આજે દેખાતી નથી. ભયંકર પાપો આચરનારા ઈરાદાપૂર્વક લાખો જીવોની હિંસાના કામો કરનારા, ગમે તે રીતે પૈસા કમાઇને બીજાને કમાવવાના રસ્તા બતાવનારા આજના કાળમાં જગતના ઉપકારી માનવા લાગ્યા છે. ઘોર હિંસાથી ભરેલ યંત્રવાદની નવી નવી પદ્ધતિઓ દાખલ કરીને આર્યદેશની રહીસહી ઉત્તમતાને નષ્ટ કરવામાં જાણતાં અજાણતાં સાથ આપનારા આજે જગતના ઉધ્ધારક મનાય છે. વસ્તુતઃ આજે જે કાંઇ સુખ સાધનો મનાય છે તે જીવનને જોખમમાં મુકનારા, ધમાધમી વધારનાર, શાંતિનો નાશ કરનારા અને, આત્મિકભાવથી ખસેડનારા છે. જે સાધનો બનાવતા, વાપરતા, અને પહેલા અને પછી અનેક જીવોની હિંસાથી ભરેલા છે, જેના વધુ ઉપયોગ થતાં આત્મા નિષ્ઠુર, નિર્દય અને પાપરસિક બને છે, એ સાધાનોને ઉન્નતિના સાધનો માનવા એ મોટામાં મોટી ભૂલ ગણાય.

વિજ્ઞાન અને યંત્રવાદે આજે શહેરોને ઘેરી લીધા છે, એથી શારીરિક અને આત્મિક આરોગ્ય શહેરી જીવનમાં અલ્પ જોવામાં આવે છે. હવે યંત્રવાદ ગામડે ગામડે ઘુસે એટલે થઈ રહ્યું. મોટર બસો અને યાંત્રિક ઘંટીઓ તો પ્રાયઃ ગામડે ગામડે ચાલુ થઇ જ ગયા છે. હવે આવશે એરોપ્લેન એટલે ઠામઠામ નવાનવા જગતના સમાચારો જાણવાની ભૂખ જાગવાથી શાંતિ ટળી અશાતિ વધશે. જ્યારે ત્યારે યંત્રવાદને દૂર કર્યા વિના શાંતિ સ્થપાય એમ લાગતું નથી.

આ વાતો આજના કાળે લોકોના હૈયામાં ઉતરવી કઠણ કે યંત્રવાદના સાધનો મોટર, સાઈકલ, વિજળી, એરોપ્લેન મીલ, જીન, પ્રેસ, તેલનીમીલ, ઘંટી દીવાસળીનાકારખાના, લોઢાના કારખાના, વગેરેમા કેટલા જોખમો રહેલા છે, એ કોઇથી અજાણ્યુ નથી મોટા શહેરમા ઘેરથી બહાર નીકળેલ અકસ્માત વિના ઘેર પાછો આવે તો ભાગ્યશાળી, એવી સ્થિતિ થઈ રહી છે ગેડીઓના સાધને દુનિયામા બધે વાતચીત કરવાની સગવડે ચિત્તની વિહ્વળતા વધારી છે, આજે સડકો મોટરો અને રેડીયોના અતિ પ્રચારથી જંગલમા પણ શાંતિ નથી

મોહ અને અજ્ઞાનતાથી એને સુખના ઉધ્ધારના સાધનો માની લેવાય છે, પણ જ્યારે એ સાધનો નહોતા ત્યારે જે શાંતિ, આરોગ્ય, ભાઈચારો, સજ્જનતા, દાનપ્રિયતા, વગેરે ગુણો હતા તે વર્તમાનમા દેખાતા નથી

ધર્મ દ્રષ્ટિ કહે છે કે 'આરંભે નથી દયા' જ્યા આરંભ સમારંભ વિશેષ હોય ત્યા દયાને સ્થાન નથી જ્યા દયા નથી ત્યા ધર્મનો ઘાત છે ધર્મના નાશે આર્યત્વ ઉભુ રહેનુ નથી આર્યત્વ જવાથી આર્યદેશમા જન્મવાની કશી કિંમત નથી આર્યદેશના દેશી રાજાઓ પોતાના તાબાના ગામોમાં પંચેન્દ્રિયની હિંસાથી બનેલ કસાઇની દુકાનો ખોલવાની પરવાનગી આપે. અને જેના હૈયા ઘવાતા હોય એવા દયા પ્રિય જનો એને બંધ કરવાની વિનંતી કરવા

આવે ત્યારે 'જમાનો ઓળખો એવો ઉડાઉ અને નિષ્ઠુર જવાબ આપે એ જેવો તેવો દુઃખનો વિષય ન ગણાય.

જે દેશના અણુએ અણુમાં જીવદયાના સંસ્કારો ભર્યા છે, એ દેશના આર્યરાજવીઓ પોતાની રેલ્વેમાં માંછલાના વેગનો ભરવા દઇ પાપના વેપારની સગવડ કરી આપે, અને આર્યત્વને લજાવનારા કેટલાક અજ્ઞાની લેખકો. આવે જાય કાંઈ નહિ પણ લેખો લખીને કાઠીઆવાડ, ગુજરાત, કચ્છ જેવા દયા પ્રધાન દેશોના બંદરોમાં માછલાનો વેપાર ખીલવવાની વણમાગી સલાહ આપે એ મહા દુઃખદાયક વાતો છે. કેટલી વાતો કરીએ ? આભ ફાટયું ત્યાં થીગડાને અવકાશ નથી. ટુંકમાં હિંસામય સાધનો કે વેપારોથી આર્યદેશની અવનતિજ થવાની છે. પાપના પૈસા જેમ જેમ વધશે તેમ તેમ બુધ્ધિભ્રષ્ટ કરી નાખશે, માટે યંત્રવાદના કોઈપણ નાના મોટા સાધન જગતના હિતકારી નથી પણ ઉંડા ખાડામાં ઉતારનાર છે એમ માનવા યોગ્ય છે,

અનાર્યના સંસર્ગથી આર્યોએ સૌથી વધારે ગુમાવ્યું હોય તો ધર્મ છે. સર્વ સુખનું મૂળ ધર્મ જવાથી દુઃખ અને અશાંતિજ પલ્લે રહેવાના, આર્યત્વને ઉજ્વળ કરવા, સારા સંસ્કારોનો પ્રવાહ ચાલુ રાખવા ઉજમાળ રહેવું એજ સાચા હિતનો માર્ગ છે.

પરલોકદષ્ટિ પાપભીરુતા અને વૈરાગ્ય જેટલા અંશે આવે તેટલા અંશે આર્યત્વ ટકી શકે. પાપભીરૂતા વિશેષ રાખવી એ મુખ્ય છે.

કર્મ બળે પાછો વળીયોએ, ચોવીશ દંડક વળી.
રૂલીયોએ, નવિ મળીઓએ; સ્વામી ! કો મુજ
તારકોએ. ૨૨–૭૦

હે પ્રભુ ! મનુષ્યપણા સુધી ચડયા પછી પણ કર્મના બળે પાછો વળ્યો, ફરીથી ચોવીશ દડકમા રઝળ્યો, મને કોઇ તારનાર મળ્યો નહિ,

કોઈક પુન્યના ઉદયથી મનુષ્યભવ પામેલો આત્મા પણ જો ધર્મની આરાધના ન કરે તો ફરીથી નિગોદ, એકેદ્રિય તિર્યંચ વગેરેમા અનતો કાળ આથડે છે મનુષ્ય મરીને સીધો ચોવીશે દડકમા જાય છે,

૨૪. દંડક. જેમા જીવો દડાય, દુખ પામે તે દડક કહેવાય સસારી જીવો ચોવીશ દડકની વ્યાખ્યાએ ચોવીશ ભેદે ગણવામાં આવ્યા છે જીવના એક, બે, ત્રણ, ચાર, પાચ છ, ચૌદ, ચોવીશ, બત્રીશ, પાચસો ત્રેસઠ એમ જુદી જુદી વિવક્ષાએ ભેદો ગણવામા આવ્યા છે ચોવીશ દડક આ પ્રમાણે કહેલા છે.

૧ સાત નારકી મલીને એક. ૨ થી ૧૧ દશ પ્રકારના ભુવનપતિના દશ ૧૨. પૃથ્વીકાય ૧૩ અપૂકાય ૧૪ અગ્નિકાય. ૧૫ વાઉકાય ૧૬ વનસ્પતિકાય ૧૭ બેઇદ્રિય. ૧૮ તેઇદ્રિય. ૧૯. ચઉઇદ્રિય ૨૦ તિર્યંચ પચેદ્રિય ૨૧. મનુષ્ય ૨૨ વ્યતરદેવ ૨૩. જ્યોતિષી ૨૪. વૈમાનિક

આ ચોવીશ દંડકમાં જીવ અનંતીવાર દંડાયો છે, હજુ દંડાય છે, કયારે ઠેકાણું પડશે એતો જ્ઞાની જાણે, જીવને દુઃખી થવાનું કારણ કર્મ છે. એ કર્મબંધના હેતુઓ ચાર કહ્યા છે.

૧. મિથ્યાત્વ. ૨. અવિરતિ ૩. કષાય. ૪ યોગ એ ચાર હેતુઓ વડે જીવ કર્મબંધ કરતો જાય છે. એથી સંસારનું પરિભ્રમણ વધે છે. મનુષ્ય ભવ જેટલી ઉંચી હદે પહોચ્યા પછી પણ કર્મસત્તાને વશ પડેલો જીવ નિગોદમાં પડીને ઘણો કાળ રખડે છે.

જગતમાં એવું કોઈ સ્થાન નથી કે જ્યાં આ આત્માએ જન્મ મરણ કર્યા ન હોય, ચૌદરાજ લોકમાં જીવમુસાફર સ્થિર સ્થાનની પ્રાપ્તિ વિના રઝળ્યા કરે છે, સ્થિર સ્થાન ઓળખ્યું નથી, ઓળખવાનો પ્રયત્ન પણ નથી, તો પછી પામવાની વાત કયાંથી હોય ? જન્મ કેદીને કેદખાનું પ્રિય થઈ પડે તેમ સંસારના બંધનમાં ઘણા કાળથી પડેલા જીવને બંધન વ્હાલા લાગે છે. કારણ કે સાચી વસ્તુની ઓળખાણ નથી. ઓળખાણ કરાવનાર ગમતા નથી. એથી અજ્ઞાન રૂપી ઘોર અંધારી રાતમાં આથડવાનું જ રહે છે. સંસારનું એક સ્થાન પણ એવું નથી કે જ્યાં આ જીવ સદાને માટે ટકી શકે. અનુત્તર વિમાનના દેવોને પણ તેત્રીશ સાગરોપમ જેટલા લાંબા કાળના અંતે પણ એ સ્થાનને છોડયા વિના છુટકો નથી, જે સ્થાનમાં ગયા પછી પાછું ન વળવું પડે એવું સ્થાન તો સિદ્ધસ્થાન જ છે. એ સ્થાન પ્રાપ્તિનો ઉપાય બતાવનાર જ સાચા ઉપકારી ગણાય. આથી જ દેવ અને

ગુરૂ સર્વથી વધારે ઉપકારી છે. એમના બતાવેલા માર્ગે ચાલવુ અને નિષેધ કરેલા માર્ગથી ખસી જવુ એ કલ્યાણકામિનુ કર્તવ્ય છે

દુહા

ઉચ નીચ કુળ અવતર્યો. કીધાં મધ્યમ કામ;
વિરતિ પાખે હું થયો, ન લહ્યો ભવ વિશ્રામ ૧૭-૧

માનવભવ અતિ દોહિલો, દોહિલો આરજ દેશ
સદ્દહણા વલી દોહિલી, દોહિલો ગુરુ ઉપદેશ ૨-૭૨

મનુષ્ય તિરિભવ અતરે, સાતે નરક મોઝાર
ગણતાં કાળ અસખ્ય હુઓ, હુ ગયો એટલીવાર
૩-૭૬

હે પ્રભુ ! હું ઉચ તવા નીચ કુળમા અવતર્યો. મધ્યમ કામો કર્યાં, વિરતિ વિનાનો રહ્યો, સસારમા વિસામો પામ્યો નહિ, મનુષ્યભવ, આર્યદેશ, ગુરૂ ઉપદેશ અને સદ્દહણા વગેરે બહુ દુર્લભ છે મનુષ્ય અને તિર્યંચભવના આતરે અનેકવાર સાતે નરકમા ઉત્પન્ન થયો એમા ગણતરી કરતા અસંખ્યાતોકાળ ચાલ્યો જાય, એટલીવાર હુ નરક તિર્યંચ આદિ ગતિઓમા રઝળ્યો

માનવભવ, આર્યદેશ. ઉત્તમકુળ, સદ્ગુરુનો સહવાસ, સદ્ગુરૂનો ઉપદેશ. એના ઉપર શ્રદ્ધા અને વિરતિની પ્રાપ્તિ

એ વસ્તુઓ ઉત્તરોત્તર દુર્લભ છે. એમાં વિરતિધર્મનો આદર એ અતિ દુર્લભ છે. સંસારમાં સાચો વિસામો વિરતિધર્મનો છે.

જ્યાંસુધી વિરતી ઉપર સાચો સ્નેહ જાગૃત ન થાય ત્યાં સુધી સંસારનું પરિભ્રમણ ટળી શકતું નથી. સંસારભ્રમણ ટળ્યા વિનાં શાશ્વતા સુખને પામી શકાય નહિ. શાશ્વતા સુખના ઈચ્છકે વ્હેલા મોડા સર્વવિરતિનો સ્વીકાર કરવોજ જોઇશે. સર્વવિરતિપરના પ્રેમ વિના સમ્યક્ત્વ હોઇ શકે નહિ. એક દિવસનું સુંદર ચારિત્ર મુક્તિ ન આપે તો પણ અવશ્ય વૈમાનિકદેવપણું આપે છે. રાંક પણ ચારિત્રની આરાધનાના બળે રાજા મહારાજા, દેવો અને ઇંદ્રોને પૂજવા લાયક બને છે. જે જીવનમાં ચારિત્ર ધર્મનો લેશમાત્ર સ્વાદ ચાખવામાં આવ્યો નથી એ જીવન અફળ સમજવું.

શ્રી તીર્થંકર દેવો જન્મથી જ ત્રણ જ્ઞાન પૂર્વભવથી લઇને આવેલા હોય છે, જ્ઞાનના બળે આ ભવમાં જરૂર મોક્ષમાં જવાનું છે એમ જાણવા છતાં અવસરે રાજઋદ્ધિ, રમણી, પરિવાર, તેમજ ભોગોપભોગના સર્વોત્તમ સાધનો છોડીને ચારિત્ર ગ્રહણ કરે છે. કેવલજ્ઞાન પામી પહેલી દેશના ચારિત્રની આપે છે. ભવભીરુ, અલ્પ સંસારી આત્માઓં એ દેશના રૂપી અમૃતનાં પાનથી પરમ આનંદ અનુભવે છે સર્વવિરતિ સ્વીકારી, પાળી પોતાની સર્વ શક્તિઓનો સદુપયોગ કરે છે.

સર્વવિરતિ સાંભળ્યા પછી એના સ્વીકારમાં લાભ અને અસ્વીકારમાં આત્માની ખરાબી સમજવા છતાં પણ જેઓ અશક્તિ અગર બીજા કોઈ પણ કારણથી તુરતજ છોડી શકવા તૈયાર ન હોય તેઓ દેશ વિરતિ એટલે શ્રાવકના બારવ્રતો ગ્રહણ કરે છે

એટલું પણ ન કરી શકનારા પોતાની જાતને હીનભાગી માની તે પામવાની તીવ્ર આકાંક્ષા રાખે છે

શ્રી જિનેશ્વરદેવનો માર્ગ ત્યાગ પ્રધાન છે. સઘળું અથવા થોડું ત્યાગવાથી ધર્મ બની શકે ત્યાગ વિના ત્રણે કાળમાં કલ્યાણ નથી આર્યદેશ અને શ્રાવકકુળમાં જન્મેલો થોડી ઘણી ધર્મવાસનાવાળો હોય તો ત્યાગ વૈરાગ્યનો પ્રેમી હોય સંસારમાં પણ સુખ ત્યાગ ભાવનાથીજ મળી શકે જેના અંતરમાં ત્યાગનો રંગ લાગ્યો હોય તે દુનિયાદારીના કામકાજમાં પણ બહુ ધમાધમી નહિ કરે થોડુ અગર વધારે મળે તો બીજાની ઈર્ષ્યા મિથ્યાભિમાન નહિ સેવે, ભાગ વહેંચાતા બીજો વધારે લઈ જાય તો પણ ઝગડો ન કરે અરસપરસ સહનશીલ બનવાનું શીખે સંસારમાં પણ શાંતિ જેટલા અંશે ત્યાગ વૈરાગ્ય વધે એટલા અંશેજ સમજવી

બાકી તો ખેદ, રોષ, શોક, દીનતા, ઇર્ષ્યા, હુંપદ, છળપ્રપંચ મિથ્યાવાદ, વિષયાકાંક્ષા રાગ દ્વેષ આદિની કારમી જ્વાળાઓથી સંસાર સદાય સળગતા દાવાનળ જેવો વિકરાળ જણાય છે ઘરમાં પાડોશમાં શેરીમાં, બજારમાં ગામમાં,

દેશમાં કે જગતમાં જ્યાંજ્યાં ત્યાગની લેશમાત્ર વાસનાને સ્થાન નથી હોતું ત્યાં ત્યાં કલેશ હંમેશા વધતાજ જોવામાં આવે છે. ત્યાગ જવાથી સુખ ચાલ્યું ગયું એમ સમજી લેવું. "બીજાનું ગમે તે થાય, પણ હું સુખી થાઉં, બીજા ભલે લુંટાઈ જાય, પણ મારૂં બરાબર સચવાઈ રહે અને વધે તો ઠીક." આવી સ્વાર્થ ભરેલી ભાવના ત્યાગ વૈરાગ્ય ખસવાથી આવે.

ઉત્તમ ત્યાગભાવનાવાળો આત્મા અનેકના ભોગે પોતે સુખી થવાની ભાવના રાખે નહિ. બીજાને દુ:ખી કરીને સુખ મેળવવાની મનોદશાવાળા કદાચ સુખ પામે પણ સંતોષથી ભોગવી ન શકે. ત્રણે કાળમાં જેટલા અંશે ત્યાગ એટલું સુખ એ વિચાર મનમાં નક્કી કરી રાખવો અને ત્યાગને પામેલા આપણા કરતાં ઘણા ઉંચ કોટિના છે એમ માની એમની સેવા કરવા માટે તૈયાર રહેવું અને બીજાને ત્યાગમાર્ગમાં સલાહ તથા સહાય આપવી જેથી પોતાનું કલ્યાણ વહેલું થાય.

બીજી ગાથામાં દુર્લભ વસ્તુઓ કહી છે. શાસ્ત્રકારો આત્મકલ્યાણના સાધનોમાં ચાર અંગ દુર્લભ કહે છે,

૧ મનુષ્યભવ. ૨ ધર્મશ્રવણ. ૩ શ્રદ્ધા. ૪ આચરણામાં શક્તિનો ઉપયોગ. આ ચારે વસ્તુ એકએકથી ચડીયાતી છે. મનુષ્યપણું દુર્લભ કેવું છે, એ વાત વિચારી ગયા છે. આર્યદેશ આર્યકુળ લાંબુ આયુષ્ય પાંચ ઇંદ્રિયની પૂર્ણતા

વગેરે સાધનો મલ્યા પછી પણ સદ્દગુરૂનો જોગ મલી જવો એ પણ મહા ભાગ્ય હોય તો બને તે પણ મલી જાય છતા ધર્મ સાભળવો બહુ દુર્લભ છે તેર કાઠીયા ધર્મશ્રવણમા વિઘન કરનારા છે

૧ આળસ ૨ મોહ ૩ અવજ્ઞા ૪ ક્રોધ ૫ માન ૬ કૃપણતા ૭ પ્રમાદ ૮ ભય ૯ શોક ૧૦ અજ્ઞાન ૧૧ વ્યાક્ષેપ ૧૨ કુતુહલ ૧૩ રમણ વર્તમાનકાળમા પરવા ગણ્યા વિના સાચુ સમજાવનાર મળવા દુર્લભ છે જીવને અવળા માર્ગથી સીધા રસ્તે લાવનાર સદ્દગુરૂનો સયોગ થવા છતા પણ ધર્મ સાભળવા દેવામા આડા આવનારા ઉપર જણાવેલા કાઠીઆ છે જેને આત્માને આગળ લાવવાની ઇચ્છા હોય તેણે આ કાઠીઆને દૂર કરવા જોઇએ

ધર્મશ્રવણ વિના સાચી વસ્તુનુ ભાન થતુ નથી, કેટલાકની એવી માન્યતા હોય છે કે 'પુસ્તકો ઘણા મળે છે, ઘેર બેઠા પુસ્તકો વાચીને જ્ઞાન મેળવી લઈશુ, ઉપદેશ સાભળવાથી શુ વધારે મળશે ?" આ ધારણા ભૂલથી ભરેલી છે ગુરૂગમ વિના જ્ઞાન આવે નહિ

દરેક પ્રકારના સાહિત્તના પુસ્તકો હોવા છતા તે તે વિષયના અનુભવીઓ પાસેથી જ્ઞાન મેળવવુ પડે છે પોતાની બુદ્ધિએ કેવળ પુસ્તકમાથી જ્ઞાન મેળવવાની ઇચ્છાનો જન્મ અવિનયમાથી થયેલો હોય છે ગુરુની નિશ્રાએ અભ્યાસ કરતા પહેલા વિનય સાચવવો જોઈએ વિનય કરવો ન ગમતો હોય

એટલે ગુરુને મુકીને જ્યાં ત્યાંથી મનફાવતી રીતે જ્ઞાન મેળવવાની વૃત્તિ થાય એ રીતે આવેલું જ્ઞાન ફળે નહિ. જ્ઞાનનું અજીર્ણ અભિમાન કહ્યું છે. મેળવતાંજ પરવા નહિ, ગુરૂઆદિના વિનયની ભાવના નહિ, મલ્યા પછી શું થાય ? મિથ્યાભિમાની થઇને મ્હાલે.

જગતમાં જેમ ધનવાન અભિમાની હોય તો તેને મળેલી સામગ્રી આત્માનું અધઃપતન કરાવે, તેમ વિનય અને આધ્યાત્મા રસ વિનાનો જ્ઞાની પણ પોતાના સંસારની વૃદ્ધિ કરે. ગુરૂ પાસે અર્થ ધારતાં એક વસ્તુ અનેક રીતે સમજાવવામાં આવે એથી દઢતા પૂર્વક સમજાય. ઉપદેશ વખતે પ્રસંગને અનુસરીને આપણા જીવનમાં થતી ભૂલો સમજાવવામાં આવતી હોય તેથી તે ભૂલો ટાળવાનું પણ સૂઝે સ્વયં પુસ્તક વાચતા પોતાની ભૂલ ન સૂઝી શકે, પોતાની જાતે વાંચવા કરતા આગમધર શ્રધ્ધાવાન્. ભ વભીરુ, ગીતાર્થ જયણાપૂર્વક જીવન જીવનારા સદ્ગુરૂના મુખથી સાંભળવામાં ઘણો લાભ થાય.

શ્રી જૈનશાસનમાં વિનયને ધર્મનું મૂળ કહ્યુ છે. ગુરૂકુળવાસમાં વિનયને પગલે પગલે સ્થાન છે. વિનય વિના જ્ઞાનનું અજીર્ણ થાય. ગુરૂ મહારાજનો યોગ ન હોય અને વાંચન શ્રવણ આદિથી વંચિત રહી જવાતુ હોય, અગર છતા યોગે શારીરિક વગેરે કારણોથી ગુરૂમહારાજના વ્યાખ્યાન આદિનો લાભ લઈ શકાતો ન હોય તો પોતાની

હદને યોગ્ય પુસ્તકોનુ વાચન જરૂરી છે પણ ગુરૂના ઉપદેશની અવગણુના કરીને વાચન કરનાર લાભ ઉઠાવી શકે નહિ. છતા યોગે ધર્મશ્રવણુનો લાભ ગુમાવવો નહિ શ્રાવક શબ્દનો અર્થજ સાભળનાર એવો થાય છે નિરતર સામાચારીનુ શ્રવણુ કરે તે શ્રાવક કહેવાય કુવા ઉપરના કાળા કઠણુ પથરામા પણુ હમેશા દોરડા ઘસવાથી આકા પડી જાય છે તેમ નિરતર સાચા ઉપદેશના શ્રવણુથી કઠણુ હૈયા પણુ પોચા થાય માટે ધર્મ શ્રવણુ દરેકને હમેશા જરૂરી છે

શ્રવણુ પછી શ્રધ્ધાની દુર્લભતા કહી છે પોતાની બુધ્ધિમા બેસે એટલુ માનવા તૈયાર હોય, એ તત્વ કેમ પામી શકે ? પોતાની બુધ્ધિ કેટલી ? વિષય કષાયની પરવશતામા જીવન વીતાવનાર અને તેમાજ સર્વ શક્તિઓને ખરચનાર, શાસ્ત્રની વાતો એકદમ સમજી શકે નહિ, એ બનવા જોગ છે પૂર્વ મહર્ષિઓના ગભીર આશય તુચ્છ બુધ્ધિવાળા આપણે ન સમજી શકીયે, એટલા માત્રથી એ વસ્તુ ખોટી થઇ જતી નથી અનતજ્ઞાનીઓના ફરમાવેલા ત્રિકાલાબાધિત સિધ્ધાતો આગળ જગતનુ કોઇપણુ વિજ્ઞાન તુચ્છ છે,

વિજ્ઞાનની દ્રષ્ટિએ તત્વ જ્ઞાનની વાતો સાબીત કરવા તૈયાર થવુ એ પણુ તત્વ જ્ઞાનની કિંમત ઘટાડવા જેવુ છે જો વીતરાગના વચનો ઉપર શ્રધ્ધા કેળવાય તો કોઇપણુ વિજ્ઞાનની વાતોમા રસ ન આવે, શ્રદ્ધાના બળે આ કાળમા ધર્મ સાચવી શકાય તેમ છે આ કાળમા શ્રદ્ધાને ઢીલી કરી નાખે

એવી ઝેરી વાતોનો પ્રચાર ચારે બાજુ થઈ રહ્યો છે. એવા અવસરે શ્રદ્ધા જેની વધારે મજબુત હોય એનાજ શરણે જવા લાયક શ્રધ્ધાવાનનાજ વચનો માનવા યોગ્ય છે.

રાગ, દ્વેષ, મોહ અને અજ્ઞાન વગરના આપ્ત પુરૂષોના વચનમાં કોઈ પણ જાતિની શંકા કરવી એ હિતકર નથી. સમજવા માટે શંકા કરાય, જેમ બને તેમ ચર્ચા કરીને સમજવા પ્રયત્ન કરાય, પણ ન બેસે એટલા માત્રથી એમાં હંમેશા સંશય રાખવો જોઇએ નહિ. 'તેજ સાચું અને સંકા વગરનું છે કે જે શ્રી જિનેશ્વરદેવોએ ભાખ્યું છે' એવો દૃઢ વિશ્વાસ આવી જવો જોઇએ. દુન્યવી કામોમાં પણ તે તે કામોના અનુભવીઓ હોય તેના ઉપર વિશ્વાસ રાખવો પડે છે, તો આત્માકલ્યાણ માટે અનંતજ્ઞાનીઓ ઉપર વિશ્વાસ કેમ ન રાખવો ? વીતરાગ શાસનને જીવન અર્પણ કરીને સદા કાળ પોતાના અને પરના આત્માના હિતના માર્ગોમાં સર્વ શક્તિ ખરચનાર મહાપુરૂષોના વચનો પણ વીતરાગ વચનની જેમ સદ્દહવા અને આદરવા યોગ્ય છે. શંકા વગેરે દૂર કરી શ્રદ્ધા તત્ત્વને ખૂબ નિર્મળ બનાવવાથી સાચો લાભ પામી શકાય.

શ્રધ્ધા પછી દુર્લભતા, સંયમમાંવીર્ય ફોરવવું એટલે કે ઉત્તમ આચરણાની કહી છે. શ્રદ્ધાનું પણ માપ ઉચિત આચરણાથી નીકળી શકે. 'મને પુરેપુરી શ્રધ્ધા છે' એટલું બોલી દેવું અને શકય આચરણામાં પણ પ્રમાદ સેવવો એટલા માત્રથી શ્રદ્ધા આવી એમ કહેવાય નહિ શ્રદ્ધા એટલે માન્યતા.

પણ કહેવાની માન્યતા હોય, કરવાનુ કાંઈ નહિ અને વાતો કરીને રાજી રહેવાતુ હોય ત્યા આત્માને છેતરવાની બાજી ગણાય શકય આચરણા વિના કહેવા માત્રથી શ્રદ્ધા ફલદાયી કેમ બને ? અશક્તિ આદિના કારણે સર્વ પ્રકારની ઉંચી આચરણા—ચારિત્રપાલન વગેરે કરવા લાયક પણ ન થઈ શકે એ બને, પણ શકિત મુજબ વ્રત, તપ, જ્ઞાન, ધ્યાન, સ્વાધ્યાય, ભકિત વગેરે કરવામા પણ બ્હાના કાઢવામા આવે, આળસ અને પ્રમાદમા સમય પસાર થઈ જાય એ શોભાસ્પદ નથી

શ્રદ્ધા થયા પછી ઉત્તમ ધર્માચરણ માટે તૈયાર રહેવુ જોઇએ જેમ બને તેમ ધર્મક્રિયાઓનુ અવબલન લેવુ જોઇએ કોઈ પણ બ્હાનાએ પોતાની આત્માસ્થિતિને અનુરૂપ ધર્મક્રિયાઓથી વચિત રહેવું જોઇએ નહિ ચારે દુર્લભ વસ્તુમા જે કાઈ આપણને મલી ચુકી હોય તેટલા અશે કલ્યાણ પામી શકાય દુર્લભ વસ્તુઓ મેળવવા અને સફળ કરવા દિનરાત પ્રયત્નશીલ રહેવુ, અને ઉત્તમ માર્ગમા વધુને વધુને મક્કમ રહેવુ, એજ આત્માર્થીને કરણીય છે.

વિચિત્ર પ્રકારના કર્મોના ઉદયે જીવને સસારમા અનેક ગતિઓમા રખડવુ પડે છે. મનુષ્ય મરીને નારકી થાય, વળી તિર્યંચ, પછી નારકી એમ મનુષ્ય તિર્યંચ ભવોના આતરે જીવ નરકમા ઉત્પન્ન થાય ઘણો કાળ ગુમાવે, નરકના દુખોનુ વર્ણન કાઈક પહેલા વિચારી ગયા છીએ એ નરકમા અનતીવાર આ જીવડો જઈ આવ્યો, ત્રાસદાયક

પીડાઓ કારમી ચીસો નાખતા ઘણા કાળ સુધી સહન કરી, છતાં એ બધું ભૂલી જઈને પાપમાં પડે છે. નરકના દુઃખોને આંખ સામે રાખીને જીવનની સર્વ પ્રવૃત્તિ કરનાર પાપ બાંધતા વિચાર કરે. પાપના ફળ રૂપે દુર્ગતિના દુઃખો તૈયાર જ છે.

પાપથી બચે એજ બુદ્ધિમાન ગણાય. પાપભીરૂ આત્મા બને ત્યાં સુધી પાપ કરે નહિ. કદાચ અનાદિ મોહવાસનાના જોરે કાંઈ પાપ થઈ જાય તો પણ કરતાં અને કર્યા પછી એને કંપારી આવે, પશ્ચાતાપ થાય. "આ બધા પાપો કોના માટે? આ ભવની સર્વ સામગ્રી મુકીને જવાનું છે. છતી સામગ્રીએ પણ દુઃખ ભોગવવું પડે છે, કરેલા પાપના પરિણામે પોતાંના આત્માની દુર્દશા થશે, પાપના ફળ ભોગવતી વખતે કોઈ સંબંધી ભાગ લેવા નહિ આવે." આવા વિચારો વડે પોતાના મન તથા જીવનને પવિત્ર બનાવે અને સદ્ગતિની તૈયારી કરે તેજ પ્રશંસા પાત્ર ગણાય

## ઢાળ પાંચમી

(દેશી—અઢીઆની)

**સીમંધર જગદીશ, પૂરો મનહ જગીશ,**
**શીષ નમી રહું એ, આણા નિત્ય વહું એ. ૧–૭૪**

મેરૂ મહીધર ધીર, જલનિધિ જેમ ગભીર;
વીર વડો સુણયોએ, મયણ સુભટ હણયોએ.
૨–૭૫

તુ સેવક આધાર, ગુણમણિ રયણ ભંડાર;
તારક અવતર્યોએ, જયલચ્છી વર્યોએ. ૩–૭૬

તું મુજ મયતરૂ કીર, તું મુજ હૈડાનો હીર;
કીરતિ તુમ તણીએ, ત્રિભુવન અતિ ઘણીએ.
૪–૭૭

જિનજીજગવિખ્યાત, સાંભળ મુજ અવદાત;
ભવોભવ જે હુઆએ, વિવરી જુજુઆએ ૫ –૭૮

હે સીમધર પરમાત્મા ! જગતના સ્વામી ! મારી મનની કામના પૂરી કરો (પ્રભુના સેવકને વર્તમાનમા મોહને મારવાની અને પરપરાએ મુક્તિ મેળવવાનીજ કામના હોય) હુ આપની સન્મુખ મસ્તક નમાવીને વિનય અને સરળતા પૂર્વક ઉભો છુ, આપની આજ્ઞાને હમેશા વહન કરૂ છુ

હે પ્રભુ ! તમે મેરૂ પર્વત સમાન ધીર છો, સ્વયભૂરમણ સમુદ્ર સરીખા ગભીર છો જગતના મહાન્ વીર ગણાતો કામ નામનો યોદ્ધો તેને આપે હણી નાખ્યો છે, તેથી આપ વીરના પણ વીર છો

હે નાથ! આપ સેવકજનના આધાર છો, ગુણરૂપી મણિ અને રત્નોના ભંડાર છો, જગતને તારવા માટે આપનો અવતાર છે, અભ્યંતર શત્રુઓને જીતીને જયરૂપી લક્ષ્મીને વરેલા છો.

હે વિભુ! મારા મનરૂપી વૃક્ષની શોભા વધારનાર સુડા સમાન છો, મારા હૈડાના હીર છો. ત્રણે ભુવનમાં તમારી કીર્તિ ઘણા વિસ્તારને પામેલી છે.

હે જિનેશ્વ દેવ! જગતમાં ઘણી ખ્યાતિ પામેલા છો. મારી જે હકીકત ભવો ભવમાં થઈ તે આપ તો જાણો છો છતાં મારૂં હૈયું હલકું કરવા જુદી જુદી રીતે વિવરણ કરી આપને સંભળાવું છું.

શરૂઆતની ગાથામાં પ્રભુની પાસે મનઃકામના પૂરી કરવાની માગણી કરવામાં આવી છે. પ્રભુના સેવક બનેલા આત્માર્થી જનની માગણી કેવી હોય તે ખાસ વિચારવા જેવું છે. પ્રાર્થના સૂત્ર **જયવિયરાય**માં પણ ઇટ્ઠફલસિદ્ધિ એટલે ઇચ્છિત ફળની પ્રાપ્તિ માગવામાં આવી છે. ઇચ્છિત ફળ શું હોઇ શકે? એ જરૂર વિચારવા જેવી વાત છે. દુન્યવી ફળોની કામના પ્રભુ પાસે કેમ કરાય? ચિંતામણિ રત્ન સઘળી ચિંતા ચૂરે અને માગે તે આપે, પણ તેની પાસે હલકી વસ્તુ ન મગાય. કહ્યું છે કેઃ—

“ સંસારિક આશસના, તુજ શું ન કરાય,
ચિંતામણિ દેણહારને, કાચ તિહાં ન મગાય.”

પરમાત્મા પાસે સંસારનું ફળ માગવું એ અમૃતના સરોવર પાસેથી ઝેરની માગણી કરવા બરોબર છે, પ્રભુના સાચા સેવકને એક મોક્ષરૂપી ફળ હંમેશા ઈષ્ટ હોય. સંવેગનું લક્ષણ પણ એજ કહ્યું છે ?

"સુરનર સુખ તે દુઃખ કરી લેખવે, વંછે શિવ સુખ એક,
બીજું લક્ષણ એ અંગીકારો, સાર સંવેગ શું ટેક"

વીતરાગ પાસેથી રાગની માગણી કરવી એ સોનાના વેપારી પાસે કોલસાની માગણી કરવા જવું છે વીતરાગની સેવા દ્વારા જગતના સુખોની લાલસા ન કરાય જગતના સુખો તુચ્છ, પરાધીન, નાશવંતા, મલીનતાથી ભરેલા છે અનાદિના અભ્યાસથી સંસારી જીવો એમાં રાચે છે સમજદાર આત્માઓ આત્મિક. શાશ્વત, નિર્મળ, સ્વાધીનતા, સંપૂર્ણ સુખમાં મનને જોડે છે, પ્રભુની ભક્તિ વગેર આરાધનાનું ફળ આત્મશુદ્ધિ અને પરંપરાએ મુક્તિ એજ હંમેશા માગવા લાયક છે

પછીની ચાર ગાથામાં પ્રભુ પ્રત્યેની ભક્તિના ઉદ્ગારો છે. સેવક જનના મુખમાં શોભે તેવા શબ્દો છે ભક્તિ વિના ભક્તના કામ સિદ્ધ થતા નથી પરમાત્મા પ્રત્યે અપૂર્વ ભક્તિ મુક્તિનું પરમ સાધન છે. આત્માર્થીઓ તો મુક્તિથી પણ ભક્તિને વધારે ઈચ્છે છે.

ભકિતરાગ આવ્યો એટલે ભકતને બધું મળી ગયું સમજવું. પ્રભુ ભકિતમા લીન થનાર આત્મ કોનેવો આનંદ આવે છે તે તો અનુભવથી સમજી શકાય. જેમ જેમ ભકિત રાગ વધતો જશે તેમ તેમ સાચો આનંદ આવશે. જેમ બને તેમ ભકિતમાં વિશેષ તલ્લીન રહેવું,

આત્માની સ્થિતિનું આગળ વર્ણન કરાય છે.

**પામ્યો આરજ દેશ, ઉચ્ચ ગોત્ર સુવિશેષ;**
**લેશ્યા નવિ રહીએ, સામગ્રી નહિએ. ૬—૭૯**

હે દેવ ! હું આર્યદેશ પામ્યો, એથીવિશેષે ઉંચગોત્ર પામ્યો, પણ ધર્મની લેશ્યા-વિચારણા ન રહી. સામગ્રી મળી નહિં.

આર્ય દેશ તથા ઉચ્ચ ગોત્ર મળવા છતાં કોઈ વખત એવા વાતાવરણમાં આવી જવાય છે કેમ ધર્મની સામગ્રી હોતી નથી ભાવના પણ થતી નથી.

**સામગ્રી સવિ લદ્ધ સદ્દહણા મન બદ્ધ;**
**બુદ્ધિના દરીઓ એ, આદર નવિ કર્યો એ ૭—૮૦**

હે તારક ! બધી સામગ્રી મળી, શ્રદ્ધા પણ મનમાં થઈ, પરંતુ બુદ્ધિના દરીઆ સમાન ધર્મક્રિયામાં આદર ન કર્યો.

આ જીવને આરાધનના બધા સાધનો મળવા છતા શ્રદ્ધા સહિત ધર્મક્રિયામાં આદર કરવો ઘણો મુશ્કેલ છે ધર્મારાધનના છતા સ યોગો મુકીને ધનના લોભે અનર્યા મુલકમા વસવા જનારા ઘણા જેવામા આવે છે બહારના વાતાવરણને લઇને ધર્મને તદ્દન ભૂલી જાય છે અનાર્યના વધુ પડતા સ સર્ગથી પાપને પાપ નહિ માનતા ઉન્નતિનુ સાધન માની આગળ વધવા પયત્ન કરતા હોય છે. આત્માર્થીએ હ મેશા ધર્મની સ્હેજે પ્રાપ્તિ થાય, પાપથી બચાય, સાચી સમજણ મળે એવા વાતાવરણમા રહેવુ જોઇએ. શ્રાવક કયા રહે ? જ્યા જિનમ દિર હોય, પ ચમહાવ્રતધારી સુવિહિત મુનિઓનુ અવાગ્નવાર આવાગમન થતુ હોય, ધર્મક્રિયામા રસ લઇને બીજાને ધર્મની સલાહ આપનારા શ્રાવકો વસતા હોય,ત્યા શ્રાવક રહે એથી વિપરિત સ્થાનમા ક્રોડાની કમાણી હોય તો પણ શ્રાવકને રહેવા યોગ્ય ગણાય નહિ ધનની ખાતર ધર્મનો ભોગ આપવો એમા બહાદુરી નથી પેટ ભરાતા હોય પટારા ભરેલા હોય, બીજાની અપેક્ષાએ કાઇક સુખી જીવન જીવાતુ હોય છતા ઘણુ ઘણુ કમાવાની કામનાએ ગમે તેવા પાપથી ભરેલા વાતાવરણમા રહેવુ એમા શ્રાવક જનની શોભા ન વધે શ્રાવકના છત્રીશ કર્તવ્ય બતાવનાર મન્હ જિણાણં સજ્ઝાયમા ધમ્મિઅ જણ સ સગ્ગો એટલે ધર્મીજનની સોબત એપણ એક કર્તવ્ય બતાવેલ છે આત્મા મોટા ભાગે જેવા પરિચયમા જાય તેવી અસર એના ઉપર થાય છે માટે સારો સહવાસ રાખવો જેથી આરાધનાની સામગ્રી સુલભ થાય

સામગ્રી મળવા છતાં જે સાધી શકતાં નથી એ પણ ભૂલે છે. છતી સામગ્રીએ ધર્મ ક્રિયા પ્રત્યે અનાદર, અરૂચિ કે પ્રમાદ હોય તો પણ આત્મા પામવા યોગ્ય પામી શકે નહિ. આત્મહિતકારી ધર્માનુષ્ઠાનોની નિરંતર અસ્ખલિત આચરણા આ કાળમાં સ્વ અને પરને મહાલાભનું કારણ છે. ગમે તે બ્હાને પણ ધર્મક્રિયાથી વંચિત રહેનારા પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકતા નથી. પ્રમાદે આત્માનું ઘણું બગાડયું છે, ચૌદ પૂર્વીઓને નિગોદમાં પાડનાર પ્રમાદ છે. જયારે જયારે ઉપકારી તરફથી ધર્મક્રિયા કરવાનું કહેવામાં આવે ત્યારે અનેક છટકવાની બારી શોધ્યા પછી પણ જવાબ આપી શકાય એવું ન હોય તો 'પ્રમાદ ઘણો છે' એટલું કહી બચાવ કરવા પ્રયત્ન થાય છે, પણ વિચારાતું નથી કે પ્રમાદ આત્માનો શત્રુ છે, મિત્ર નથી. એ બચાવી નહિ શકે. પ્રમાદ પાંચ પ્રકારના કહ્યા છે. એ આગળની ગાથામાં કહેવાશે.

**ન કરી ત્રિકરણ શુદ્ધિ, પ્રમાદે મન બુદ્ધિ;**
**સિદ્ધિ ન કો લહીએ, હાર્યો ભવ સહીએ ૮-૮૧**

હે પરમ હિતકારી પ્રભુ ! મેં ત્રિકરણ શુદ્ધિ કરી નહિ. મનમાં પ્રમાદ બુદ્ધિ સેવી, કોઈ કામ સિદ્ધ થયું નહિ, અને ભવ હારી ગયો.

પાંચ પ્રકારના પ્રમાદમાં પડેલો જીવ છતા યોગે પણ ધર્મ સાધી શકતો નથી. કેટલાક નિંદ્રાનેજ પ્રમાદ માને

છે, પણ પ્રમાદ પાચ પ્રકારના કહ્યા છે ૧ મદ્ય ૨ વિષય ૩ કપાય ૪ નિદ્રા ૫ વિકથા આ આ પાચેમા સસારની સર્વ પ્રવૃત્તિ આવી જાય છે એ પાચે પ્રમાદો જીવને મસારમા પાડનારા છે ધર્મની શકય આરાધના પણ આ પ્રમાદોના કારણે થઇ શકતી નથી, અને આવેલ આરાધના પણ હાથમાંની ઝુંટવી લેનારા આ આત્માના કારમા શત્રુઓ છે, માટે એ બધાને આઘા ખમેડીને આરાધનામા સર્વ શક્તિને જોડવી

જેમ ધર્મક્રિયાઓ વિના સફળતા નથી તેમ ક્રિયાઓમા આશય અને વિવિ બનેની શુદ્ધતા જોઇએ શુદ્ધતાપૂર્વકની ક્રિયાઓ યથાર્થ લાભ આપે છે શાસ્ત્રોમા વગર સમજ્યે પોતાની ગમે તેવી માન્યતા મુજબ ધર્મક્રિયા કર્યેજ જવાથી મોક્ષમાં પહોચી જવાય, અમ શાસ્ત્રમા કહ્યુ નથી દરેક ક્રિયાઓમા વિવેકને પહેલુ સ્થાન આપવું જોઇએ ધર્મક્રિયામા બોલતા સૂત્રોના અર્થો, રહસ્ય હેતુઓ સમજવા યથાશક્તિ ઉદ્યમ કરવો જોઇએ. અર્થની વિચારણા સહિતની ક્રિયામા તલ્લીન થઈ જવાય, જેથી બહુ અલ્હાદ આવે છે

જૈનકુલમા જન્મ્યા એટલે અમુક ક્રિયાઓ કુલના આચારથી કરવી એ તો બરાબર છે પણ એ ઉત્તમ ક્રિયાઓનો સાચો આનદ ત્યારેજ આવી શકે કે જ્યારે એનુ તત્ત્વ સમજી શકાય ક્રિયાઓ વિચારવાની શુધ્ધિ લાવવામા સાધન છે, અને વિચારની શુદ્ધિ વડે ક્રિયાની

સાચી મજા આવે છે. પ્રમાદને પરવશ પડી જવાથી તારક ક્રિયાઓનો સાચો સ્વાદ આવી શકતો નથી.

દેરાસર, ઉપાશ્રયમાં ધર્મક્રિયા કરવા જનારા દુનિયાના કામકાજ ભેગા લઈને જાય, ત્યાં ક્રિયા કરતા પહેલાં અને પછી અનેક વિકથાઓ કરે, એ ઈચ્છવા યોગ્ય નથી. સંસારી ઝેરી હવાની વાતોથી ધર્મના સ્થાનો જેટલા અલગ રહે તેટલીજ એની મહત્તા જળવાઈ રહે. આખા ગામની અનેક વાતોની જાહેરાત ઉપાશ્રયોમાં થાય એ વ્યાજબી કેમ ગણાય ? ધર્મ સ્થાનો કાંઈ ચોવટ કરવાના ચોરા નથી. ત્યાં કેમ બોલવું એ વિચારવું પડશે. સંસારની વાતો ઉપાશ્રયોમાં કરવાથી ધર્મક્રિયા કરનારાની કિંમત ઓછી થાય છે. કેટલીક અજ્ઞાન જનતા જેને ધર્મના સ્થાનોની વાતવાતમાં નિંદા કરવાની ટેવ પડી હોય છે, તેમને ટીકા કરવાનું સાધન મળી જાય છે. ધર્મ સ્થાનોની પવિત્રતા વિશેષપણે જાળવવા માટે ધર્મક્રિયા કરાનારાઓએ બરાબર સાવધ રહેવું જોઇશે. પોતાની કોઈપણ પ્રવૃત્તિથી અન્યને વાત કરવાનું સાધન મળી જાય, એવું કાંઈપણ કરવું નહિ અને થતું હોય તો દૂર કરવા તૈયાર રહેવું જોઇએ.

અનુષ્ઠાનના પાંચ પ્રકાર કહ્યા છે. ૧ વિષ. ૨ ગરલ ૩ અન્યોઅન્ય. ૪ તદ્દહેતુ. ૫ અમૃત.

૧. આ લોકના પૌદ્‌ગલિક સુખની ઈચ્છાએ કરાતી ધર્મક્રિયા વિષાનુષ્ઠાન કહેવાય.

૨ પરલોકમા સુખ, સૌભાગ્ય, પરિવાર, ધન મોટાઇ, બળ, રૂપ, સ્ત્રીઓ આદિ મેળવવાની ઇચ્છાએ કરાય તે ગરલાનુષ્ઠાન ગણાય સમાન્યત આ લોકની દ્રષ્ટિ છોડીને પરલોક સુધરે એ આશયથી કરાય તેમા આ દોષ ન લાગે

૩ કારણુ સમજ્યા વિના. સમજવાની ભાવના રાખ્યા વિના લોક પ્રવાહે સ મુાછમની જેમ કર્યે જાય તે અન્યોન્યાનુષ્ઠાન ગણાય

૪ શુદ્ધ ક્રિયા ઉપર પૂર્ણ રાગ રાખીને, ધર્મક્રિયાઓનુ ફળ આત્મશુદ્ધિ મેળવવાની આકાશા છતા, સ ઘયણુ, બુદ્ધિ આદિની અનુકુળતા ન હોવાથી પૂરી રીતે શુદ્ધક્રિયા ન થઈ શકે એથી ધર્મક્રિયા તદ્‌હેતુ ગણાય એના વ્યક્તિ વિશેપે તરતમતાએ ઘણા ભેદ પડી શકે,

૫ સ પૂર્ણ વિધિ શુદ્ધતા અને ધ્યેયના લક્ષ્ય પૂર્વકની ક્રિયા અમૃતાનુષ્ઠાન કહેવાય જે ક્રિયા કરાતી હોય તેમાજ ચિત્ત પરોવાયેલુ રહે, શાસ્ત્રમા બતાવેલા સમયે અને બરાબર વિધિપૂર્વક કરવામા આવે, ભાવ એટલે અ તર ગ બહુમાન વધતુ જતુ હોય, બિહામણા સ સારમા આવી ધર્મક્રિયા સિવાય બચવાનુ સાધન કોઈ નથી એ મ વિચાર વાર વાર આવતા હોવ, અપૂર્વ વસ્તુ જોવાથી અથવા સાભળવાથી જેમ આશ્ચર્ય થાય તેમ સ સાર ચક્રમા પરિભ્રમણુ કરતા તદ્દન નવી અને ઘણી કિંમતી વસ્તુ મળી ગઇ છે, એવી આશ્ચર્ય વૃત્તિ રહ્યા કરે છે, ક્ષણે ક્ષણે રૂવાડા ઉભા

થાય, આનંદના આંસુ આવે, સર્વ શ્રેષ્ઠ વસ્તુ મળવાનો અલ્હાદ અંગમા માતો ન હોય, હવે હું સંસારથી પાર ઉતરી ગયો એમ આત્માને ઉંડી સમજણપૂર્વક લાગતું હોય, આ બધા અમૃત ક્રિયાના લક્ષણો છે. અમૃતક્રિયાને એકવાર પણ આવી જાય તો આનંદની અવધિ સમજવી. જીવનમાં કરાતી સઘળી ક્રિયાનું વર્તમાન ફળ આજ સમજવુ પરંપરાએ મુક્તિ પણ વર્તમાનફળ ચિત્તની પ્રસન્નતા ઉત્તમ ભાવપૂર્વની ક્રિયાઓથી પામી શકાય.

ધર્મક્રિયામાં ચાર દોષ કહ્યા છે. ૧. દગ્ધ. ૨. શૂન્ય. ૩. અવિધિ. ૪. અતિપરિણતિ. એ સમજીને દૂર કરવા પ્રયત્ન કરવો શ્રી જિન-દર્શન-પૂજન વિધિમાં સાતશુદ્ધિ, દશત્રિક, પાંચ અભિગમન વગેરે સમજીને ઉપયોગમાં લેવા. ચોરાશી આશાતના સમજીને ટાળવી. સામાયિક, પ્રતિક્રમણ, દેશાવગાસિક, પોષધ વગેરે કરતા સામાયિકના બત્રીસ દોષ, કાઉસ્સગના ઓગણીસ દોષ, પૌષધના અઢાર દોષ, વગેરે ટાળવા લક્ષ્ય રાખવું. મુહપત્તિના પચાસ બોલ, વાંદણાના પચીસ આવશ્ય, સત્તર પ્રમાર્જના વગેરે શીખીને બરાબર ઉપયોગમાં લેવા યોગ્ય છે. ગુરૂમહારાજ પ્રત્યે લાગતી તેત્રીસ આશાતના સમજી લેવી, અને ન થાય એવી કાળજી રાખવી આ બધા ધર્મક્રિયા શુધ્ધિના કારણો છે.

કાંઇપણ કરે નહિ અને કરનારના દોષજ શોધ્યા કરે એ પામી શકે નહિ. " અવિધિએ કરવાં કરતાં ન કરવું સારૂં " એવા વચન બોલનારને ઉત્સૂત્રભાષી કહ્યા છે. કાંઈપણ

ન કરે એના કરતા થોડુ પણ કરે એ સારૂ છે, પણ અજ્ઞાન અને પ્રમાદને લઇને સારો લાભ ન ઉઠવાય અને નજીવો લાભ મળી જાય, એટલાથી સતોષ માની લેવાય એ પણ ઠીક ન ગણાય એક વાત એ પણ યાદ રાખવાની કે "પહેલા સમજો અને પછી કરો" આ વચનો ઉંધા રસ્તે ચડાવનારા છે, અને "કરતા કરતા સમજો, ન સમજાય તો પણ કરવાનુ ન મુકો" આ સલાહ સન્માર્ગે ટકાવનાર છે સમજણ એ શોખનો વિષય ન હોય, પણ આચરણાને વધુ પુષ્ટ કરે એ માટે સમજણ મેળવવાની હોય, ધર્મક્રિયાઓના રહસ્ય અને ભાવાર્થ સમજવાની કાળજી વધતા, જીવનશુદ્ધિ ઉપર વિશેષ લક્ષ્ય આવશે માટે ક્રિયા કરનારાઓએ ક્રિયાના આનદને વિકસવવા ધર્મક્રિયા કર્યા પછી જેટલો મળે તેટલો સમય રહસ્ય વગેરે સમજવા માટે કાઢવો જોઇએ

રાત્રે પ્રતિક્રમણ કર્યા પછી ગપ્પા મારવા અને બીજી પચાત કરવા કરતા ત્રણ ભાષ્યો, યોગશાસ્ત્ર, શ્રદ્ધવિધિ, વેદારૂવૃત્તિ, હિતશિક્ષાનો રાસ, અર્થદિપિકા ધર્મબિંદુ, ધર્મરત્ન પ્રકરણ, નવપદ પ્રકરણ, શ્રાવકપ્રજ્ઞપ્તિ, આદિ ગ્રથોમાથી કોઇપણ ગ્રથો અનુક્રમે વાચવા, વિચારવા, એમા આવતી વાતોથી વિરૂદ્ધ રીતે આપણુ વર્તન દેખાતુ હોય તો સુધારવો વિચાર કરવો ન સમજાય તેવી બાબતોનો નોધ કરવો, જેનો ખુલાસો ગીતાર્થ ગુરૂમહારાજ પાસેથી મેળવવો આવા ઉદ્યમ લાબો કાળ ચાલુ રહે તો આત્મા કાઇકને કાઇક પામે

રાસ વાંચવા સાંભળવાની પ્રાચીન પ્રથા પણ લગભગ નાશ પામી હોય તેમ દેખાય છે, તત્ત્વની વાતો સીધી ન સમજાય તેઓ રસપૂર્વકના કથાનક દ્વારાએ સંવેગ ટકાવી રાખે, દાનાદિ ચાર પ્રકારના ધર્મમાં દઢ બને એ માટે રાસ વાંચવાની પદ્ધતિ પણ જીવંત રાખવા યોગ્ય છે. પૂર્વાચાર્યોનું રાસ સાહિત્ય પણ ઘણું મોટું છે. સેંકડો રાસો ગામેગામ ભંડારોમાં છપાયેલા અને નહિ છપાયેલા પડયા છે. નોવેલ અને ભાષાંતરો તેમજ સીનેમાના ગાયનોની રૂચિના આ જમાનામાં પણ મધુર કંઠે ઢબ સહિત જુના રાગોમાં ગાનાર રસ ઉપજાવી શકે છે. રાસમાં જણાવેલી કથાઓને ગાઈને સંભળાવતા ગાનાર સાંભળનારને ઘણો આનંદ ઉપજાવે છે, એ અનુભવથી સમજાય તેમ છે.

વીતરાગ પરમાત્માના શાસનની સઘળી ધર્મક્રિયાઓ **યોગ** કહેવાય છે. આત્માને પોતાના સ્વભાવિક ગુણ જ્ઞાન, દર્શન, ચારિત્રની પ્રાપ્તિના માર્ગમાં જોડવો એનું જ નામ યોગ છે. વાયુને રોકવા, ફેલાવવા વગેરે ક્રિયાઓને હઠયોગ કહેવામાં આવે છે. એ ક્રિયાઓથી આત્માનું કલ્યાણ સાધી શકાતું નથી. આત્માના ઉત્કર્ષ ઈચ્છા સહિત વિધિ સાચવીને સમજાય તેટલા રહસ્યને સમજવાનો ખપ કરી પોતાના ગુણસ્થાનકને યોગ્ય બતાવેલી ધર્મક્રિયાઓ અસ્ખલિતપણે કરવાનું ચાલુ રાખવું, એ આત્મહિતચિંતકની ફરજ છે.

**ભણી ભણી પણ અંગ, વળી પ્રમાદ પ્રસંગ**
**વ્રત ભંગે હુઓએ, નિગોદીઓએ. ૯–૮૨**

હે જગદ્દવત્સલ સ્વામી ! દ્વાદશાગી માહેલા અંગ મૂત્રોનુ જ્ઞાન મેળવીને પણ પ્રમાદના પ્રસ ગથી વ્રત ભાગીને હુ નરક નિગોદમા ચાલ્યો ગયો

પ્રમાદ આત્માનો મહાન્ શત્રુ છે એના પાચ નામ આગળ કહ્યા છે ભલભલાને પ્રમાદ પાડી નાખે છે ચૌદ પૂર્વધરો પણ પ્રમાદના યોગે વ્રત છોડીને નિગોદમા રવાના થઇ ગયા, અનતકાળ સુધી થયા, કહ્યુ છે કે—

"હાસ્ય નિંદા વિકથાવશે, નરક નિગોદે જાન,
પૂરવધર શ્રુત હાગીને, અવરની શી વાત"

પ્રમાદના પ્રકારને સમજી એના પજામાથી બચવા પ્રયત્ન કરનાર ધર્મ પામી શકે છે અને ટકે છે ઘણી ઘણીવાર ઉંચી શ્રેણિએ ચડયા પછી પણ કાઠે આવેલુ નાવ પાછુ મધ્ય ભાગમા ધકેલાય તેમ આત્માની અધોગતિ થઇ છે ચેતીને ચાલનાર બચી શકે લુંટારાનું ઘણુ જોર હોય ત્યા બેદરકાર ન રહેવાય આત્માને લુટનારા પ્રમાદ શત્રુથી હમેશા સાવધ રહી સ્વપ્રયોજન સાધવુ

મે લાદ્યું બહુ વાર, સમકિત રયણુ ઉદાર,
હારવીયું ઇસ્યુ એ, દુષણ પાંચ શું એ. ૧૦–૯૩

હે વિશ્વવત્સલ દેવ ! અત્યત વિશાળ એવા સમકિત રત્નને મે બહુવાર મેળવ્યુ, અને પાચ દુષણો વડે વારવાર હારી ગયો.

સમકિત મોક્ષનું બીજ છે. બીજ વવાયા પછી ક
કરીને ઝાડ થાયજ કહ્યું છે કેઃ—

"અંતર મુહુરત પણ જે જીવે, પામ્યું દર્શન સારરે;
અડધા પુદ્ગલ પરિયટ્ટ માંહે, નિશ્ચે તસ સંસારરે."

અંતરમુહુર્ત માત્ર પણ જે જીવને સમકિતની સ્પર્શ
થઈ ગઈ હોય તે જીવ વધુમાં વધુ અર્દ્ધ પુદ્ગળપરાવર્ત
કાંઈક ઓછો કાળ સંસારમાં રહે. એટલા કાળમાં અ
મુક્તિને પામે, આત્માનો તત્વશ્રદ્ધા નામનો ગુણ
આવનારા મિથ્યાત્વમોહનીય નામનું કર્મ છે. એ મિથ્ય
જેટલા અંશે ખસે તેટલા અંસે શ્રદ્ધાપરિણુતિ ગુણ પ્ર
થાય. એ સમકિત ગુણને ચિંતામણિથી અધિક કહ્યો
એના મુખ્ય ત્રણ ભેદ છે, ૧ ઉપશમ. ૨ ક્ષયોપશમ,
ક્ષાયિક. બીજા પણ કારક. રોચક, દીપક, વેદક આદિ
કહ્યા છે, મુખ્યતાએ આ ત્રણ ભેદો છે. બીજા બધા એ
સમાઈ જાય છે.

૧. અનંતાનુબંધી ક્રોધ, માન, માય અને લોભ
ચાર કષાય અને સમકિત મોહનીય, મિશ્રમોહની,
મિથ્યાત્વમોહનીય એ ત્રણ દર્શન મોહનીય એ સાતે પ્રકૃ
ઉપશમ થાય, એટલે બંધ કે ઉદય ન હોય, સત્તામાં
એને ઉપશમ સમકિત કહેવાય. એનો કાળ અંતરમુહુર્
હોય એક જીવને વધારેમાં વધારે પાંચવાર ઉપ
સમકિત થાય.

૨ એ સાત પ્રકૃતિનો બધ હોય. ઉદય ફક્ત સમકિત મોહનીયનો હોય, બીજી છનો ન હોય, સત્તામા તો સાતે હોય, આવી આત્માની સ્થિતિને ક્ષયોપશમ સમકિત કહ્યુ છે એનો કાળ ઓછામા ઓછો અતર મુહુર્તનો અને વધારેમા વધારે એક ભવની અપેક્ષાએ તેત્રીસ સાગરોપમનો અને અનેક ભવની ગણુત્રીએ છાસઠ સાગરોપમમાથી કાઇક અધિક હોય એક જીવને અસખ્યાતી વાર આવે અને જાય. એક ભવમા હજાર પૃથકત્વ (બેથી નવ હજાર) વાર આવે ને જાય

૩ એ સાતે પ્રકૃતિના બધ, ઉદય અને સત્તા સર્વથા ન હોય, અને ફરીથી બાની પણ ન શકે, એવી અવસ્થા થાય તેને ક્ષાયિક સમકિત કહેવાય એ અવસ્થા પછી જતુ નથી આ પચમકાળમા કોઇ જીવને ક્ષાયિક સમકિત નવુ ઉત્પન ન થાય પૂર્વભવનુ લઇને આવેલ હોય તો હોઈ શકે શ્રી જિનેશ્વર દેવના કાળનો મનુષ્ય ક્ષાયિક સમકિત પ્રાપ્ત કરી શકે. આ સમકિત પામ્યા પહેલા જો પરભવનુ આયુષ્ય બાધ્યુ ન હોય તો તેજ ભવમા મુક્તિએ જાય અને આયુષ્ય પહેલા બધાઈ ગયુ હોય તો ત્રીજે, ચોથે છેવટ પાચમા ભવે સિદ્ધિપદને પામે ઉપશમ સમકિતવાળો સીધુ ક્ષાયિક ન પામે, ક્ષયોપશમવાળો પામી શકે

સમકિત પામ્યા પછી જીવ પડે નહિ તો આઠ ભવથી વધારે સસારમા રહે નહિ, આ જીવે અનેકવાર પામીને

ગુમાવ્યું તે ક્ષયોપશમ સમકિત સમજવું કારણ કે ક્ષયોપશમભાવમાં આવેલ ગુણને સારા નિમિત્તો ખસી જઇ અન્ય નિમત્તો મળે તો ચાલ્યા જવાની સંભવના છે. જ્યાંસુધી ક્ષાયિક ભાવના ગુણ પ્રગટ ન થાય ત્યાં સુધી ચડવું પડવુંં, ઓછું વધું થવું એ બધું બને છે. આથી ક્ષયોપશમ ભાવમાં રહેલા ગુણોને વધારવા અને ટકાવવા બાહ્ય ક્રિયાઓની ઘણી જરૂર કહી છે. ઉત્તમ નિમિત્તો આત્મા ઉપર સારી, અસર કરે છે, અને હલકા નિમિત્તો પતન પમાય છે. આથી ઉત્તમ નિમિત્તો અવલંબન જેમ બને તેમ વધારે લેવા યોગ્ય કહ્યું છે.

સમકિત રત્ન પાંચ દુષણથી હારી જવાયું, એમ કહ્યું. એ પાંચ દુણષ સમકિતના સડસઠ બોલમાં આવે છે. સડસઠ બોલ આ પ્રમાણે ૪. સદ્દહણા. ૩. લિંગ ૧૦. વિનય. ૩. શુધ્ધિ. ૫. દુષણ. ૮. પ્રભાવક. ૫. ભૂષણ. ૫. લક્ષણ ૬. જયણા ૬. આગાર. ૬. ભાવના ૬. સ્થાન આ બધાનું ગુરૂગમથી સમજવા યોગ્ય છે. અહીં પાંચ દુધણાના નામ અને વિવેચન લખાય છે.

૧. શંકા. ૨. કાંક્ષા ૩. વિચિકિત્સા. ૪. અન્યતીર્થ પ્રશંસા. ૫. અન્યતીર્થિ–સંસર્ગ.

૧. શંકા: શ્રી જિનેશ્વર ભગવંતના વચનમાં શંકા એ પ્રથમ દુષણ કહ્યું છે. કોઇ વાત સાંભળતા વાંચતાં શંસય

થાય અને સમાધાન કરવાની ઈચ્છા રખાય, વારવાર પૂછાય એ કાઈ દુષણ નથી, પણ શકાઓ મનમા રાખ્યા કરવી, સમાધાન મેળવવા નહિ, પોતાની બુધ્ધિમા બેસે એટલુ જ માનવુ ડામાડોળ સ્થિતિમા ફર્યા કરવુ, સંશય ટાળવાના પ્રસગે દૂર રહેવુ, અને મનમાથી શલ્ય ન ટાળવુ, એનુ નામ શકા કહેવાય સર્વદુષણ રહિત, સપૂર્ણજ્ઞાની શ્રી વીતરાગ દેવના વચનમા જરાપણ શકા લાવવી જોઇએ નહિ એમના વચનના બળે જ વર્તમાનમા માર્ગ ઓળખાય છે, આરાધાય છે અને કલ્યાણ સાધી શકાય છે શ્રધ્ધાપૂર્ણ આત્માઓ તો કહે છે આ ઝેરથી ભરેલા વિષમ કળિકાળમા શ્રી જિનવચનોનુ આલંબન ન હોત તો આમારૂ શુ થાત? નિશકપણે પ્રભુના વચન ઉપર શ્રધ્ધા રાખવાથી દુષણથી બચી જવાય છે અને ગુણ પમાય છે.

૨. કાંક્ષા-શ્રી જૈનધર્મને પામીને અન્ય ધર્મને માનવા એ કાક્ષા નામનુ દુષણ છે કલ્પવૃક્ષ હાથમા આવી ગયા પછી બાવળની ઈચ્છા કોઈ કરતુ નથી. સર્વ રીતે શુધ્ધ, મોક્ષ માર્ગના ભોમીયા સમાન શ્રી અરિહતના ધર્મને છોડી અન્ય ધર્મની વાછના રાખવી કોઈ રીતે વ્યાજબી નથી કોઈ પણ બહાનાએ દેવ, દેવીઓની માનતા કરવી જોઇએ નહિ. લૌકિક દેવ, ગુરુ, ધર્મ સબંધી મિથ્યાત્વના ત્યાશી ભેદ અર્થ દીપિકામા કહ્યા છે તે ટાળવા પ્રયત્ન કરવો, કહ્યુ છે કે -

"લૌકિક ગુરૂ દેવ મિથ્યાત્વ, લાગી ભેદે રે,
તુજ આગમ સુણતા આજ, હોય વિચ્છેદે રે"

ધર્મી મિથ્યાભિમાની ન હોય, એનું મસ્તક જ્યાં ત્યાં નમે એવો પણ ન હોય. ધર્માભિમાન તો હોવું જોઇએ. અરિહંત દેવ, અને સુસાધુ ગુરુ. સિવાય મારૂં માથું કોઇને પણ ન નમે અવી અડગ ટેક હોવી જોઇએ.

૩. વિચિકિત્સાઃ—ધર્મના ફળનો શંશય એ ત્રીજું વિચિકિત્સા નામે દુષણ કહ્યું છે. હંમેશાં ધર્મની આરાધના કરવા છતાં પૂર્વના પાપોદયે વર્તમાનમાં દુઃખી અવસ્થા મળી હોય, ત્યારે એમ મનમાં આવી જાય કે "આટલું આટલું ધર્મ સાધન કરવા છતાં ફળ તો મળતું નથી, શી ખબર ? ધર્મનું ફળ મળશે કે નહિ ?" આવા વિચારો દુષણરૂપ હોઇ સમકિતને મલીન કરનારા છે. આરાધેલા ધર્મનું ફળ જતું નથી. જેવા જેવા ભાવથી આરાધના કરી હોય તેવું તેવું ફલ વહેલું મોડું અવશ્ય મળે છે સંશય રાખવાથી શ્રધ્ધા ઘટે અને માર્ગથી ખસી જવાય. મુક્તિની કામનાએ આરાધેલો પરમાત્માનો ધર્મ જ્યાંસુધી સંસારમાં રખડવું પડે ત્યાંસુધી સંસારમાં પણ સુખીજ રાખે છે. સંસારના સુખ મેળવવા કે દુઃખ ટાળવા ધર્મ કરાય એ કિંમત ઘટાડવા બરબર છે.

સાધુ, સાધ્વી વગેરે ધર્મ નાયકોની નિંદા કરવી, એમના વસ્ત્ર, શરીર, રીત રિવાજો પ્રત્યે દુગંછા કરવી એ

પણ આ દુષણમા સમાય છે. સાધુ, સાધ્વી સમાજને શાસનનુ સર્વસ્વ સમજનારા મા-બાપની ઉપમાને લાયક શ્રધ્ધાળુ શ્રાવકો કોઈના દુર્ગુણનો ઢાકપીછેડો કરે અગર દુર્ગુણને પણ ગુણ તરીકે માનીને ચલાવે એવુ તો બનેજ નહિ માતા પિતા પોતાના બાળકને મોઘામા મોઘી ચીજ લાવીને ખવરાવે, પહેરાવે ઓઢાડે પણ વાક આવે તો ખુણામા ઘાલીને ચાર લાત લગાવી દે, એનામા આવેલા કે આવવાના દુષણોને પોતાની શક્તિ મુજબ કાઢવાનાજ વિચારમા હોય પરતુ એનો જગતમા જેને તેને મોઢે ફજેતો ન કરે, સુધારવા ઉદ્યમ કર્યા પછી પણ એની એજ દશા રહે તો એના કર્યા એ ભોગવે એમ માની ખસી જવુ પણ પીછો પકડી જગતમા વગોવવા ઉદ્યમ ચાલુ રાખવો એ આત્માર્થી સરળ જનને માટે યોગ્ય નથી

કેટલાક મહા મોહથી મુ ઝાયેલા જીવોને ધનના લોભે અગર બીજા કારણોથી ગુણવાનોને અછતા દોષ આરોપીને હલકા પાડવાની વૃત્તિ પણ હોય છે એમા પોતના આત્માનુ જ બગડે છે પારકા દોષે આપણે ડુબવાનુ નથી. પારકા ગુણોથી આપણે તરી જઈએ એમ બનતુ નથી ગુણવાનના ગુણની પ્રશ સા તથા અનુમોદના આપણને ગુણ સન્મુખ બનાવે છે માટે કહ્યુ છે કે —

"ગગ ધરીજે જિહા ગુણ લહીયે,
નિરગુણ ઉપર સમચિત્ત રહીયે"

વર્તમાનના છાપાના જમાનામાં સાચા કે ખોટા દોષો જાહેર કરવાની પધ્ધતિ છે, એનાથી કશો ફાયદો નથી. વધુ જાહેરાત થવાથી દોષવાન્ ધીઠો અને ઇર્ષ્યાવાળો બને છે. સુધરતું કાંઈ નથી. બગડે ઘણું. પોતાના આત્માને તારવાના કાર્ય છોડી પારકાનું સુધારવાના કૃત્રિમ પરોપકારી ભાવથી ભરેલા જીવો આજે બહુ જોવામા આવે છે. કેટલાક તો પોતાના હજારો દોષો જોઈ શકતા નથી અને અન્યના થોડા પણ દોષને બહાર પાડવા તૈયાર રહે છે. કાળ બહુ વિચિત્ર છે. નવા નવા ભેજામાંથી વિચિત્ર વાતો નીકળતી બહુ સંભળાય છે. પોતાના આત્માના કલ્યાણ માટે તૈયાર રહી જગતની પંચાત છોડી દેવી એજ શાંતિનો રાહ છે. ધર્મીજનની નિંદા રૂપ મોટા દુષણ તજીને આત્માને ઉજ્જવળ રાખવો.

૪. **મિથ્યાદ્રષ્ટિ પ્રશંસા:**—અવળે માર્ગે ચાલનારની પ્રશંસા કરવી. એ એના ઉન્માર્ગનું પોષણ કરવા જેવું છે. ગુણો જેનામાં હોય તે બધા અનુમોદવા લાયક છે, પણ જેની અનુમોદના કરાય એની પ્રશંસા કરાય જ એવું એકાંતે નથી હોતું. આત્માની સાચી સમજણ અને એના ઉધ્ધારના સાચા માર્ગ સિવાયના જે ધર્મો જગતમાં ચાલતા હોય તે મિથ્યાધર્મ કહેવાય, એને પાળનારા મિથ્યાદ્રષ્ટિ કહેવાય. એનામાં લૌકિક ગુણો હોય તેની પ્રશંસા કરવા જતા ભોળી જનતા એની તરફ દોરવાય એથી જાણતાં

અજાણુતા મિથ્યાત્વનુ પોષણુ મળે માટે પરતીર્થિપ્રશસાને દુષણુ કહ્યુ છે

**૫. મિથ્યાદ્રષ્ટિ પરિચય**—જેવો પરિચય તેવો રગ લાગે એનો સહજ છે પરધર્મીઓને વિશેષ પરિચય થવાથી એના સસ્કારો આપણુમા પેસી જાય છે જૈનો ઈશ્વરને જગતનો બનાવનાર માનતા નથી પણુ પોતાના અનત જ્ઞાનથી જગતના સ્વરૂપને સમજાવનાર છે એમ માને છે, જગતના સર્વ પદાર્થનુ જાણુપણુ, એને કર્તાપણુ કહેવામા આવે તો એ જયતી અપેક્ષાએ ઇશ્વર જગતના કર્તા પણુ કહી શકાય છે. અને એકાત વડે, સર્વે વસ્તુને ઓળખાવનાર, જૈનશાસન, દરેક પદાર્થોને જુદીજુદી દ્રષ્ટિએ ઓળખાવે છે એથી અપેક્ષાએ ઈશ્વરને કર્તા પણુ કહી શકાય છે પણુ કુભાર જેમ માટીના ઠામનો ઘટનાર છે. તેમ આ જગતનો કોઈ ઘડનારો નથી, જગત ત્રણે કાળમા હતુ, છે અને હોવાનુ.

વર્તમાન કાળમા ઘણા જીવો પોતપોતાના કુલાચાર પ્રમાણે પળાતા ધર્મમા દ્દઢતાવાળા બહુ ઓછા જોવામા અવે છે. તેવા જીવોને "બધાનું સાભળવુ બધામાથી સાર ગ્રહણુ કરવો" એ જાતિની હવાથી નુકશાન જ થાય એથી એક પણુ સિદ્ધાત ઉપર મક્કમ રહી શકાતું નથી.

પોતાના ઘરની ઉત્તમ વાતો સાભળ્યા, સમજ્યા અને જીવનમા ઉતાર્યો વિના બહારની વાતો સમજવા

કુગુરૂ, કુદેવ, અને કુધર્મ એ ત્રણ મોક્ષ સુખના પંથને હાથમાંથી ખુંચવી લે છે, કર્મથી બંધાએલો હું તેમના સહવાસમાં આવ્યો.

આત્મ કલ્યાણ માટે દેવ, ગુરૂ, ધર્મની આરાધના કરવી જોઇએ, એ ત્રણે સુ જોઇએ પણ કુ નહિ. કુદેવાદિના સંજોગથી, મોક્ષ માર્ગ મળતો નથી, મળ્યો હોય તો પણ ચાલ્યો જાય છે. માટે કુદેવાદિને ઓળખીને એમની સેવા છોડવી જોઇએ. જે હાથમા હથીયાર રાખે તે ક્રોધી, સ્ત્રીને પડખે રાખે તે કામી, માળાને જપતા હોય તે અજ્ઞાની ગણાય. રાગ, દ્વેષ અને અજ્ઞાન સર્વથા નાશ પામ્યા ન હોય, એવા દેવ પોતેજ સંસારમાં રખડતા હોવાથી બીજાને તારી શકતા નથી. તે કુદેવ કહેવાય. વિષયોમાં રક્ત, લોભથી ભરેલા, પરિગ્રહ ધારી, ઘરબારની ચિંતાવાળા, ભકતો પાસેથી વધુને વધુ મેળવવાની કામનાવાળા, એવા ગુરૂ આત્મકલ્યાણના માર્ગના ભોમીયા બની શકે નહિ. તે ગુરૂ જાણવા. જેમાં એકેંદ્રિયથી પંચેંદ્રિયની હિંસા કસ્વાનું બતાવવામાં આવ્યું હોય, અગર જીવદયાનું સંપૂર્ણ પાલન ફરમાવવામાં આવ્યું ન હોય, તે દુર્ગતિના ખાડામાં પડતાં બચાવી શકે નહિ, અસર્વજ્ઞનો કહેલો આરંભ અને હિંસાથી ભરેલો હોય, તે કુધર્મ કહેવાય. એના પરિચયમાં આત્મ ધર્મ પામતો નથી. અને પામેલો ધર્મ હારી જાય છે માટે એવાનો સહવાસ છોડી સુદેવાદિની સંગતિમાં રહેવું.

**અતિશયવંત મહંત દોષ, રહતિ ભગવંત;**
**ચિત્ત ન સદ્દહ્યો એ, એળે ભવ ગયો એ. ૧૨–૮૫**

હે પ્રભુ ! અતિશયવાળા, સર્વથી મહાન્ સર્વ દુષણુ રહિત શ્રી અરહિંત ભગવંતને મનથી સદ્દહ્યા નહિ અને મરો ભવ એળે ગયો.

સુદેવ અતિશયવતા હોય, ચોત્રીશ અતિશયનુ વર્ણુંન પ્રથમ આવી ગયુ છે અરિહ ત ભગવ તને બાર ગુણોમા ચાર અતિશય કહ્યા છે ૧.અપાયાપગમાતિશય ૨. જ્ઞાનાતિશય ૩. પૂજાતિશય. ૪. વચનાતિશય આ ચાર અતિશય કેવલજ્ઞાન થયા પછી હોય. જગતના સર્વદેવોથી ચડીયાતા દેવાધિદેવ હોય, તેથી મહાન્ ગણાય. અઢાર દુષણુ સુદેવમા ન હોય એ અઢાર દુષણુના નામ.

૧. દાનાતરાય ૨. લાભાતરાય. ૩. ભોગાતરાય. ૪. ઉપભોગાંતરાય ૫ વીર્યા તરાય એ પાચ અ તરાય કર્મના ઉદયથી હોય. ૬ અજ્ઞાન .જ્ઞાનાવરણીયના ઉદયથી ૭ નિંદ્રા દર્શનાવરણીયના ઉદયથી. ૮ કામ. ૯ મિથ્યાત્વ ૧૦ રાગ ૧૧ દ્વેષ. ૧૨ અવિરતિ ૧૩ હાસ્ય. ૧૪ રતિ ૧૫ અરતિ ૧૬ ભવ ૧૭ શોક. ૧૮ દુગછા. એ અગીઆર મોહનીય-કર્મના ઉદયથી હોય. એ અઢારે દોપ ચારે ઘાતિકર્મનો નાશ થવાથી જેમના ટળી ગયા હોય તે સુદેવ કહેવાય. સંપૂર્ણ જ્ઞાની, રાગાદિ શત્રુઓને જીતનાર, ત્રણુ લોકથી

જવાથી શ્રદ્ધા ઘવાય છે. આથી પરતીર્થિના પરિચયનો મહા પુરૂષોએ નિષેધ કરેલો છે. એમાં સંકુચિત વૃત્તિ નથી, પણ બાળ જીવોને ધર્મ ભાવનામાં ટકાવી રાખવાની વિશાળ બુદ્ધિ છે. પોતાની ઉચિત આચરણામાં ચુસ્ત ન હોય તે બીજાઓને ધર્મમાં જોડી શકે નહિ. જૈનશાસનની સમ્યગ-દર્શનની વ્યાખ્યા ઘણી વિશાળ છે. વ્યક્તિ પરત્વે એની વ્યાખ્યા અને આજ્ઞા જુદી હોઈ શકે. બાળ જીવો અન્યના પરિચયમાં ન જાય એની સાવચેતી રાખનાર શાસ્ત્રકારો, આચાર્યાદિ ગીતાર્થોને છએ દર્શનનું ઉંડું જ્ઞાન મેળવવાનું કહે છે. પણ એ બધાને માટે નહિ.

દ્દઢ ધર્મ ભાવનાવાળા, પૂર્ણ વૈરાગ્યથી રંગાએલા, અને જગતના વાતાવરણની સ્હેજ માત્ર અસર જેના ઉપર ન થાય, એવા શાસનના હિતચિંતક મહાપુરૂષો જગતની પ્રવૃત્તિ જાણીને વિશેષે ધર્મપ્રચાર અગર સંરક્ષણ કરી શકાય, એવા શુભ આશયથી. છાપાઓ વાંચે, એ જોઇને સામાન્ય સાધુઓ પણ છાપાઓ વાંચવાનો શોખ રાખે એ વ્યાજબી નથી. જ્ઞાન, ધ્યાન, સ્વાધ્યાય વગેરેમાં વિઘાત થાય, દુનિયાદારીની ઝેરી હવામાં મન પેસે, દવાની જાહેર ખબરો અને સીનેમાના ચિત્રો તથા લખાણો વાંચવાથી; વિષમય વાતાવરણથી મન ઉપર અસર થાય, એથી ચરિત્રથો ચિત્ત ડામાડોળ થાય, દુનિયા આખીની વાતો વાંચવાથી રાગદ્વેષની પરિણતિ થયા કરે, આવા અનેક કારણોથી સામાન્ય સાધુઓએ છાપા હાથમાં ઝાલવા યોગ્ય નથી.

જૈન દર્શનના તર્કગ્રથો ન્યાયની ભાષામા લખાયેલા હોવાથી તેને સમજવા માટે શરૂઆતમા ન્યાયદર્શનનો અભ્યાસ કરવો પડે છે જીવાદિ તત્વનુ જ્ઞાન, કર્મગ્રથ, તત્વાર્થ આદિની સમજણ મેળવ્યા વિના, ઈતર દર્શનના પડિતોનો પરિચય અને તેના ગ્રથોનો અભ્યાસ કરવાથી પણ વખતે શ્રદ્ધા ઓછી થવાનો પ્રસગ આવે છે જૈનશાસનનુ તત્વજ્ઞાન અતરમા બરાબર સ્થિર કર્યા પછીજ બહારનુ મેળવવાનો પ્રયત્ન કરવામા આવે એ વ્યાજબી છે અન્યની દલીલમા મુઝાય નહિ, ભગવાને ભાખેલ તત્ત્વ ત્રણે કાળમા અબાધિત છે, આવી ધારણા અતરમા દઢ થાય, તે પછી બીજાઓ શુ માને છે, એની અને આપણી માન્યતામા શુ ભેદ છે, અરસપરસ કેવી દલીલો આપે છે, પરિણામે જૈન તત્ત્વની વાતો સિદ્ધ થાય, એના માટે બહારનુ ભણવાનુ છે એ વાત વર્તમાન કાલમા ખાસ લક્ષ્યમા રાખવા જેવી છે.

ધર્મના માર્ગે ચડવા અને સ્થિર રહેવા માટે જેમ બને તેમ ઉત્તમ સહવાસ સાધવો, એથી સમકિતનુ દુષણ લાગે નહિ, અને ઉત્તમ માર્ગે ટટી શકાય.

કુગુરૂ કુદેવ કુધર્મ, ઉદ્દભે શિવશર્મ;
કર્મે સાંકળ્યોએ, તેહશુ જઈ મળ્યોએ.૧૧-૮૪

પૂજાયેલા, સર્વ વસ્તુનું યથાર્થ સ્વરૂપ પ્રકાશનારા, શ્રી અરિહંતદેવ સર્વોત્કૃષ્ટ દેવ છે. જગતના જીવોના રક્ષક, નિર્ભય બનાવનાર, મોક્ષ માર્ગના દાતાર, જ્ઞાનચક્ષુને ઉઘાડનાર, ભાવ દયાના ભંડાર, એવા અનંત ગુણોથી ભરેલા એ દેવ, હંમેસા પૂજવા, ધ્યાવવા લાયક છે. એનુંજ શરણ લેવું જોઇએ, એનીજ આજ્ઞાનું અખંડ પાલન કરવું જોઇએ. આ આત્માને એવા દેવ પૂર્વ ભવોમાં કાંતો મળ્યા નથી, કાંતો ઓળખ્યા નથી, અથવા ઓળખવા છતાં જે ભાવથી સેવવા જોઇએ એ ભાવથી સેવ્યા નથી, તેથીજ ભવ એળે ગયા છે. અને હજુ પણ સાચી રીતે ઉપાસના નહિ કરે તો જન્મ ફોગટ ગુમાવશે. કહ્યું છે કે:—

"ધન ધન શ્રી અરિહંતને રે, જેણે ઓળખાવ્યો લોક;
તે પ્રભુની પૂજા વિનારે, જન્મ ગુમાવ્યો ફોક"

માટે પ્રભુને એમના સ્વરૂપે ઓળખીને આત્મકલ્યાણના ધ્યેયપૂર્વક હંમેશા આરાધવા તત્પર રહેવું.

સુગુરૂનું વર્ણન:—

**પાળે પંચાચાર, ટાળે કુવ્યાપાર;**
**સુગુરૂ ન ઓળખ્યાએ, સૂત્રે જે લખ્યાએ. ૧૩-૮૬**

હે પ્રભુ! પાંચ આચારને પાળનારા, સઘળા પાપકામોને ત્યજનારા, શાસ્ત્રમાં વર્ણવેલા, સુગુરૂ મેં ઓળખ્યા નહિ.

જેમ કુગુરૂના સહવાસથી આત્માનુ બગડે, તેમ સુગુરૂના સહવાસ વિના પણ ફાવી શકાય નહિ સુગુરૂના લક્ષણ બતાવતા કહ્યુ છે કે —પાચ મહાવ્રતના ભારને વહન કરનારા હોય, પરીસહ, ઉપસર્ગ વગેરે આપત્તિના પ્રસગે પણ ધીર બની પ્રભુના ધર્મને સાચવે, ભિક્ષા માગીને માધુકરી વૃત્તિએ જીવનનો નિર્વાહ ચલાવનારા, કોડીપણ પાસે રાખે નહિ, હમેશા પાપવ્યાપારના ત્યાગરૂપ સામાયિકમા રહેનારા, ધર્મનોજ ઉપદેશ આપનારા, સહવાસમા આવતા જીવોની આત્મચિંતા કરનારા, નિંદા, વિકથાથી સદાય દૂર રહેનારા, શાસ્ત્રમા કહેલા ગુણોનો પોતાનામા સદ્ભાવ છે કે નહિ, તે સૂક્ષ્મદૃષ્ટિએ હમેશા તપાશનારા, આવા અનેક ગુણોથી ભરેલા સુગુરૂ કહેવાય એવા સુ ગુરૂનો પરિચય જેમ થાય તેમ આત્મા શાતિ અનુભવે જગતના અનેક પ્રકારના વિચિત્ર તાપથી દાઝેલાને સાચુ શરણ એવા સદ્ગુરૂનુ છે એવા ગુણોવાળા, અને આપણુ મન ઠરે એવા જગતમા ન જ મળે એવુ નથી ધર્મની સાચી ભુખ લાગી હોય તો સદ્ગુરૂને ગોતવાની અને સેવા કરવાની ઘણી તાલાવેલી લાગે જેઓ જૈન શાસનના સાધુનો વેશ ધારણ કરવા છતા પણ માર્ગથી ઉંધી આચારપ્રા અને વિરૂદ્ધ પ્રરૂપણા કરતા હોય તેમનો પરિચય પણ છોડવા લાયક છે સસારમા ડૂબેલા અને અન્યને ડૂબાડનારા ગુરૂને કાળા નાગની ઉપમા આપવામા આવી છે વર્તમાનમા કાળને બળે દુનિયાની અનેક પ્રકારની ઝેરી અસર પણ સાધુઓના જીવનમા

જોવામાં આવે એટલા માત્રથી જગતમાં સરળ આત્માર્થી, ખટપટ વગરના, માનાકાંક્ષા રહિત, પગલે પગલે સંયમના ખપવાળા આત્માઓ નથી જ એમ માની લેવાનું નથી. ખપી આત્માઓને શોધતા શોધતા રત્ન મળી આવે. હીરાની ખાણમાં પણ પથરા ઘણા અને હીરા થોડા હોય, હીરામાં પણ ઓછી વધતી કિંમતના હોય. ઝવેરી સર્વને યથાયોગ્ય સમજી જ્યાં જ્યાં વેનું ઉચિત સ્થાન હોય ત્યાં રાખે, તેવીજ રીતે જેને સાચી વસ્તુનો ખપ હોય તે મેળવીને એની ઉચિત સેવાથી લાભ ઉઠાવી શકે છે. વિષય કષાય અને આર્તરૌદ્રની જંજાળમાં વીંટાળાયેલા ઘરબારીને સાચું શરણું સદ્‌ગુરૂ વિના બીજા કોઇ નથી. દેવતત્ત્વની સમજણ પાડનાર, ધર્મતત્ત્વની કિંમત સમજાવીને હૈયામા ઉતરનાર, ગુરૂતત્ત્વ છે. એને ઉંબરાના દીવાની ઉપમા આપી છે, ઉંબરા ઉપર રહેલો દીવો બધી બાજુ ઓંસરી અને ઓરડામાં પ્રકાશ આપે એમ ગુરૂતત્ત્વ બધા ધર્મના અંગોને ઓળખાવે.

પાંચ આચારના પાલક અને પ્રચારક સુગુરૂ કહેવાય છે. એ પાંચ આચારના નામ.

૧ જ્ઞાનાચાર. ૨ દર્શનાચાર. ૩ ચારિત્રાચાર. ૪ તપાચાર. ૫ વીર્યાચાર.

૧. જ્ઞાનાચારના આઠ ભેદ છે.

૧ કાલ. ૨ વિનય. ૩. બહુમાન. ૪. ઉપધાન. ૫ અનિહ્નવપણું. ૬ વ્યંજનશુદ્ધિ ૭ અર્થશુદ્ધિ. ૮ તદુભયશુદ્ધિ.

જે કાલે જ્ઞાન ભણવાનુ કહ્યું હોય તે કાળે ભણે. જ્ઞાનના અકાળે ન ભણે તે કાલ નામનો જ્ઞાનાચાર

જ્ઞાન તથા જ્ઞાનીનો વિનય સેવે તે વિનય નામનો જ્ઞાનનો બીજો આચાર

જ્ઞાન, જ્ઞાની પ્રત્યે બહુમાન રાખે તે, બહુમાન નામનો ત્રીજો જ્ઞાનાચાર બહુમાન મનથી હોય અને વિનય બહાર દેખાવમા હોય વિનય હોય અને બહુમાન ન હોય તે દભ કહેવાય, બહુમાન હોય અને વિનય ન હોય એવુ કોઈ પ્રસગે બને એમા અતરગ પ્રેમ છે, પણ કોઈ કારણસર બહારથી સેવા કરી શકાતી નથી વિનય, બહુમાન બને હોય એ ઉત્તમ વસ્તુ છે વિનય અને બહુમાન બેમાથી એકે ન હોય તે આરાધક બની શકે નહિ

શ્રાવકોને ઉપધાન, તથા સાધુઓને યોગ્ય વહન કર્યા પછી ધર્મસૂત્રો ભણવા, ભણાવવાની યોગ્યતા મળે છે

એટલે કે ધર્મગ્રથો ભણવા ભણાવવાની યોગ્યતા મેળવવા માટે કરાતી તપ સહિતની ક્રિયા તે ઉપધાન નામનો ચોથો જ્ઞાનાચાર છે શાસ્ત્રોમા સુવિહિત સાધુ માટે પણ અમુક દીક્ષા પર્યાય થયા બાદ અમુક યોગવહનની ક્રિયા કર્યા પછી તે તે સૂત્રો વાચવા ભણવાનો અધિકાર કહ્યો છે તે કર્યા પછીજ ભણાય તો લાભદાયી થાય અશક્તિ અગર બીજા કારણોથી ઉપધાન વગેરે થઇ શકયા ન હોય અને તે

તે વસ્તુ ભણવાનો પ્રસંગ આવ્યો હોય તો જ્યાં સુધી ઉપધાન વગેરે ન થઇ શકયા હોય ત્યાં સુધી પોતાને દેણદાર માની જ્યારે શક્તિ મળે ત્યારે કરી આપવાની ભાવના રાખે તે પણ માર્ગમાંજ છે. પણ યોગ, ઉપધાન વગેરે ઉપર શ્રધ્ધા ન રાખે, એવી ક્રિયાઓ માટે જેમ આવે તેમ બોલવા માંડે તે માર્ગને સમજેલા કહેવાય નહિ.

જે ગુરૂ પાસે જેટલો અભ્યાસ કર્યો હોય તે તે બાબતમાં તેજ ગુરૂનું નામ લેવું, તેને અનિહ્નવપણું નામનો પાંચમો જ્ઞાનાચાર કહ્યો છે. ગુરૂને ઓળવવાનું કાર્ય અભિમાનમાંથી થાય છે. પોતે પહેલા કોઇ સાધારણ વ્યક્તિ પાસે અભ્યાસ કર્યો હોય, પાછળથી ક્ષયોપશમ અગર પુન્યના યોગે વિશેષ જ્ઞાન અથવા ઉંચું સ્થાન મળી ગયું, તે વખતે કોઈ બાળપણનો અભ્યાસ કયાં કોની પાસે કર્યો એવું પૂછે, અને જે વ્યક્તિ પાસે અભ્યાસ કર્યો હોય તે હાલમાં તો પોતાનાથી ઘણી નીચી સ્થિતિએ હોય, એવાનું નામ કેમ લેવાય ? એવા અભિમાનમાં રહેનારને ગુરુ ઓળવવાનો દોષ લાગે છે અને જ્ઞાનનો પાંચમો આચાર સાચવી શકાતો નથી.

સૂત્રોના અક્ષરોને બરોબર શુધ્ધ વાંચવા. બોલવા, ગોખવા, ભણવા, ભણાવવા. એ વ્યંજન નામનો છઠ્ઠો જ્ઞાનાચાર જાણવો.

અર્થને શુધ્ધ ભણવા, બોલવા, વિચારવા અને અર્થ નામનો સાતમો જ્ઞાનાચાર કહ્યો છે.

સૂત્રો અને અર્થ બને શુધ્ધ બોલવા, વિચારમા લેવા એના રહસ્યને વિશેષપણે અતરમા વિચારવુ એ તદુભય નામનો આઠમો જ્ઞાનાચાર સમજવો.

આ આઠે પ્રકારના જ્ઞાનાચારને સાચવવાથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે ગાઢ કર્મબધ ઢીલા પડે છે સ સારનુ પરિભ્રમણ ઘટે છે જ્ઞાન વધવાથી વિશેષ શાતિ પામી શકાય છે ૨. દર્શનાચારના આઠ ભેદ છે.

૧ નિ શ કા ૨ નિ કાક્ષા ૩ નિર્વિચિકિત્સા ૪ અમૂઢદષ્ટિ. ૫ ઉપબૃહણા ૬ સ્થિરિકરણ ૭ વાત્સલ્ય, ૮ પ્રભાવના

૧ શ્રી જિન વચનમા શંકા ન કરવી તે પ્રથમ દર્શનાચાર

૨. અન્યમતની ઈચ્છા ન રાખવી તે, બીજો દર્શનાચાર

૩ ધર્મના ફળનો સંશય ન રાખવો, અને સાધુ સાધ્વી વગેરે ધર્મીજીવોની નિંદા જુગુપ્સા ન કરવી, થતી હોય તો અટકાવવી એ ત્રીજો દર્શનાચાર

૪ અન્યધર્મીઓની પૂજા, પ્રભાવ, ચમત્કાર વગેરે જોવાથી જૈનધર્મ પ્રત્યે ચિત્ત આકર્ષાતા ન થવુ એ ચોથો દર્શનાચાર

૫ ચતુર્વિધ સઘમા રહેલા ગુણવાન આત્માઓની પ્રશસા કરવી એ પ ચમો દર્શનાચાર

૬. ધર્મથી પડતા આત્માઓને પોતાની સર્વશક્તિ વડે બચાવવા તે સ્થિરીકરણ નામનો છઠ્ઠો દર્શનાચાર.

૭. "વીતરાગ પરમાત્માનો સેવક એટલે મારા માથાનો મુગટ છે, હું પ્રભુના દાસનો દાસ છું." એ ભાવના સહિત બને તેટલી વિશાળતાએ સાધર્મિકનું વાત્સલ્ય કરવું એ સાતમો દર્શનાચાર છે. સાધર્મિકવાત્સલ્યનો અર્થ ઘણો વિશાળ છે. ટુંકાણમાં ધર્મનો આરાધક આત્મા કોઇપણ રીતે સીદાતો હોય તેને પોતાની શક્તિ મુજબ સીદાવા ન દેતા માર્ગમાં રાખવો, એની ધર્મભાવના જાગતી રહે એ મુજબની બાહ્ય અભ્યંતર સર્વ વ્યવસ્થા સાચવવી એવો અર્થ ગણાય. ધાર્મિક જમણવાર એ સાધર્મિકવાત્સલ્યનું એક અંગ છે. એ કોઇપણ સંયોગોમાં અટકવું જોઇએ નહિ. તેમજ તેમાં વર્તમાનમાં ઘણા વિવેકની જરૂરીઆત છે. જમનાર, જમાડનાર બંનેની ભાવના અને વ્યવસ્થા કરનારના વિચારો આ બધા જેમ જેમ ઉત્તમ, શુદ્ધ, સાત્વિક હોય તેમ તેમ આ વસ્તુઓ ખીલી ઉઠે. એ વિષે સમાજના હિતચિંતકોએ ઘણો પ્રયત્ન કરવા યોગ્ય છે.

૮. બીજાઓ પણ જૈનશાસનની પ્રશંસા, અનુમોદના કરે એવા કાર્યો કરવા તે પ્રભાવના નામનો આઠમો દર્શનાચાર સમજવો. વર્તમાનમાં થતા પૂજા, વરઘોડા, ઉજમણા, અઠ્ઠાઇ મહોત્સવો, પ્રતિષ્ઠા, અંજનશલાકા, શાંતિસ્નાત્ર સંઘ કાઢવા, નવીન બિંબ ભરાવવા, નવા

દેશસર કરાવવા, જીર્ણોદ્ધાર કરવા, આ બધા પ્રભાવનાના અ ગ છે અને પ્રભાવના તરીકે વરતુ વહેચવામા આવે છે તે પણ એક એનુ અ ગ છે, એમા પણ પ્રભુના ધર્મની જગતમા વિશેષ જાહેરાત થાય, એ સિવાયનો અન્ય આશય જોઈએ નહિ

આ આઠે દર્શનના આચાર છે, તેમા સાધર્મિકવાત્સલ્ય અને પ્રભાવના એ વિષયો વર્તમાનકાળમા ઘણી વિચારણા માગે છે કેટલાકો નજીવા કારણો આવવાથી ચાલતા આવતા પ્રસ ગો બ ધ કરાવવા બહાર પડવામા બહાદુરી માને છે, પોતાના જીવનની જરૂરીઆતો, ટીપાર્ટીઓ, મેલાવડાઓ અને મોજશોખની મસ્તી ગમે તેવા પ્રસ ગોમા ચાલુ રાખવાની વૃત્તિવાળા કોઈ પણ પ્રસ ગની આડ ધરીને ધર્મભાવના ખીલવનારા પ્રસ ગો બ ધ કરવા કરાવવાની ભાવના રાખે તેમા એમની ધર્મભાવના કેવા પ્રકારની છે એ વિચારવા જેવુ ગણાય, એવી વિચારણાવાળાને જ્યારે પુન્યોદયે આગેવાનપણુ મળી જાય ત્યારે તો સમાજના રહ્યા સહ્યા શુભ કામો અટકી જાય ધાર્મિક વાતાવરણ જાગતુ રાખવા માટે કરાતા મહોત્સવો તથા સાધર્મિક વાત્સલ્યના જમણો એ ધમાલ નથી, પર તુ અનેકને આત્મકલ્યાણમા જોડનાર છે એની ઉપેક્ષા કે અવગણના કરનાર જાણતા અજાણતા પણ શાસનને અહિતકર નીવડે છે, બીજી વાત એ પણ છે કે આ બધા કાર્યોમા શાસન પ્રભાવનાના ધ્યેયને બદલે પોતાની પ્રભાવનાનુ ધ્યેય આવી જાય, જગતમા પ્રકાશમા આવવાની વૃત્તિ કરનાર, કે કરાવનારમા આવે, તો વિવેકને સ્થાન

રહેતું નથી. એથી ઘણી ધર્મક્રિયાઓ કરતાં અને પછી કરનારને ખેદ ઉદ્વેગ વગેરે અને બીજાની નિંદા કરવાનું રહે છે. આ વાતો પણ ઉંડાણથી વિચારીને જેટલા અંશે વિવેક સચવાય તેટલા અંશે સાચવવા યોગ્ય છે, તો ધર્મ દીપે અને કોઇને પણ બોલવાનું રહેતું નથી. આવા પ્રસંગોમાં આગેવાની પુન્યોદયથી મળી જાય તો જૈનમાર્ગની દૃષ્ટિએ પોતાની એક પણ ભૂલ ન થાય તે માટે બરાબર લક્ષ્ય રાખવાથી ઘણું અજવાળું થાય, ધર્મક્રિયાઓનો રસ વધે, બીજાઓ જોડાય અને સાચી પ્રભાવના કરવાનો લાભ મળે.

૩. ચારિત્રાચારના આઠ ભેદ છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ. એ આઠ પ્રવચન માતા, ચારિત્રના આચાર છે. એનું વર્ણન આગળ કહેવાશે. એ આઠે પ્રવચનમાતા સાધુ, સાધ્વીઓએ નિરંતર અને શ્રાવક શ્રાવિકાઓએ સામાયિક, પોસહમાં પાળવા લાયક છે.

૪. તપાચારના બાર ભેદ છે. છ પ્રકારના બાહ્ય અને છ પ્રકારના અભ્યંતર તપ એ બાર તપાચાર કહેવાય છે. એનું વર્ણન પણ આગળ નવતત્ત્વના પ્રસંગે આવશે.

૫. વીર્યાચારના ત્રણ ભેદ છે. મન, વચન, શરીરની સર્વ શક્તિઓને ધર્મ કાર્યમાં જોડવી, ઢીલાશ ન રાખવી. ધર્મક્રિયાઓમાં જ્યાંજ્યાં ઉભા થઇને કરવાની હોય, ત્યાં બરાબર ઉભા રહેવું. પંચાગ ખમાસમણા ઉભા ઉભા બરાબર આપવા કાઉસગ્ગ ઉભા ઉભા કરવા, વાંદણાના બાર આવર્ત વિગેરે

બરાબર સાચવવા શકિતગોપવ્યા વિના બધી ધર્મક્રિયાઓ અસ્ખલિત પણે કરવી એ વીર્યાચારમા ગણાય

આ પાચે આચાર બધા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાએ પોતાની શકિત અને યોગ્યતા મુજબ પાલવા, અને બીજાને પલાવવા પ્રયત્ન કરવા લાયક છે ચતુર્વિધ સઘમા મુખ્ય સ્થાન સદ્ગુરૂનુ છે, એટલે એમનામા આ આચારો પાળવા પળાવાની જોખમદારી વિશેષપણે ગણુવામા આવી છે,

સુગુરૂના વર્ણનમા મહાવ્રતધરા એ વિશેષણ કહ્યું છે, એ મહાવ્રત પાચ કહ્યા છે

૧ પ્રાણુતિપાત વિરમણુ ૨ મૃષાવાદ વિરમણુ. ૩ અદત્તાદાન વિરમણુ ૪ મૈથુન વિરમણુ ૫ પરિગ્રહ વિરમણુ જગતના મોટામા મોટા પાપ પાચ છે ૧ જીવ હિંસા ૨ જુઠું, ૩ ચોરી ૪ વિષયસેવા ૫ પરિગ્રહ મમતા આ પાચ પાપોમાથી હજારો અનાચારોનો જન્મ થાય છે આ પાચેનો સપૂર્ણ ત્યાગ, સૂક્ષ્મમાસૂક્ષ્મ રીતે વિચારીને જૈન સાધુઓને જીવન પર્યત કરવાનો હોય છે એથી જૈન સાધુપણુ જગતની ઉંચામા ઉંચી પદવી છે

આ સિવાય જૈન સાધુપણુાના બીજા અનેક આચારો જે જગતમા બીજાથી પાળવા તો શુ પણુ સાભળવા પણુ ભારે પડે એવા હોય છે, જેવાકે, વિહાર, લોચ, તપશ્ચર્યા, બેતાલીસ દોષ રહિત ભિક્ષા, કડકપણે બ્રહ્મચર્યપાલન માટે

નવવાડોની રક્ષા એ બધાનું યથાશક્તિ આત્માર્થીભાવે પાલન કરનાર સદ્ગુરૂના સહવાસથી હંમેશા લાભ થાય, માટે એમનો સહવાસ જેટલો સધાય તેટલો સાધવો. આત્માર્થી જીવો માગે છે કેઃ—

"જગ ઉપકારી જગ હિત વત્સલ, દીઠે પરમ કલ્યાણ,
વિરહ મ પડશો એહવા ગુરૂ તણો, જાવ લહું નિરવાણ."

સદ્ગુરૂની સેવા વિના જીવન હારી જવાય, માટે જીવનને ઉજ્વળ બનાવવા નિરંતર સુગુરૂની ઉપાસના કરવી.

**દયા મૂલ જિન ધર્મ, નવિ જાણ્યો તસ મર્મ**
**નવ તત્ત્વાદિકાએ, હેયાદિક ત્રિકાએ. ૧૪-૮૭**

હે સીમંધરદેવ ! દયા જેનું મૂલ છે. એવો જૈનધર્મ, તેના મર્મને હું સમજ્યો નહિ, નવતત્ત્વ તેના હેય, ઉપાદેય, જ્ઞેય આદિ ભાવો મેં જાણ્યા નહિ.

નવ તત્ત્વના વર્ણનમાં શ્રી વીતરાગ શાસનની લગભગ સર્વ વસ્તુઓ આવી જાય છે. નવતત્ત્વના નામઃ—

૧ જીવ. ૨ અજીવ. ૩ પુન્ય. ૪ પાપ. ૫ આશ્રવ.

૬ સંવર. ૭ નિર્જરા. ૮ બંધ. ૯ મોક્ષ.

પુન્ય અને પાપને આશ્રવમાં સમાવી દેતા સાત તત્ત્વ

ગણાય છે. અને જીવ, અજીવ એ તત્ત્વમા નવે તત્ત્વોનો સમાવેશ કરવામા આવે તો બે તત્ત્વ કહેવાય છે

જીવ, સવર, નિર્જરા, મોક્ષ આ ચાર તત્ત્વ કહેવાય છે અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, બધ એ પાચ અજીવતત્ત્વ કહેવાય છે.

૧ ચેતના લક્ષણવત જીવ, તેના ચાદ ભેદ છે

૨ ચેતના રહિત જડ પદાર્થ તે અજીવ તેના ચૌદ ભેદ છે

૩ શુભ વિપાક દેખાડનાર પુન્યતત્ત્વના બેતાલીશ ભેદ છે

૪ અશુભફળને આપનાર પાપ તત્ત્વને બ્યાશી ભેદ છે

૫ કર્મને આવવાના ઉપાય તે આશ્રવ, તેના બેતાલીસ ભેદ છે

૬ કર્મ આવતા અટકાવવાના ઉપાય, તે સવર તેના સત્તાવન ભેદ છે

૭ જીવથી કર્મને છુટા પાડવાના ઉપાય તે નિર્જરા તેના બાર ભેદ છે

૮ જીવનુ કર્મની સાથે દુધ અને પાણીની જેમ એકમેક થઈ જવુ તે બધ, તેના ચાર ભેદ છે

૯. જીવનું કર્મથી સર્વથા છુટા જઈ જવું, અત્યંત વિયોગ થવો એ મોક્ષતત્ત્વ, નવદ્વાર વડે એની પ્રરૂપણા કરવામાં આવી હોવાથી એના નવ ભેદ કહ્યા છે.

નવે તત્ત્વના સર્વ મળીને ૨૭૬ ભેદ થાય છે. તેમાં ૭ તત્ત્વના ૧૮૮ ભેદરૂપી છે, અને ચાર તત્ત્વના ૮૮ ભેદ અરૂપી છે. અજીવતત્ત્વના રૂપી અને અરૂપી બંને પ્રકારે ભેદો હોય છે.

સંસારી જીવના ચૌદ ભેદ, અજીવમાં પુદ્‌ગલના ચાર ભેદ, પુન્યના બેંતાલીશ, પાપના બ્યાશી, આશ્રવના બેંતાલીશ અને બંધના ચાર મળી ૧૮૮ ભેદરૂપી કહ્યા છે. જીવ જો કે પોતાના સ્વરૂપમાં હોય ત્યારે અરૂપી ગણાય, પણ સંસારી જીવ કર્મ ઉપાધિ સહિત હોવાથી અહીં રૂપી ગણવામાં આવ્યો છે. પુન્ય, પાપ આશ્રવ, પુદ્‌ગલ રૂપ હોવાથી રૂપી ગણાય છે.

અજીવના દશ, સંવરના સત્તાવન, નિર્જરાના બાર, અને મોક્ષના નવ એ અઠયાસી ભેદ અરૂપી કહ્યા છે, જો કે નવે તત્ત્વ જ્ઞેય એટલે જાણવા લાયક છે, પણ જાણીને કેટલાક હેય એટલે છોડવા લાયક, કેટલાક ઉપાદેય આદરવા લાયક છે.

જીવ અને અજીવ એ બે તત્વ જ્ઞેય છે.
પાપ, આશ્રવ અને બંધ એ ત્રણ હેય છે.
પુન્ય, સંવર, નિર્જરા અને મોક્ષ એ ચાર ઉપાદેય છે.

પુન્ય શુભ કર્મ પુદ્ગલ રૂપ હોવાથી આખર છોડવાનુ જ છે, પરંતુ મોક્ષ માર્ગમા સ્હાયક હોવાથી ઉપાદેય ગણાય છે

શ્રી જૈન શાસનમા જન્મેલા દરેક આત્માઓએ ટુંકાણમા અથવા વિસ્તારથી નવે તત્ત્વોનુ જ્ઞાન મેળવવુ બહુ જરૂરી છે,

તત્ત્વના જ્ઞાન વડે શ્રદ્ધાની સ્થિરતા થાય છે તત્ત્વજ્ઞાન વિના આત્મસ્વરૂપની ઓળખાણ થતી નથી. આત્માની જરા માત્ર સમજણ વિના ઉચ્ચ પ્રવૃત્તિ આદરી શકાતી નથી નવતત્ત્વનો અભ્યાસ પણ હેયને છોડવા અને ઉપાદેયને આદરવા માટે છે જીવ અને જડની વહેચણ કરવી, પરરમણીય પણામા પડેલ ચેતનને સ્વસ્વરૂપનુ ભાન કરાવી સ્વસત્તા તરફ લઇ જવો, એ એ નવતત્ત્વ જાણવાનુ સાર્થકય છે બધી ધર્મક્રિયાઓ પણ હેયને મુકવા અને ઉપાદેયને આદરવા માટે. અને આત્મતત્ત્વને વિકસાવવા માટે કરવાની હોય છે નવતત્ત્વ વગેરે દ્રવ્યાનુયોગના વિષયનુ જેમ વધુ મનન કરવામા આવે તેમ આત્મા અધિક આનંદ પામે છે પૂર્વના મહર્ષિઓ દ્રવ્યાનુયોગની વિચારણામા લાખો વર્ષના આયુષ્ય પસાર કરતા, અને સાચો આનંદ અનુભવતા. દરેક આત્મકલ્યાણના ઇચ્છકે જેમ બને તેમ તત્ત્વજ્ઞાન મેળવવામા હોશ રાખવી અને ઉદ્યમ કરવો વૈરાગ્ય, ક્રિયા અને શ્રદ્ધા ત્રણેની સ્થિરતા તત્ત્વજ્ઞાનથી થાય છે

૧. જીવ તત્ત્વ સંબંધી પહેલા કેટલુંક કહેવામા આવ્યુ છે સર્વે જીવોમાં ચેતના સરખી હોવાથી ચેતના લક્ષણવંત

જીવ એ વ્યાખ્યાએ એક ભેદ ગણાય. एगे आया સૂત્રનો ભાવાર્થ પણ સંગ્રહનયથી સર્વજીવો સરખા છે.

સર્વ જીવોના મોક્ષના અને સંસારી એમ બે ભેદ ગણાય છે, સંસારી જીવોના ત્રસ અને સ્થાવર એ ભેદ કહ્યા છે, એનું વર્ણન પ્રથમ આવી ગયું છે.

પુરૂપવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ એ ત્રણ વેદની અપેક્ષાએ જીવ ત્રણ ભેદે કહ્યા છે.

ચારગતિની અપેક્ષાએ જીવ ચાર ભેદે કહ્યા છે,

એકેંદ્રિયાદિ પંચેંદ્રિય સુધીની ગણત્રીએ પાંચ ભેદે ગણાય.

પૃથ્વીકાયાદિ છકાયની અપેક્ષાએ જીવના છ ભેદ કહેવાય.

એવી રીતે ચાદ ભેદ અહીં નવતત્ત્વની વ્યાખ્યામાં ગણવામાં આવ્યા છે. તે આ પ્રમાણેઃ—

૧ સૂક્ષ્મ એકેંદ્રિય અપર્યાપ્તા. ૨ સૂક્ષ્મ એકેંદ્રિય પર્યાપ્તા. ૩ બાદર એકેંદ્રિય અપર્યાપ્તા. ૪ બાદર એકેંદ્રિય પર્યાપ્તા. ૫ બેઇંદ્રિય અપર્યાપ્તા. ૬ બેઇંદ્રિય પર્યાપ્તા ૭ તેઇંદ્રિય અપર્યાપ્તા. ૮ તેઇંદ્રિય પર્યાપ્તા. ૯ ચઉરિંદ્રિય અપર્યાપ્તા. ૧૦ ચઉરિંદ્રિય પર્યાપ્તા. ૧૧ અસન્ની પંચેંદ્રિય અપર્યાપ્તા. ૧૨ અસન્ની પંચેંદ્રિય પર્યાપ્તા. ૧૩ સન્ની પંચેંદ્રિય અપર્યાપ્તા. ૧૪ સન્ની પંચેંદ્રિય પર્યાપ્તા.

આ ચૌદ જીવ સ્થાન કહેવાય છે જીવનુ જ્ઞાન થાય તો જીવદયા વિશેષપણે પાળી શકાય. જીવતત્ત્વના જ્ઞાન વિના હિંસા અહિંસાનુ સ્વરૂપ બરાબર સમજી શકાય નહિ, તેથી હિંસાથી બચાય નહિ અને અહિંસાને સાચી રીતે આચારી શકાય નહિ શ્રદ્ધા સહિત જીવાદિ-તત્ત્વોનુ જ્ઞાન આત્માને મહાઉપકારી થાય છે

૨ અજીવતત્ત્વ —જીવથી વિપરીત ચૈતન્ય રહિત, જડ તે અજીવ કહેવાય તેના મુખ્ય પાચ ભેદ છે ૧ ધર્માસ્તિકાય,

૨ અધર્માસ્તિકાય ૩ આકાશાસ્તિકાય ૪. કાલ ૫. પુદ્‌ગલાસ્તિકાય એમા પુદ્‌ગલાસ્તિકાય રૂપી અને બાકીના ચાર અરૂપી છે એ પાચની સાથે જીવ મેળવતા છ દ્રવ્ય કહેવાય છે કાલને પ્રદેશ નહિ હોવાથી અસ્તિકાય કહેવાય નહિ,

બાકીના પાચ અસ્તિકાય કહેવાય છે. પાચે અજીવદ્રવ્યની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ગુણથી વ્યાખ્યા આ પ્રમાણે –

ધર્માસ્તિકાય, દ્રવ્યથી એક, ક્ષેત્રથી ચૌદરાજલોક વ્યાપી, કાળથી અનાદિઅનત, ભાવથી વર્ણ, ગધ, રસ, સ્પર્શથીરહિત, ગુણથી ગતિમા સહાય આપનાર છે સ્વભાવથી ગતિ કરનાર જીવ અને પુદ્‌ગલને ગતિમા સ્હાય આપવાનો ગુણ ધર્માસ્તિકાયનો છે જેમ પાણીમા રહેલ માછલુ પાણી વિના ચાલી શકે નહિ તેમ ધર્માસ્તિકાય વિના જીવ તથા પુદ્‌ગલની ગતિ થઈ શકે નહિ

અધર્માસ્તિકાય, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ તથા ભાવથી ધર્માસ્તિકાય પ્રમાણે, એક, લોકવ્યાપી, અનાદિ અનંત અને વર્ણાદિરહિત છે. ગુણથી સ્થિતિમાં સ્હાય આપનાર છે. લોકમાં રહેલા જીવો અને પુદ્ગલોને સ્થિર રહેવામાં અધર્માસ્તિકાયની સહાય છે.

આકાશાસ્તિકાયઃ–દ્રવ્યથી એક, ક્ષેત્રથી લોકાલોકવ્યાપી, કાળથી અનાદિ અનંત, ભાવથી વર્ણાદિરહિત, ગુણથી અવકાશ આપનાર છે. જીવાદિ પાંચે દ્રવ્યોનો આધાર આકાશ છે. આકાશના લોકાકાશ અને અલોકાકાશ એવા બે ભેદ છે. આકાશ તો બધે એક જ છે. પણ બીજા પાંચ દ્રવ્યોના સંયોગવાળા આકાશને લોકાકાશ કહેવાય છે અને એકલા પોલાણથી ભરેલા વિભાગને અલોકાકાશ કહેવાય છે. લોક કરતાં અલોક અનંત ગુણો મોટો છે. કોઇ વિશાળ મકાનમાં એક નાનકડો કાચનો ગોળો લટકાવવામાં આવે એવી રીતે અલોકની વચ્ચે લોક રહેલો છે. લોકાકાશ જો કે અલોકાકાશના અનંતમા અંશે છે, છતાં એ પણ અસંખ્યાતા કોટાકોટી યોજન પ્રમાણે છે. બધા જીવો, પુદ્ગલો અને બીજા દ્રવ્યો એમાં રહેલા છે.

કાળઃ—દ્રવ્યથી એક, ક્ષેત્રથી લોકવ્યાપી, કાલથી એક સમયરૂપ, ભાવથી વર્ણાદિરહિત, ગુણથી નવાને જુનું કરનાર છે. વ્યવહાર કાળ ચંદ્રસૂર્યાદિના ફરવાથી દિવસ, રાત્રી આદિ ગણાય છે તે પીસ્તાલીસલાખ યોજન પ્રમાણે મનુષ્ય ક્ષેત્રમાં

હોય છે એના પલ્યોપમ, સાગરોપમ, ઉત્સર્પિણી વગેરે ભેદોનુ વર્ણન પ્રથમ આવી ગયુ છે નિશ્ચયકાળ બધા દ્રવ્યોની વર્તનાને કહેવામા આવે છે.

પુદ્ગલ—દ્રવ્યથી અનત, ક્ષેત્રથી લોકવ્યાપી, કાળથી પરમાણુ અનાદિ અનત અને સ્કધ સાદિ સાત, ભાવથી વર્ણ, ગધ,રસ, સ્પર્શ, સસ્થાન સહિત, ગુણથી ભેગા થવુ અને વિખરાવુ એ સ્વભાવવાળુ, પુદ્ગળ દ્રવ્ય છે શબ્દ, અધારૂ અજવાળુ, છાયા, તડકો, શરીર, ઘર, ધન, નગર, દેશ એ બધી પુદ્ગળથી બનેલ વસ્તુઓ છે

આ પાચે અજીવ દ્રવ્યના બધા મળીને ચૌદ ભેદ છે

ધર્માસ્તિકાયના સ્કધ, દેશ અને પ્રદેશ એ ત્રણ ભેદ છે

લોકવ્યાપી સંપૂર્ણ ધર્માસ્તિ એ સ્કધ કહેવાય, એના અમુક વિભાગને દેશ કહેવાય અને એના નાનામા નાના વિભાગને પ્રદેશ કહેવાય.

અધર્માસ્તિકાયના પણ એ પ્રમાણે ત્રણ ભેદ જાણવા

આકાશાસ્તિકાયના પણ એજ રીતે ત્રણ ભેદ કહેવા

કાલ એ પ્રદેશનો સમુહ નથી માટે અસ્તિકાય કહેવાતો નથી એનો એકજ ભેદ જાણવો

પુદ્ગળના સ્કધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એ ચાર ભેદ કહ્યા છે ઘણા પરમાણુનો બનેલો સ્કધ હોય છે

સ્કંધો અનંતા છે. નાનામાં નાનો કણીયો એ પણ અનંત પરમાણુનો સ્કંધ છે. સ્કંધની અંદર રહેલા અમુક વિભાગને દેશ કહેવાય, અને સ્કંધની સાથે રહેલા નાનામાં નાના વિભાગને પ્રદેશ કહેવાય. છુટા રહેલા પ્રદેશને પરમાણુ કહેવાય પ્રદેશ અને પરમાણુ બંને સરખા છે, પણ પરમાણુ સ્કંધથી છુટો હોય છે, પ્રદેશ સ્કંધમાં જોડાયેલો હોય છે. બે પરમાણુનો સ્કંધ દ્વયણુક ત્રણ પરમાણુનો સ્કંધ ત્ર્યણુક, એવી રીતે ચતુરણુક, પંચાણુક, અનુંક્રમે દશાણુક, શતાણુક, લક્ષાણુક, સંખ્યાતાણુક, અસંખ્યાતાણુક, સ્કંધો હોય પણ તે વ્યવહારમાં આવતા નથી અનંતાણુક સ્કંધો વ્યવહારમાં ઉપયોગી થાય છે. દેહ, ભાષા, મન, અને બીજા બધા દેખાતા જડ પદાર્થો બધા પુદ્‌ગલ પરમાણુની રચના છે. જીવ અને જડ એ બે સિવાય જગતમાં કાંઈ નથી, આત્મા પોતાનાથી પર એવા પુદ્‌ગલના સંસર્ગ તથા મોહથી દુઃખી થાય છે, પોતાના નથી એવા શરીર, ધન, કુટુંબ, પરિવાર, મેડી, હવેલી વગેરેની મમતામાં જકડાય છે, પોતે મુંઝાય છે અને બીજાને મુંઝવવાના પ્રયત્ન કરે છે. પુદ્‌ગલનો મોહ છોડવો અથવા ઓછો કરવો, એ અજીવતત્ત્વ જાણવાનું ફલ છે.

ત્રીજું પુન્ય તત્વઃ—જીવને શુભ ફલ આપે, તે પુન્ય કહેવાય છે. પુન્ય નવ પ્રકારે બંધાય છે. ઉત્તમ સુપાત્ર આત્માર્થી સાધુઓની અને ઉપલક્ષણુથી ચતુર્વિધ સંઘમાં રહેલ સર્વ આત્માઓની જ્યાં જ્યાં જેવી રીતે ઘટી શકે તેવી રીતે ભક્તિ, ઉપાસના

કરવી એના નવ પ્રકાર કહ્યા છે ૧ અન્નદાન ૨ પાણીનુ દાન ૩ વસતિ રહેવાનુ સ્થાન તેનુ દાન ૪ વસ્ત્ર દાન ૫ શય્યા–સથારા–પાટ–પાટલા વગેરેનુ દાન ૬. ઔષધ-દાન ૭ તેમના પ્રત્યે મનમા બહુમાન રાખવાથી. ૮ વચનથી નિંદાનો ત્યાગ અને ગુણગાન કરવાથી ૯ કાયાથી બનતી સેવા કરવાથી આ નવ પ્રકારે પુન્ય બધાય છે

શ્રાવકને યોગ્ય કર્તવ્યો બધા પુન્યબધના કારણ ગણી શકાય પ્રભુભક્તિ, રથયાત્રા, તીર્થયાત્રા, સઘજમણ, ઉજમણા, ઉપધાનની ક્રિયાની વ્યવસ્થા તથા ભક્તિ, સ્નાત્ર મહોત્સવો, મહોટી પૂજાઓ, પર્વ દિવસોની જાહેરાત પૂર્વક સઘ સમુદાય સહિત આરાધના આ બધા કાર્યો પુન્ય બાધવાના ઉપાયો છે પુન્યના બે ભેદ છે ૧ પુન્યાનુબધિ પુન્ય ૨ પાપાનુબધિ પુન્ય પૂર્વના પુન્યના ઉદયથી મળેલી સામગ્રીનો સન્માર્ગમા ઉપયોગ થાય એ વસ્તુઓ પુન્યાનુબધી પુન્યના ઉદયથી મલી છે, એમ કહેવાય, પૌદ્ગલિક સુખની આશસા વિના આત્મકલ્યાણના ધ્યેયને રાખીને કરવામા આવતી ધર્મની આરાધના વડે પુન્યાનુબધી પુન્ય બધાય છે એના ઉદયે મળેલી સામગ્રીમા આત્મા મુંઝાતો નથી મળેલા ધન, શરીર, અધિકાર વગેરેનો ઉપયોગ પોતાના આત્માના કલ્યાણ અને જગતના હિત માટે કરે છે. સપત્તિમા અભિમાન હોતુ નથી જ્યા જ્યા ઉચિત હોય ત્યા જોડવાની બુદ્ધિ થયા કરે છોડતા આનદ થાય, પોતાના હાથે સર્વસ્વ ત્યાગનો પ્રસગ પણ આવી જાય આથી પુન્યાનુબધિ પુન્યથી

મળેલી સામગ્રીજ સુખના સાચા સાધન તરીકે ગણાય છે. આત્માને મુક્તિમાર્ગમાં સ્હાય કરનાર હોવાથી પુન્યાનુબંધિ પુન્ય હંમેશા ઉપાદેય છે.

પાપાનુબંધિ પુન્યના ઉદયે લક્ષ્મી આદિ સાધનો મળે, પણ તેનો સંચય કરવાનીજ બુધ્ધિ થાય, પોતાના શરીર, કુટુંબપરિવાર, મોજમજાહ આદિમાં ખરચાય. પણ ધર્મના કાર્યમાં ઉપયોગ ન આવે. દૃષ્ટિ સંમોહથી ધર્મના નામે ચાલતા પાપકાર્યોમાં સ્હાય આપવાનું દીલ થાય. સાચા ધર્મકાર્યો પ્રત્યે અરૂચિ હોવાથી તેમાં ખરચવાનું મન થાય નહિ. પૂર્વના કોઈ સુકૃતના યોગે આ ભવમાં મળી ગયું છે. પણ પાપાનુબંધી પાપના સાધનો સત્યમાર્ગ સૂઝવા દેતા નથી. અજ્ઞાનતા અને વિષયપિપાસાથી ભરેલા જગતમાં એ પ્રકારની સંપત્તિવાળા આગળ પડતા જણાય, પરંતુ તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિએ તો પામરજ ગણાય. અજ્ઞાનકષ્ટ કરનાર, સાંસારિક સુખની પ્રબળ ઇચ્છાથી ધર્મ આચરનાર, તેમજ નિયાણા કરનાર વગેરેને પ્રાયઃપાપાનુબંધી પુન્ય બંધાય છે. જગતમાં કહેવત પડી ગઇ છે કે 'તપેસરી રાજેસરી, રાજેસરી નરકેસરી.' એટલે તપના પ્રભાવે રાજા થાય અને રાજા નરકે જાય. પણ એ તપ રાજા થવાને માટેજ કરાયો હોય તો પરિણામે નરકમાં લઈ જાય. આત્માના શ્રેયને માટે કરાયેલી તપશ્ચર્યાના પરિણામે આત્મલક્ષ્મી અને રાજ્ય, ધન વગેરે બાહ્ય લક્ષ્મી પણ મળે, પરંતુ એ બાહ્યલક્ષ્મી માગીને મેળવેલી નથી. તેથી સંસારમાં પાડતી નથી. એવું સમજીને પુણ્યાનુબંધી

પુણ્યના માર્ગને સ્વીકારવા અને પાપાનુબધી પુણ્યના રસ્તા છોડવા જે કાઇ મળે તે પુન્યનો ઉદય હોય તો મળે, પણ અનુબધ પાપનો ન થઇ જાય એ લક્ષ્યમા લેવા લાયક છે

પુન્યભોગવવાના બેતાલીસ પ્રકાર છે આઠ કર્મની પ્રકૃત્તિઓના પેટાભેદ એટલે ઉત્તર પ્રકૃત્તિઓ ૧૫૮ છે તેમાથી ૧૨૦ બધની અપેક્ષાએ કહેલ છે તેમા ચાર આઘાતી કર્મની પ્રકૃતિઓ શુભ અને અશુભ હોવાથી શુભને પુન્યપ્રકૃતિ કહેવામા આવી છે ચાર ઘાતી કર્મની પ્રકૃતિઓ અશુભ જ માનવામા આવી છે એટલે પુન્યપ્રકૃતિમા આઘાતી કર્મ અને પાપપ્રકૃતિમા ઘાતી, અઘાતી બધા કર્મની પ્રકૃતિઓ ગણવામા આવી છે

## બેતાલીસ પુન્ય પ્રકૃતિઓ:—

૧ શાતાવેદનીય આ એક વેદનીય કર્મની ૨ દેવાયુ ૩ મનુષ્યાયુ ૪. તિર્યંચાયુ આ ત્રણ આયુકર્મની ૫ ઉચ્ચગોત્ર. આ એક ગોત્રકર્મની. હવે બાકીની સાડત્રીસ નામકર્મની ૬ દેવગતિ ૭ દેવાનુપૂર્વી ૮ મનુષ્યગતિ ૯ મનુષ્યાનુપૂર્વી ૧૦ પચેદ્રિયજાતિ ૧૧ ઔદારિકશરીર ૧૨ વૈક્રિયશરીર. ૧૩ આહારકશરીર ૧૪. તૈજસશરીર ૧૫ કાર્મણશરીર ૧૬ ઔદારિકઅગોપાગ ૧૭ વૈક્રિયઅગોપાગ ૧૮. આહારક અગોપાગ ૧૯. વજ્રઋષભ નારાચ સઘયણ ૨૦. સમચતુરસ્ત્ર સસ્થાન ૨૧, વર્ણનામકર્મ ૨૨ ગધનામ ૨૩ રસનામ ૨૪ સ્પર્શનામ ૨૫ અગુરૂ લઘુનામકર્મ

૨૬. પરાઘાત. ૨૭. ઉચ્છ્વાસ. ૨૮. આતપ. ૨૯. ઉદ્યોત. ૩૦. નિર્માણ. ૩૧. તીર્થંકર નામકર્મ. ૩૨. શુભ વિહાયોગતિ. ૩૩. ત્રસ નામ. ૩૪. બાદર. ૩૫. પર્યાપ્ત. ૩૬. પ્રત્યેક. ૩૭. સ્થિર. ૩૮. શુભ, ૩૯. સૌભાગ્ય. ૪૦. સુસ્વર. ૪૧. આદેય. ૪૨. યશઃ કીર્તિ નામકર્મ.

આ બેંતાલીસ પ્રકૃતિઓનો ભોગવટો પુન્યોદય કહેવાય છે. આમાં આતપનામકર્મ આવી જાય છે. કોઈપણ સાધુ, નેતા કે અધિકારીની સારી છાપ જનતા ઉપર પડતી જોઈને કેટલાક અજ્ઞાની જીવો બોલે છે કે 'અમુકને આતપ નામનો ઉદય છે' પણ સમજવું જોઈએ કે આતપ નામકર્મનો ઉદય મનુષ્યને હોતો નથી. આતપ નામકર્મનો ઉદય તો ફક્ત સૂર્યના વિમાનમાં રહેલા રત્નો જે એકેંદ્રિય પૃથ્વીકાય જીવો હોય છે. તેમને જ હોય છે, બીજા કોઈપણ જીવોને આતપનો ઉદય હોતો નથી. એ રત્નો સ્પર્શ કરવાથી ઠંડા લાગે છે, પણ એનો પ્રકાશ ઉષ્ણ પડે છે. આ સિવાય બીજા કોઈને આતપ નામનો ઉદય ન કહેવાય. પરાઘાત, સૌભાગ્ય આદેય, યશઃ કીર્તિ આદિ નામ કર્મનો ઉદય કહી શકાય.

પુન્ય પણ આશ્રવ હોવાથી છોડવા લાયક છે, એમ જે કહેવાય છે તે એક અપેક્ષાએ સાચું હોવા છતાં સર્વત્ર એ વાત સ્વીકારવા જેવી નથી. "પાપ અને પુન્ય બંને આત્માને બંધનરૂપ છે. પાપ લોઢાની બેડી છે, પુન્ય સોનાની બેડી છે,

બ નેનો નાશ થયા વિના જીવ મુક્તિ પામે નહિ માટે બ ને છોડવા લાયક છે ” આવી વાતો આત્માની ઉચ્ચ દશાએ પહોચેલાએ અવશ્ય વિચારવાની છે.

સમસ્ત સ સાર જેના અ તરમાં હેયરૂપે જચી ગયો હોય છે, તેવા ત્યાગી પુરૂષો પુન્યને પણ સ્વીકારવા યોગ્ય માનતા નથી છતા એમના ગુણસ્થાનકની પરિણતિને લઇને પુન્ય પ્રકૃતિઓનો બ ધ થયા જ કરે છે. કારણ કે જીવને બ ધનો સર્વથા અભાવ ચૌદમા ગુણસ્થાનકે હોય છે. તેરમે ગુણસ્થાને કેવલ જ્ઞાનીપણામા પણ એક શાતાવેદનીય નામની પુન્ય પ્રકૃતિનો બ ધ હોય છે. એથી સ્હેજ નીચી દશાવાળા દશમા ગુણસ્થાનકવાળાને પણ પુન્ય પ્રકૃતિનો બ ધ હોય છે,

વર્તમાન કાળના જીવોને વધારેમા વધારે ગુણસ્થાનક હોય તો સાતમુ હોઇ શકે છે પણ સાતમાનો કાળ બહુ અલ્પ હોવાથી વિશેષે કરીને છઠ્ઠા ગુણસ્થાનકનો સ ભવ ઉચ્ચ કોટિના ત્યાગી મહાત્માંઓમા ગણાય. એમને પણ બ ધ તો હોય જ છે તો પછી દુનિયામા રહેલા, આર ભ, પારગ્રહની પ્રવૃત્તિમા પડેલા આત્માઓ, જે નિર તર પાપબ ધમા જકડાયેલા હોય છે તેમની આગળ પુન્યબ ધનો સ્થાનકો હેય છોડવા લાયક છે, એમ સમજાવવુ એ એમની રહીસહી ધર્મપ્રવૃત્તિનો નાશ કરવા જેવુ છે સ સારમાં રાચેલા જીવો સદાય પાપબ ધના કારણોમાં ડૂબેલા હોય છે, તેમને પુન્યકાર્યો પ્રત્યે તથા પ્રકારની અરૂચિ સ સારના રસને

લઇને પ્રથમથી હોય છે જ, તેમાં પુન્ય પણ હેય છોડવા લાયક છે, એવું સાંભળે એટલે દયા, દાન, દાક્ષિણ્ય, પરોપકાર, સજ્જનતા આદિ ગુણોની પરવા રહે નહિ.

પાપના કામ છૂટે નહિ. વ્યવહાર, વેપાર, વિષય, મોજશોખ, ઇંદ્રિયપોષણ વગેરે પૂરજોશમાં ચાલતા રખાય, અને દાનાદિ પુન્યના કાર્ય આવે એટલે હેય માની લેવાય, તો એક પણ ધર્મ પ્રવૃત્તિ ટકી શકે નહિ, માટે જગતની જંજાળમાં જકડાયેલા જીવોને પાપ છોડવા લાયક છે, એ ઉપદેશ પગલે પગલે આપવો જોઈએ જીવને અનાદિ કાળથી પાપ પ્રવૃત્તિ ચાલુ છે. એમાંથી બચવા માટે પુન્યના કામો નિરંતર ચાલુ રાખવા જોઈએ.

કાંટાને કાઢવા કાંટની જરૂર પડે અટવી પસાર કરવામાં ભીલ લુંટારાથી બચવા માટે તેનીજ જાતિના વોળાવીયાની જરૂર પડે. એવી રીતે પુન્ય જો કે આપણું સ્વસ્વરૂપ તો નથીજ. અંતે તો મુકવાનું છે, પણ અત્યારે નહિ. અત્યારે હેય માની અનાદર કરવામાં આવે તો પાપ પ્રવૃત્તિમાંથી ઉંચા અવાય નહિ. જ્યાં સુધી મનવચન કાયાના યોગો ચાલુ છે, ત્યાંસુધી એને શુભ માર્ગે વાળવા જોઈએ. જ્યાં યોગક્રિયા બંધ થશે ત્યાં પુન્ય પાપ એકેનો વિચાર નહિ રહે. પુન્ય બંધ એ સંસારમાં રખડાવનાર છે, એવું એકાંતે કહેવાય નહિ પાપબંધ તો એનાથી પણ વધારે ભટકાવનાર છે. પુન્યબંધે તો દુનિયાના સુખો આપ્યા છે, અને પાપબંધે તો દુર્ગતિના દુઃખો દેખાડયા છે

પુન્યાનુબંધી પુન્ય મોક્ષમાર્ગમા અટકાવનાર નથી પણ સ્હાયક છે. મુકિતના આશયથી સવર નિર્જરાની ક્રિયા કરનારને પણ પુન્યનો બધ થયા વગર રહેતો નથી ખેતીમા જેમ ઇચ્છા અનાજની હોવા છતા શરૂઆતમા ઘાસ થાય, છેવટે અનાજ મળે. અનાજ મળ્યા પહેલા ઘાસ કાપી નાખે તો અનાજ ન મળે તેમ આત્મા જ્યાં સુધી પોતાના ધ્યેયને પામી શકયો ન હોય ત્યાસુધી પુન્યાનુબધી પુન્યને તરછોડાય નહિ અપેક્ષાએ પુન્યને ધર્મ કહી શકાય એથી જગતમા પુન્યના કાર્યોને ધર્મરૂપે ઓળખાવાય છે, તે તે નયની અપેક્ષાએ વ્યાજબી છે

"એક નિશ્ચય નયની માન્યતા સાચી' અને બીજા નયો ખોટા" આવુ બોલનારા માનનારા, પ્રચારનારા શ્રી જૈન શાસનના મર્મને સમજ્યા નથી એમ કહેવાય શૈલેશીના અતે આત્માને નિશ્ચય ધર્મની પ્રાપ્તિ થાય એના સાધન જે જે ગુણસ્થાનકની અપેક્ષાએ હોય તે તે ગુણસ્થાનકે તેને ધર્મ કહી શકાય આથી પુન્યાનુબધિ પુન્યના કર્તવ્યો શ્રાવકોને કરવા યોગ્ય કહ્યા છે મુનિનો માર્ગ સવર નિર્જરાનો, એમા પણ પુન્યાનુબધિ પુન્યબધના હેતુઓ ઘણા છે સરાગ સયમ એ પણ પુણ્યબધનુ કારણ બને કે પાપને પુન્ય બનેનો નાશ ઇચ્છનારે પહેલા પાપને છોડવુ અને બને તેટલા પુન્ય કર્તવ્યો કરવા તે તે કર્તવ્યોમાં ધ્યેય તો આત્મશુદ્ધિ અને પરિણામે મુકિતનુ રાખવાનુ છે પાપ ઘટતા પુન્ય વધશે, જેથી ઉત્તરોત્તર

વિશેષે કરીને ધર્મના સાધનો પમાશે, આરાધક ભાવ આવશે છેવટ પુન્ય પાપ બંનેનો ક્ષય કરવાનું સામર્થ્ય આવશે, પછી આત્માને કશું કરવાનું કરશે નહિ. ત્યાં સુધીમાં કરવા યોગ્ય દાન, દયા. વ્રત, તપ, શીલ, સંયમ, ભકિત ત્યાગ વૈરાગ્ય આદિ અનેક ધર્મકર્તવ્ય આદરવા યોગ્ય છે. એને મુકવાથી પાંગળો અજાણ્યા રસ્તામાં લાકડીનો ટેકો મૂકીને હેરાન થાય એવી દશા રહેશે. "ઘરનો નહિ ને ઘાટનો નહિ" એવી હાલત આવી પડશે જેઓ નિશ્ચય, પામી શકતા નથી, અને ઉચિત વ્યવહારના આલંબનને પણ છોડી દે છે તેઓ સંસાર સાગરમાં પાટીયા વગરના બની ડૂબી મરે છે. સંસારનો રાગ કાપવા માટે ધર્મનો રાગ અવશ્ય જોઈશે ધર્મ પ્રત્યેનો રાગ, દુન્યવી રાગ રૂપી ઘાસના જથ્થાને બાળવા માટે અગ્નિ સમાન છે. બાળવાની વસ્તુ બળી રહ્યા પછી અગ્નિ સ્વયમેવ શાંત થઈ જાય તેમ જગત પ્રત્યેના રાગનો નાશ કરી એ રાગ પણ એના અવસરે સ્વયં ચાલ્યો જશે એને કાઢવા એટલો બધો પુરુષાર્થ કરવો નહિ પડે. ખરો પુરુષાર્થ અત્યારે આરંભ પરિગ્રહાદિ પાપકાર્યોથી આત્માને પાછો વાળવા માટે કરવાનો છે પાપકાર્યોથી બચાય તેમ આત્મબળ વધશે. છેવટ સર્વ પરવસ્તુથી છુટા થઇ શકાશે અને આત્માનંદમાં ઝીલી શકાશે શ્રી વીતરાગ શાસનનો આ રાજમાર્ગ છે. એને કોઈ કાળે મુકી શકાય નહિ. વિચારક ગણાતા આત્માઓ વાતો કરીને બેસી ન રહેતા, પોતાની સમજણને સક્રિય બનાવે એવા ઉત્તમ આશયથી આટલી વાત વિચારવામાં આવી છે.

પાપતત્ત્વ —આત્માને મલીન બનાવે અને અશુભ ફળ આપે તે પાપ કહેવાય છે પાપ અઢાર પ્રકારે બધાય છે તે અઢાર પાપસ્થાનકથી ઓળખાય છે. તેના નામો પ્રથમ કહ્યા છે. તે બધામા સૌથી છેલ્લુ મિથ્યાત્વનામનુ પાપ સ્થાનક સહુથી મોટુ છે મિથ્યાત્વથી વિપરીત બુદ્ધિવાળા જીવો પાપને પાપ માનવા જેટલી પણ તૈયારીવાળા હોતા નથી .આ પાપના સ્થાનકોને પગલે પગલે ઓળખી તેનાથી બચવા ઉદ્યમ કરવા યોગ્ય છે

પાપ ભોગવવાના બ્યાશી ભેદ કહ્યા છે તેમા આઠે કર્મની પ્રકૃતિ આવે છે. તેના નામ ૧. મતિજ્ઞાનાવરણીય ૨ શ્રુતજ્ઞાનાવરણીય ૩ અવધિજ્ઞાનાવરણીય. ૪. મન પર્યવજ્ઞાનાવરણીય ૫ કેવલજ્ઞાનાવરણીય. એ પાચ જ્ઞાનાવરણીય કર્મની પ્રકૃતિઓ ૬ ચક્ષુદર્શનાવરણીય ૭ અચક્ષુદર્શનાવરણીય ૮ અવધિદર્શનાવરણીય ૯ કેવલદર્શનાવરણીય ૧૦ નિદ્રા ૧૧ નિદ્રા નિદ્રા ૧૨ પ્રચલા ૧૩. પ્રચલા પ્રચલા ૧૪ થિણુદ્ધિ એ નવ દર્શનાવરણીય કર્મની પ્રકૃતિઓ ૧૫. અશાતા વેદનિય એ એક વેદનિય કર્મની પ્રકૃતિ ૧૬ મિથ્યાત્વ મોહનીય. ૧૭. અનતાનુબધી ક્રોધ ૧૮ માન ૧૯ માયા ૨૦ લોભ. ૨૧ અપ્રત્યાખ્યાના વરણીય ક્રોધ ૨૨. માન ૨૩. માયા ૨૪ લોભ ૨૫ પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ. ૨૬ માન. ૨૭ માયા ૨૮. લોભ ૨૯. સજ્વલન ક્રોધ. ૩૦. માન ૩૧ માયા ૩૨. લોભ ૩૩. હાસ્ય ૩૪ રતિ. ૩૫. અરતિ ૩૬ ભય ૩૭ શોક. ૩૮ દુગછા

૩૯. સ્ત્રી વેદ. ૪૦. પુરૂષ વેદ. ૪૧. નપુંસક વેદ. આ છવ્વીશ પ્રકૃતિઓ મોહનિય કર્મની છે. તેમાં પુરૂષ વેદ અને રતિ મોહનીય. એ બેને તત્ત્વાર્થમાં શુભ પ્રકૃતિમાં ગણ્યા છે. ૪૨. નરકાયુ એ એક આયુકર્મની પ્રકૃતિ. ૪૩.તિર્યંચગતિ. ૪૪. નરકગતિ. ૪૫. એકેંદ્રિય જાતિ. ૪૬. બેઇંદ્રિયજાતિ. ૪૭. તેઇંદ્રિયજાતિ. ૪૮. ચઉરિંદ્રિયજાતિ નામકર્મ. ૪૯. ઋષભનારાચ. ૫૦. નારાચ. ૫૧. અર્દ્ધનારાચ. ૫૨. કીલિકા. ૫૩. છેવઠું એ પાંચ સંઘયણ. ૫૪. ન્યગ્રોધ પરિમંડલ, ૫૫. સાદિ. ૫૬. કુબ્જ. ૫૭. વામન. ૫૮. હુંડક એ પાંચ સંસ્થાન. ૫૯. વર્ણ. ૬૦. ગંધ. ૬૧. રસ. ૬૨. સ્પર્શ ૬૩. તિર્યંચાનુપૂર્વી. ૬૪. નરકાનુપૂર્વી. ૬૫ અશુભવિહાયોગતિ. ૬૬. ઉપઘાત નામકર્મ. ૬૭. સ્થાવર. ૬૮. સૂક્ષ્મ. ૬૯. અપર્યાપ્ત. ૭૦. સાધારણ ૭૧. અસ્થિર ૭૨. અશુભ. ૭૩. દુર્ભાગ્ય. ૭૪. દુઃસ્વર. ૭૫. અનાદેય. ૭૬. અપજશનામકર્મ એ ચોત્રીશ પ્રકૃતિ નામકર્મની. ૭૭. નીચગોત્ર. એ એક ગોત્ર કર્મની. ૭૮. દાનાંતરાય. ૭૯. લાભાંતરાય. ૮૦. ભોગાંતરાય. ૮૧. ઉપભોગાંતરાય. ૮૨. વીર્યાંતરાય. એ પાંચ અંતરાય કર્મની પ્રકૃતિઓ છે. સર્વ મળી બ્યાશી પાપ પ્રકૃતિ કહી છે એના ભોગવટા વખતે આત્મા કલેશને અનુભવે છે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ પુન્ય, પાપ બનેમાં ગણવામાં આવ્યા છે. તે પુન્યમા શુભવર્ણાદિક અગીઆર સમજવા અને પાપમાં અશુભ વર્ણાદિક નવજાણવા. અઢાર પાપસ્થાનકના પ્રતાપે બંધાયેલ અશુભકર્મના ઉદયથી જગતમાં દુઃખો સહન કરવા પડે છે.

જેમ પુન્યના બે ભેદ કહ્યા છે, તેમ પાપના પણ બે ભેદ છે ૧ પુણ્યાનુબધિપાપ. ૨ પાપાનુબધિપાપ

પૂર્વે કરેલા કોઇ દુષ્ટકર્મના ઉદયે વર્તમાનમાં દુખી અવસ્થા હોય, તેને સમભાવે સહન કરી દીનતાનો લેશમાત્ર સ્પર્શ કર્યા વિના, જેમ બને તેમ આત્મકલ્યાણુની પ્રવૃત્તિમાં રક્ત રહી જીવન વીતાવે. એ પુન્યાનુબધિ પાપના ઉદયવાળા જીવો કહેવાય એ સબધમા પુણીયા શ્રાવકનુ દષ્ટાત ઘણુ અનુકરણીય છે પ્રભુનો સાચો સેવક સાસારિક ગમે તેવી અવસ્થામા હોય તો પણ અતરથી દુખી હોતા નથી આત્માર્થીની બાહ્યદશા ગમે તેવી હોય તો પણ અંતરદશા આરાધના આનદથી ભરપૂર હોય પાપના ઉદયે સાધનો ન મળે, ઓછા મળે, મળીને ચાલ્યા જાય તો પણ ચિંતા થાય નહિ, બેકારીની બૂમો પાડે નહિ, સુખીની ઈર્ષ્યા ન કરે પૂર્વના પાપના ઉદયે બેકારી આવે, એને ટાળવા માટે વધારે પાપ કરવા માટે દોડવુ વ્યાજબી નથી. જેમ બને તેમ પાપકાર્યોથી બચવુ એજ દુખો ટાળવાનો ઉપાય છે

પૂર્વના પાપના ઉદયે વર્તમાનમા દુર્દશા હોય, અને વધુ પાપમા પડતો જાય, એને પાપાનુબધી પાપનો ઉદય કહેવાય આમા દષ્ટાત રાજગૃહીના ભિખારીનુ છે કહ્યુ છે કે –

"રાજગૃહી નગરે રે, દ્રુમક એક ફરે,
ભિક્ષાચર વૃતિએ રે, દુખે પેટ ભરે
લાભાતરાયે રે. લોક ન તાસ દીયે,
શિલા પાડતો રે, પહોતો સાતમીયે"

રાજગૃહી નગરીમાં એક ભિખારી હતો. ઘરે ઘરે ભિખ માગવા છતાં પેટ પુરતું મળે નહિ. લોકો અનેક ચીજો ખાય. આના પાપોદયે કોઈને દેવાનું મન ન થાય. અથવા એ લેવા પહોંચે ત્યાં વસ્તુ ખુટી પડે. એથી આખા નગરના માણસો ઉપર રોષ આવ્યો. એક વખત રાજગૃહી નગરીના લોકો વૈભારગિરિની તલેટીમાં ઉજાણી કરવા ગયા. ત્યાં ખાય, પીયે અને હસે રમે છે. ભિખારી ત્યાં પહોંચ્યો. માગવા છતાં મળતું નથી. ઇર્ષ્યા વધે છે. "બધા લોકો નિષ્ઠુર છે, પાપી છે, નિર્દય છે, મારૂં દુઃખ જોઇને હસનારા છે, માટે બધાને મારી નાખું." આવી ભયંકર વિચારણા આવી. અજ્ઞાની જીવને બીજું શું સૂઝે ? ક્રોધ અને ઇર્ષ્યાથી બળતો તે પહાડ ઉપર ચડયો. એક મોટી શિલા જોઇ. આ શિલા ગબડાવીને બધા લોકોને ચાંપી નાખું એ ભાવનાએ શિલાને ધક્કો માર્યો. ભાગ્ય વાંકા, તેથી પોતે જ શિલાની આગળ પડયો. પોતાની નાખેલી શિલાથી પોતે જ ચંપાઈ મુઓ. રૌદ્રધ્યાન હોવાથી મરીને સાતની નરકે ગયો. દુઃખ વખતે દુષ્ટ ભાવના ન રાખવી એ ઉપરના દ્રષ્ટાંતથી સમજવાનું છે.

કેટલાક અજ્ઞાની જીવોની વર્તમાનમાં એ દશા જોવાય છે, કે પુન્યના ઉદયથી જે સુખી હોય તેની ઈર્ષ્યા કરીને બળે છે, એના સુખનો નાશ કરવા પ્રયત્ન કરે છે. પણ એટલોએ વિચાર આવતો નથી કે સામાના પુન્યનો ઉદય

જાગતો હોય ત્યાસુધી ગમે તેટલા કષ્ટમાં નાખવાના પ્રયત્નો સફળ નહિ થાય. બીજાને સુખી કે દુ ખી કરી નાખવાની શકિત આપણામા નથી. મલીન વિચારણાથી આપણે જ દુ ખી થવાનુ છે બેકારીની બૂમો મારનારા કેટલાકની નજર ધર્મસ્થાનો ઉપર પડે છે. ધર્મ ક્રિયા, તેને કરનારા, કરાવનારા બધા પ્રત્યે ઇર્ષ્યા અને નિંદા કરે છે તે વખતે તો સાચા વિચારકની દ્રષ્ટિએ બહુદયા પાત્ર બને છે. "અમને આપે નહિ અને ધર્મકાર્યમા ખરચે છે માટે એમનો ખોટો વ્યય છે" આવુ બોલનારા માનનારા, લખનારા બહુજ હીનદશામા ઉતરી જાય છે પૂર્વ આરાધના નથી કરી માટે તો અહીં દુર્દશા છે, આ ભવમા કરેલી ધર્મની નિંદા કયા લઇ જશે, એ વિચારીને ઇર્ષ્યા અને નિંદાથી બચવું જરૂરી છે નહિ તો પાપનો ઉદય, અનુબ ધ પણ પાપનો કરાવશે જેનુ પરિણામ બહુ ભયકર આવશે

ઉપર કહેલી બ્યાશી પાપ પ્રકૃતિમાથી કોઇને કોઇ પ્રકૃતિનો ઉદય આવશે ત્યારે મુઝવણ વધે નરકગતિ, નરકાયુ એ પણ પાપના ઉદયે આવે, ત્યા કેવા ફળો ભોગવવાના છે, તેનુ કિંચિત્ વર્ણન આગળ આવી ગયુ છે. દુ ખ કોઇને ગમતુ નથી દુ ખના મૂલરૂપ પાપને છોડયા વિના દુ ખ ટળી શકે નહિ એવુ સમજીને પાપના પ્રસગથી અલગ રહી આત્માને ઉજ્વળ રાખવો એ પાપતત્ત્વ સમજવાનુ ફળ છે

આશ્રવ:—આત્મામાં કર્મનું આવવું તે આશ્રવ કહેવાય. આવવાના રસ્તાને પણ કારણમાં કાર્યનો, ઉપચાર કરીને આશ્રવ કહેવામાં આવે છે. પુન્ય અને પાપ આશ્રવમાં સમાઈ જાય છે. સંસારનું મૂલ આશ્રવ છે. આશ્રવરૂપી નાળા જ્યાં સુધી ખુલ્લા હોય ત્યાં સુધી જીવરૂપી સરોવરમાં કર્મરૂપી પાણી ભરાયા કરે. એના બેંતાલીશ ભેદ છે. ૧ થી ૫ પાંચઇંદ્રિયને છુટી મુકવી. ૬ થી ૯ ચાર કષાયને પરાધીન રહેવું. ૧૦ થી ૧૪ પ્રાણાપિપાતાદિ પાંચ અવ્રતરૂપ મહાદોષ ૧૫ થી ૧૭ મન, વચન, કાયાની દુષ્ટ પ્રવૃતિ તથા પચીશ ક્રિયા મળી બેતાલીશ થાય છે. તે પચીશ ક્રિયાના નામ.

૧. કાયિકી ૨. અધિકરણિકી. ૩. પ્રાદ્વેષિકી. ૪. પારિતાપનિકી. ૫. પ્રાણાતિપાતિકી. ૬. આરંભિકી. ૭. પરિગ્રહિકી. ૮. માયાપ્રત્યયિકી. ૯. મિથ્યાદર્શનપ્રત્યયિકી. ૧૦. અપ્રત્યાખ્યાનિકી. ૧૧. દ્રષ્ટિકી. ૧૨. સ્પૃષ્ટિકી. ૧૩. પ્રાતિત્યકી. ૧૪ સામંતોપનિપતિકી. ૧૫ નૈશસ્રકી. ૧૬. સ્વાહસ્તિકી. ૧૭. આજ્ઞાપનિકી. ૧૮. વૈદારણિકી. ૧૯. અનાભોગિકી. ૨૦. અનવકાંક્ષાપ્રત્યયિકી. ૨૧. અન્યપ્રયોગિકી ૨૨. સામુદાનિકી. ૨૩. પ્રેમિકી. ૨૪. દ્વેષિકી. ૨૫. ઈર્યાપથિકી.

આ પચીશ ક્રિયાઓના વિસ્તારથી અર્થ ગુરૂગમથી સમજવા યોગ્ય છે. સંસારના હેતુભૂત આશ્રવના બીજી રીતે સતાવન ભેદ કહ્યા છે, જેને બંધહેતુ તરીકે ઓળખવવામાં

આવે છે મૂળ બંધ હેતુ ચાર છે ૧. મિથ્યાત્વ. ૨. અવિરતિ. ૩. કષાય. ૪. યોગ

મિથ્યાત્વના પાંચ ભેદ છે.

૧ આભિગ્રહિક ૨ અનભિગ્રહિક ૩. આભિનિવેશક ૪ સાંશયિક ૫ અનાભોગિક

અવિરતિના બાર ભેદ છે

પાંચ ઇંદ્રિય તથા મનને અંકુશમાં ન રાખવા તે તથા પૃથ્વીકાયાદિ છકાયના વધથી વિરામ ન પામવું તે, એમ બાર અવિરતિ કહે છે

કષાયના સોળ ભેદ, તથા નવ નોકષાય મળી પચીસ કષાય મનના ચાર યોગ, વચનના ચાર યોગ, અને કાયાના સાત યોગ મળી કુલ પંદર યોગ એમ સર્વ મળી સત્તાવન આશ્રવના ભેદ જાણવા આશ્રવને છોડવા અને સંવરને આદરવા એ જૈનશાસનનો સાર છે જેમ બને તેમ આશ્રવના માર્ગથી અલગ રહી આત્માને મલીન થતો અટકાવવો એ આશ્રવતત્ત્વ જાણવાનું ફળ છે.

સંવર—આવતા કર્મનું રોકાણુ તે સંવર કહેવાય સંવરના ઉપાયને પણ સંવર કહેવાય તેના સત્તાવન ભેદ છે દશ યતિધર્મ, આઠ પ્રવચન માતા, બાવીશ પરિસહ, બાર ભાવના, પાંચ ચારિત્ર, કુલ સત્તાવન થાય અથવા પહેલા કહેલ સત્તાવન બંધ હેતુના અભાવને સત્તાવન સંવર કહી

શકાય. જે જે કર્મ આવવાના રસ્તા ચાલુ હોય, તેને તેના વિરૂદ્ધ ગુણથી રોકી દેવા, એ સંવરનું કાર્ય છે. ક્રોધને ક્ષમાથી, માનને નમ્રતાથી, માયાને સરલતાથી, લોભને સંતોષથી, મિથ્યાત્વને સમ્યગ્દર્શનથી, અવિરતિને વિરતિથી ચપળતાને મનઃસ્થૈર્યથી અટકાવવા પ્રયત્ન કરવો જોઇએ.

દશ યતિધર્મઃ-

૧. ક્ષમા. ૨. માર્દવ. ૩. આર્જવ. ૪. સર્વસંગ મુક્તિ. ૫. તપ. ૬. સત્ય. ૭. શૌચ. ૮. આકિંચન્ય. ૯. બ્રહ્મચર્ય. ૧૦. સંયમ.

આઠ પ્રવચન માતા.

૧. ઈર્યા સમિતિ. ૨. ભાષા સમિતિ. ૩. એષણા સમિતિ. ૪. આદાનભંડમત્તનિક્ખેવણા સમિતિ. ૫. પારિટ્ઠાવણિયા સમિતિ. એ પાંચ સમિતિ.

૧. મનોગુપ્તિ. ૨. વચનગુપ્તિ. ૩. કાયગુપ્તિ. એ ત્રણ ગુપ્તિ. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ મળી આઠ પ્રવચન માતા કહેવાય છે. કારણ કે ચારિત્રરૂપી શરીરને જન્મ આપે છે અને પાલન કરે છે.

બાવિશ પરિસહ.

૧. ક્ષુધા-ભુખ. ૨. પિપાસા-તરશ. ૩. શીત-ટાઢ.

૪ ઉષ્ણ—તડકો ૫ દંશ. ૬ અચેલક ૭ અરતિ. ૮. સ્રી ૯. ચર્યા ૧૦ નિષદ્યા. ૧૧ શય્યા ૧૨ આક્રોશ ૧૩ વધ ૧૪ યાચના ૧૫. અલાભ. ૧૬ રોગ ૧૭. તૃણસ્પર્શ. ૧૮ મલ ૧૯. સત્કાર ૨૦ પ્રજ્ઞા ૨૧ અજ્ઞાન ૨૨ મસ્યકૃત્વ

સાધુ મુનિરાજ આ બાવીશ પરિસહો પોતાની શક્તિ અનુમાર સહન કરે છે એના વિવેચન સહિત દ્રષ્ટાતો શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની ટીકામા આપેલા છે

બાર ભાવના

૧ અનિત્ય. ૨ અશરણ ૩ સંસાર. ૪. એકત્વ. ૫ અન્યત્વ ૬ અશુચિ ૭ આશ્રવ ૮. સવર ૯ નિજરા ૧૦ લોકસ્વરૂપ ૧૧ બોધિદુર્લભ ૧૨ ધર્મ ભાવના.

આની વિશેષ સમજણ માટે શાત સુધારસ નામનો ગ્રથ છે

પાચ ચારિત્ર

૧ સામાયિક ૨ છેદોપસ્થાનીય ૩ પરિહાર વિશુદ્ધિ ૪. સૂક્ષ્મસપરાય ૫ યથાખ્યાત

સત્તાવન સવરના ભેદો સમજી પોતાના જીવનમાં વિશેષપણે લાવવા એ સવરતત્ત્વ જાણવાનુ ફળ છે.

નિર્જરા —આત્માને લાગેલા કર્મનુ છુટા પડવુ એનુ નામ નિર્જરા છે, એના કારણભૂત તપને પણ નિર્જરા

કહેવામાં આવે છે. જીવને નિર્જરા બે રીતે થાય છે. કર્મ ભોગવાઇને આત્માથી છુટા પડે, અને તપ વડે જુદા થાય. ભોગવાતા જાય અને છુટા પડે એને અકામ નિર્જરા કહેવાય, એતો સર્વ જીવને સદાકાળ ચાલુ છે. આત્માને લાગેલ કર્મમેલ દૂર કરવા શ્રી જિનેશ્વર ભગવંતે ભાંખેલ તપ વડે નિર્જરા કરાય તે સકામ નિર્જરા કહેવાય. બાર પ્રકારના તપના ભેદથી નિર્જરા બાર ભેદે કહી છે. આ બાર પ્રકારનો તપ શકિત મુજબ આચરવો જોઇએ. સોનાની કાળાશ અગ્નિ વડે દૂર કરી શકાય છે, અને એનું મૂળસ્વરૂપ પ્રગટ થાય છે, તેમ તપરૂપ અગ્નિવડે આત્મા શુદ્ધ બને છે, અને તેનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે. તપશ્ચર્યા આત્મશુદ્ધી માટે કરવાની છે. તપશ્ચર્યા કરતા અને પછી એનો સ્વાદ રહેવો જોઇએ. તપના દિવસો પછી આહારાદિમાં ભાન નહિ રાખી સ્વાસ્થ્ય બગાડનારા પોતાની ભૂલ છતાં તપને વગોવે છે. અનંતાકાળથી લાગેલી આહારની લાલસાને કાપવા માટે તપનું આલંબન લેવાનું છે. જેટલી આહારની ઈચ્છા કાબુમાં આવી એટલા અંશે તપ ફળ્યો કહેવાય. આઠ, પંદર, સોળ કે મહીનાના ઉપવાસ કરી લીધા પછી. અગર દોઢમહીના સુધી પૌષધ કરીને ઉપધાનની સુંદર તપશ્ચર્યા કર્યા પછી, રાત્રિ ભોજન, કંદમૂળ, બોળઅથાણા, હોટેલના ભ્રષ્ટ ખાવાપીવાના વગેરે છોડાય નહિ તો તપનો સ્વાદ કેમ રહ્યો કહેવાય ? જૈનશાસનની તપશ્ચર્યા એટલે સહુથી ઉંચી ચીજ છે. ફલાહારના નામે ઉપવાચમાં રોજ કરતાં પણ વધારે ખાવું, દિવસે ભુખ્યા રહી રાત્રે મરજી મુજબ ખાવું પીવું,

વગેરે અનેક જાતિના તપ કરવાની પદ્ધતિ જગતમા જોવામા આવે છે. તેના કરતા જૈન દર્શનની તપશ્ચર્યા ઘણી આગળ વધી જાય તેવી છે ઉપવાસમા ન ખપી શકે એવા ધોવણ, છાશ કે બીજી વસ્તુઓનો ઉપયોગ કરી ઉપવાસી તરીકે બહાર પડવુ એ પણ જૈન શાસનની વિરૂદ્ધની ક્રિયા છે. પોતાના આત્માને અણાહારી દશા તરફ લઈ જવા માટે તપ હોઈ શકે, પણ જગતમા જાહેરાત માટે કે બીજી કોઈ પણ જાતિની, સાસારિક આશસા માટે તપ કરનાર ફાવી શકે નહિ

તપના બાર ભેદ કહ્યા છે.

૧. અનશન. ૨. ઉનોદરી ૩ વૃત્તિસક્ષેપ. ૪ રસત્યાગ. ૫ કાયકલેશ ૬. સલીનતા એ છ ભેદ બાહ્યતપના કહ્યા છે

૧ પ્રાયશ્ચિત ૨ વિનય ૩ વૈયાવચ્ચ ૪. સ્વાધ્યાય ૫ કાયોત્સર્ગ ૬ શુભધ્યાન આ છ ભેદ અભ્યતરતપના કહ્યા છે

૧ અનશન –ખાવું નહિ તેનુ નામ અનશન તે બે પ્રકારે છે એક ઇત્વર એટલે અમુક વખત માટે, અને બીજુ યાવજ્જીવ એટલે જીવનપર્યંતનું. વર્તમાનમા ઉપવાસાદિ તપ કરવામા આવે છે, તે બધા ઈત્વર અનશનના પ્રકાર કહેવાય શ્રી મહાવીર પ્રભુના શાસનમા વર્તમાનકાળે વધુમા વધુ છ માસના ઉપવાસ થઈ શકે છ માસના

ઉપવાસનો દાખલો છેલ્લામાં છેલ્લો અકબર પાદશાહના વખતમાં ચંપા નામની શ્રાવિકાએ કર્યાનો છે. એ પછી કોઈ જાણવામાં નથી. અઢી મહીના કે એકાશી દિવસ સુધીના કરનારા અત્યારે પણ જોવામાં આવે છે. પાણી વિના દોઢ મહીનાના ચોવિહાર ઉપવાસ કરનારા પણ અત્યારે વિદ્યમાન છે. શ્રી ઋષભદેવ સ્વામીના વખતમાં વધારેમાં વધારે વરસના ઉપવાસની આજ્ઞા હતી અને વચ્ચેના બાવીશ તીર્થંકરદેવના સમયમાં આઠ મહીનાના ઉપવાસ કરી શકાતા હતા. એ બધા ઇત્વર અનશનના ભેદ છે. જીંદગી હોય ત્યાં સુધી આહાર ન લેવા એવું પચ્ચકખાણ યાવત્કથિક અથવા યાવજ્જિવિક અનશન કહેવાય છે. અત્યારના કાળે એવા પ્રકારના શરીરબળ, મનોબળ અને જ્ઞાનબળના અભાવે જીંદગી સુધીના પચ્ચકખાણ કરવાનો નિષેધ છે. શરીર બહુજ બિમાર હોય અને જીંદગીનો ભરોસો ન લાગતો હોય તો પણ અમુક સમય માટે સાગારી અનશન કરી શકાય છે. એનાથી પણ ઘણો લાભ થાય છે.

ઉનોદરી:—ઉદર એટલે પેટને ઉણું રાખવું, લગાર ભુખ્યા ઉઠવું એને ઉનોદરી કહેવાય છે. આ તપ ઘણું જ બનોબળ કેળવવાથી થઇ શકે છે. "ન ખાવું એ બને પણ ખાવું ને થોડું ખાઇ ઉઠી જવું, એ કેમ બને?" આવું બોલનારાને માનનારા ઘણા હોય છે. અનાદિ કાળથી ઇંદ્રિયોનો લાલચુ બનેલો જીવડો જ્યારે કોઈ પસંદગીવાળી

વસ્તુ આવી જાય, ત્યારે અકરાતીયો થઈને એના ઉપર પડે છે શરીરનુ ભાન પણ ભૂલે છે કેટલીક વખત મોટી તપશ્ચર્યાને ખરાબ કરનાર ઉનોદરિતાનો અભાવ હોય છે. રોગ તપથી થતા નથી, એની આગળ પાછળ વધારી દીધેલી આહારની લાલસાથી થાય છે. તપ કરનારા પોતાના શરીરનું બળ અને પથ્યાદિનો વિચાર કરે તો શરીર બગડે નહિ અને તપનો સાચો આનંદ આવે. ઉનોદરિતા, તપને શોભાવવાનું અને મનને અંકુશમા લાવવાનુ ઉત્તમ સાધન છે. વધુ આહારથી ઉંઘ અને કામ વધે છે વૈદ્યો કહે છે કે "ભુખ્યુ એનુ કાંઈ ન દુખ્યુ " જેમ બને તેમ ઓછા આહારથી ચલાવી લેવાની ટેવ પાડવી ઉપવાસ કરતા પણ ઉનોદરીનો લાભ વિશેષ કહ્યો છે નજરે ચીજોનો ઢગલો પડયો હોય પણ આપણુ પેટ માગે તેના કરતા પણ ઓછું લેવાની ટેવ અનેક રીતે ઘણી લાભદાયક બને છે.

વૃત્તિસંક્ષેપ—ખાવા પીવા પહેરવા ઓઢવા વગેરે જીવનની જરૂરીઆતમા જેમ બને તેમ ઓછા સાધનોથી ચલાવી લેવુ તે વૃત્તિસંક્ષેપ કહેવાય છે જેમ જરૂરીઆત વધારે તેમ વિહ્વળતા વધારે, અને વધુ પાપમાં પડવાનું મન થાય "મારે અમુક તો જોઇએ અમુક વસ્તુ વિના ન જ ચાલે" આવા વચનો, વધારી મુકેલ જરૂરીઆતને લઈને બોલાય છે મળતી વસ્તુમા પણ તપની વિચારણાં પૂર્વક ઓછાથી ચલાવી લેવાની ટેવ રાખવાથી કોઈપણ પ્રસંગે મુઝવણ થતી નથી ઘરમા પચીસ ચીજો હોય પણ

મારે તો પાંચ કે સાત અને તે પણ પ્રમાણમાં જ ઉપયોગ કરવો છે, એવી વિચારણા લાવીને જેમ બને તેમ સંકોચ રાખવો. એ ભાવનાના અભાવે આજે શહેરી જીવનમાં શાક, અથાણા, ચટણી, રાઈતા વગેરે અનેક જીભને લોભાવનારી અને શરીરમાં ઉન્માદ વધારનારી વસ્તુઓનો ઉપયોગ થઈ રહ્યો છે. એમાં જેમ ઘટાડો કરાય અને મળતી વસ્તુમાં પણ ઇરાદાપૂર્વક ત્યાગ કરાય એ બહુ જ હિતકારક છે.

રસત્યાગઃ—રસવાળી વસ્તુઓ વિગઈઓ છે. તેનો ત્યાગ તે રસત્યાગ નામનો તપ છે. વિકારને વધારે તેને વિગઇ કહેવાય છે. એમાં ચાર મહાવિગય કહેવાય છે. ૧. મધ. ૨. માંસ. ૩ મદિરા. ૪. માખણ એ ઘણા જીવોના નાશનું કારણ તેમજ વિષય વિકારને બહુજ વધારનાર હોવાથી સર્વથા તજવા યોગ્ય છે. કોડલીવર ઓઈલ અને બીજી પણ પ્રાણીઓના શરીરમાંથી ઉત્પન્ન થતી દવાઓ પણ આમાંજ ગણાય. પ્રાણાંતે પણ આવા આત્મઘાતક પદાર્થો લેવા જોઈએ નહિ. આ સિવાય છ વિગય ભક્ષ્ય તરીકે કહી છે. ૧. દુધ. ૨. દહીં. ૩. ઘી. ૪. તેલ. ૫. ગોળ. ૬. કડા વિગય. તેના ત્રીશ નીવિયાતા કહ્યા છે. એ છએ પણ રોજ ખવાય નહિ. જેમ બને તેમ ઓછો ઉપયોગ થાય તેમ કરવું. વિગઈના સર્વથા ત્યાગરૂપ નીવી અને આયંબિલની તપશ્ચર્યા વારંવાર આદરવા લાયક છે તેમાં આયંબિલ તપ મહામંગલકારી કહેલ છે.

કાયક્લેશ -શાસ્ત્રમાં બતાવેલ વિધિ પ્રમાણે દેહને કષ્ટ

આપવુ, એ કાયકલેશ નામનો તપ છે. આતાપના, લોચ, વિહાર વગેરે મુનિજીવનની ક્રિયામા આ તપને વિશેષ સ્થાન છે શ્રાવકો પણ પોતાની યોગ્યતા અને સક્તિ મુજબ કરી શકે છે

સલીનતા – શરીરના અગોપાગ હલાવવા નહિ, એક જગ્યાએ સ્થિર આસને બેસી રહેવુ, ચપળતા નિવારવી તથા બ્રહ્મચર્યની રક્ષા માટે, સ્રી, પશુ, નપુસક આદિ રહેતા ન હોય એવા એકાત સ્થાનમાં રહેવું, મન, વચન, કાયા, કષાય ઇદ્રિયો વગેરેને વશમા રાખવા એને સલીનતા તપ કહેવામા આવે છે

આ છ પ્રકારનો તપ બીજાઓ જોઇ શકે એવો હોવાથી બાહ્યતપ કહેવાય છે એનાથી આહાર લાલસાની ઓછાશ, શરીરમા સ્ફૂર્તિ, ઇદ્રિયજય, સયમરક્ષા અને કર્મ નિર્જરા થાય છે

અભ્યતર તપના છ ભેદનુ વર્ણન —

પ્રાયશ્ચિત – લાગેલા દોષોની શુદ્ધિ માટે ગુરૂ મહારાજ પાસે દડ લઈને શુદ્ધ થવાય તે પ્રાયશ્ચિત કહેવાય તેના દશ ભેદ છે

૧ આલોચના. ૨. પ્રતિક્રમણ ૩ મિશ્ર ૪ વિવેક ૫ વ્યુત્સર્ગ ૬ તપ ૭ છેદ ૮ મૂલ ૯. અનવસ્થા ૧૦ પારાચિક

વિનયઃ- આ પ્રકારના કર્મો જેનાથી દૂર કરાય તે વિનય તેના ચાર ભેદ છે. ૧. જ્ઞાનવિનયઃ-બહુમાન સહિત જ્ઞાનનો વિનય કરવો, જ્ઞાનના ઉપકરણો તથા જ્ઞાનિની આશાતના ટાળી ભક્તિ સાચવવી તે. ૨. દર્શન વિનયઃ- સમકિત તથા સમકિતીનો વિનય કરવો, ભગવંતે ભાંખેલા તત્વો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી તે. ૩. ચારિત્ર વિનયઃ- ચારિત્ર તથા ચારિત્રવાનનો વિનય કરવો, ચારિત્રમાં એક ચિત્ત રાખવું તે. ૪. ઉપચાર વિનયઃ—આચાર્ય વગેરે શાસનના હિતચિંતક અને જગતના ઉપકારક મહાત્માઓ પધારતા હોય તો સામા જવું, હાથ જોડવા, મસ્તક નમાવવું, સઘળું ઉચિત સાચવવું, એ ઉભા હોય ત્યાં સુધી બેસવું નહિ, જાય ત્યારે મુકવા જવું, પાછળ પણ ગુણગાન કરવા તે ઉપચાર વિનય કહેવાય છે. વલી વિનયના જુદી-જુદી વિવક્ષાએ તેર, બાવન, એકાણું, દશ, પચાશ વગેરે ભેદો કહ્યા છે.

વૈયાવચ્ચઃ—રત્નત્રયીના આરાધક નાનામોટા આત્માઓની આહાર, ઉપધિ, વસ્ત્ર, પાત્ર અને બીજા ઉપકરણો વડે બહુ-માનપૂર્વક ભક્તિ કરવી એ વૈયાવચ્ચ કહેવાય છે. ૧ આચાર્ય ૨. ઉપાધ્યાય. ૩. સ્થવિર. ૪. તપસ્વી. ૫. નવીન સાધુ. ૬. ગ્લાન (બિમાર) સાધુ. ૭. સાધર્મિક ૮. કુલ. ૯. ગણ. ૧૦. સંઘ આ દશેની શકિતગોપવ્યા વિના ઉચિત ભકિત કરવી એ વૈયાવચ્ચ ગુણ છે, એને અપ્રતિપાતી ગુણ કહ્યો છે. જ્ઞાનમાં અભિમાનને. તપમાં ક્રોધને અવકાશ છે. વૈયાવચ્ચ

ગુણ ક્ષમા અને નમ્રતાવિના કેળવી શકાતો નથી પૂર્વભવમા પાચયો સ ધુની વૈયાવચ્ચ કરવાથી ભરતરાજા ચક્રવર્તી થયા, અને બાહુબલી અતુલબલ પામ્યા ન દિષેણ મુનિના વયાવચ્ચ-ગુણની દેવલોકમા પ્રશ સા થઈ. ભાગ્ય વિના આત્માર્થી આરાધક જીવોની વૈયાવચ્ચ કરવાનો ભાભ મળનો નથી જેઓને અભ્યાસ કરીને આગળ વધવા માટે ઉત્તમ પ્રકારનો ક્ષયોપશમ મલ્યો નથી, તેમને વૈયાવચ્ચ તરવાનુ અનુપમ સાધન છે જેઓમા વૈયાવચ્ચ ગુણનો સદ્ભાવ નથી હોતો તેઓ પોતાના જ્ઞાનને દીપાવી શકતા નથી વૈયાવચ્ચ ગુણ કેળવવા વારવાર પ્રયત્ન કરવા યોગ્ય છે.

સ્વાધ્યાય –વાચના, પૃચ્છના, પરાવર્તના અનુપ્રેક્ષા અને ધર્મકથા એ પાચ પ્રકારે સ્વધ્યાય છે ધાર્મિક ગ્ર થોનુ વાચન કરવુ તે વાચના કહેવાય ધાર્મિક પ્રશ્નો કરવા તે પૃચ્છના ગણાય ભણેલુ મોઢેથી બોલી જવુ, વારવાર પાઠ કરવો, તે પરાવર્તના મનમા ચિંતવના કરવી તે અનુપ્રેક્ષા ધર્મનો ઉપદેશ કરવો, સાભળવો તે ધર્મકથા, આ પાચે પ્રકારના સ્વાધ્યાયમા સર્વથી શ્રેષ્ઠ અનુપ્રેક્ષા સ્વાધ્યાય છે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓએ હમેશા સ્વાધ્યાય બળ વધારવાની જરૂર છે. સ્વાધ્યાયમા લીન બનેલુ મન ચચળતા નિવારી એકાગ્ર બને છે વિકથાને વારવા, જ્ઞાનાવરનીય કર્મનો ક્ષયોપશમ વધારવા. મનની મલીનતાને દૂર કરવા, આત્માને સદાય જાગૃત રાખવા, હમેશા ઉત્તમ પ્રકારના સ્વાધ્યાયમાં રક્ત રહેવું.

કાયોત્સર્ગ:–ઓગનીશ દોષને ટાળી, કર્મક્ષયને માટે શરીરને સ્થિર રાખી, મૌનપણે, ધ્યાનમાં રહેવું. તેમાં ઉત્તમ આત્માઓના ગુણને સંભારવા, એ કાયોત્સર્ગ નામનો અભ્યંતર તપ છે. બની શકે તો દશ, વીસ, પચાસ, સો લોગસ્સનો કાઉસ્સગ્ગ ઉભાઉભા કરવાની ટેવ રાખવા લાયક છે. કાઉસ્સગ્ગમાં શરીર બરાબર સ્થિર રાખવાથી અંગોપાંગ તુટે તો એમ માનવું કે કર્મ તુટે છે. સંભળાય છે કે અકબર બાદશાહને પ્રતિબોધ કરી, દયામય બનાવનારા **જગદ્‌ગુરૂ ભગવાન્ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજા** રાત્રે બધા સાધુઓ સૂઈ રહ્યા પછી રોજ ઉભા ઉભા કાઉસ્સગ્ગ અપ્રમત્તપણે કરતા હતા અને વૃદ્ધાવસ્થામાં પણ શરીરની પરવા રાખ્યા વિના આત્માર્થીને દેહકષ્ટ મહાફલદાયી છે એમ ધારીને એ ઉત્તમ પ્રવૃત્તિ ચાલુ રાખી હતી. તેવી રીતે દરેક આત્માએ હંમેશા બની શકે તેટલા વધુ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવાની ટેવ રાખવા લાયક છે.

શુભ ધ્યાન:–આર્તરૌદ્ર એ બે અશુભ ધ્યાનનો ત્યાગ કરીને ધર્મ તથા શુકલ એ બે શુભ ધ્યાન ધ્યાવવા એનું નામ ધ્યાન નામનો તપ કહેવાય છે. દુ:ખના વિચારોમાં આર્તધ્યાનની મુખ્યતા હોય છે. મારવા, લુંટવા, છેતરવા આદિ વિચારો રૌદ્રધ્યાન કહેવાય છે. આર્તધ્યાનથી તિર્યંચની ગતિ અને રૌદ્રધ્યાયનથી નરકની ગતિ પ્રાય: પ્રાપ્ત થાય છે. ધર્મધ્યાન દેવલોક આપે, શુકલધ્યાન મુક્તિમાં પહોંચાડે. આર્ત, રૌદ્ર બંનેને છોડી હંમેશાં ધર્મ, શુકલધ્યાન ધ્યાવવા યોગ્ય છે.

આ બારે પ્રકારના તપથી નિર્જરા થવાથી આત્મા કર્મનો ભાર ઓછો કરે છે અને સંપૂર્ણ નિર્જરા એનુ નામ મોક્ષ કહેવાય છે આ તત્ત્વ હમેશાં આદરવા યોગ્ય છે.

બધતત્ત્વ —દુધ અને પાણી, અથવા લોઢુ અને અગ્નિ જેમ એકમેક થઇ જાય, તેવી રીતે આત્માને કર્મનો સંબધ થવો એને બધ કહેવાય છે. પ્રથમ કહેલા બધહેતુઓ વડે આત્મા કર્મ વર્ગણાના પુદ્‌ગલો ગ્રહણ કરે છે એની સ્થિતિ અને રસ અધ્યવસાયના કારણે બધાય છે, અને બાધેલા કર્મને આઠકર્મ રૂપે અથવા તે વખતે જેટલા કર્મ બધાતા હોય તે રૂપે પરિણમાવે છે જ્યા સુધી કર્મ બધના કારણો ચાલુ છે, ત્યા સુધી જીવના અનભિસધિજ વીર્ય વડે કર્મ બંધ ચાલુ છે બધાયા પછી સત્તામા રહે અમુક કાળ સુધી સત્તામા પડયા રહે, તેને અબાધા કાળ કહેવામા આવે છે ત્યાર પછી ઉદય અને ઉદીરણા થાય કર્મનો વિપાક અનુભવાય. એ અનુભવતા નવા કર્મો બધાતા જાય, એમ જીવનું સંસાર પરિભ્રમણ અનતાકાળથી ચાલુ છે આયુબધનો કાળ એક ભવમા એક વખત અંતરમુહુર્ત સુધી હોય છે. આયુબધના વખતે આઠ કર્મ બધાય છે. આયુબધના કાળ વિના સંસારના સર્વ જીવો સમયે સમયે સાતકર્મનો બધ કરે છે દશમા ગુણસ્થાનકની નીચેના જીવો માટે એ પ્રમાણે જાણવુ. દશમા ગુણસ્થાનકવાળા છ, અને એથી ઉપરના ત્રણ ગુણસ્થાનકવાળા એક કર્મ બાધે છે

બંધ ચાર પ્રકારે કહ્યો છે.

૧. પ્રકૃતિ. ૨. સ્થિતિ. ૩. રસ. ૪. પ્રદેશ.

૧. કર્મનો જે સ્વભાવ તે પ્રકૃતિ કહેવાય. આઠે કર્મનો જુદો જુદો સ્વભાવ છે.

જ્ઞાનાવરણીય કર્મનો સ્વભાવ આંખે બાંધેલા પાટા જેવો છે. આંખે બાંધેલો પાટો જોવા ન દે, તેમ જ્ઞાના-વરણીય કર્મ જ્ઞાનને અટકાવે.

દર્શનાવરણીય કર્મનો સ્વભાવ રાજાના પોળીઆ જેવો છે.

રાજાનું દર્શન દરવાન રજા ન આપે તો થઈ શકે નહિ, તેમ આત્માનો દર્શન ગુણ આ કર્મ રોકે.

સુખદુઃખના વિપાક દેખાડે તે વેદનીય કર્મ, મધ ચોપડેલી તરવારની ધાર ચાટવા જેવું કહ્યું છે. મધ ચાટતાં સુખ, અને જીભ કપાતાં દુઃખ તેમ વેદનીયથી સુખ તથા દુઃખનો અનુભવ થાય.

મદિરાની માફક મુંઝવવાનો સ્વભાવ મોહનીય કર્મનો છે. દારૂ પીધેલાને ભાન હોય નહિ. જેમ તેમ બકયા કરે, અનેક કુચેષ્ટા કરે, તેમ મોહરૂપ મદિરાથી મસ્ત બનેલા જગતમાં અનેક પાપમય કાર્યો કરે. સારાસારનું ભાન રાખે નહિ.

કેદખાના જેવું આયુકર્મ છે કેદમા પૂરાયેલો બહાર જઈ શકે નહિ તેમ આયુથી બધાયેલો ભવાતરમા ન જઈ શકે

ચિતારા જેવુ નામ કર્મ છે. જેમ ચિતારો અનેક પ્રકારના ચિત્ર બનાવે તેમ નામકર્મ જીવને નારકી, દેવ, મનુષ્ય વગેરે એકેદ્રિય. બેઇદ્રિય, વગેરે કાળો, ગોરો, લાબો, ઠીંગણો, વગેરે અનેક ગતિ, જાતિ, વર્ણ, આકારવાળો બનાવે

કુભાર જેવું ગોત્રકર્મ છે કુભાર ઘી ભરવાના અને દારૂ ભરવાના ઘડાને એવાજ ઘાટના બનાવે કે તેમા ઘી કે દારૂ ભર્યા વિના પણ આ ઘીનો ઘડો છે, આ દારૂનો ઘડો છે એવી રીતે ઓળખાય, તેવી રીતે ઉચ્ચ ગોત્રના ઉદયવાળો ગુણ રત્નને પામવા યોગ્ય બને નીચ ગોત્રવાળો પ્રાય તેવી યોગ્યતાવાળો ન હોય

અતરાય કર્મ રાજાના ભડારી જેવુ છે રાજા ખુશી થઈને ઈનામની ચીઠી લખી આપે પણ ભડારી સીધો ન હોય તો મલી શકે નહિ, તેમ અતરાય કર્મના ઉદયથી જીવને ભાવના હોવા છતા દાનાદિ થઇ શકે નહિ

આત્માના સિદ્ધ અવસ્થામાં આઠ ગુણો પ્રગટ થયેલા હોય છે. તે આઠ ગુણોને આઠ કર્મો રોકે છે અનતજ્ઞાન ગુણને જ્ઞાનાવરણીય રોકે છે અનતદર્શન ગુણને દર્શના-વરણીય આવરે છે અવ્યાબાધ-અનત સુખ ગુણને વેદનીય

અટકાવે છે. અનંત ચારિત્ર સ્વરૂપ રમણુતા ગુણુને મોહનીય રોધે છે. અક્ષયસ્થિતિ ગુણુને આયુકર્મ અટકાવે છે. અરૂપી-નિરંજન ગુણુને નામકર્મ આવરે છે. અગુરૂલઘુ ગુણુને ગોત્રકર્મ રોકે છે. અનંતવીર્ય ગુણુને અંતરાય કર્મ રોકે છે.

વળી પ્રકૃતિ શબ્દનો અર્થ ભેદ અથવા પ્રકાર કરવામાં આવ્યો છે. કર્મની મૂળ પ્રકૃતિ એટલે મૂળ ભેદ, આઠ છે. જ્ઞાનાવરણીય વગેરે. અને ઉત્તમ ભેદ. ૧૫૮ છે.

તે આ પ્રમાણે.

૧. જ્ઞાનાવરણીય. પાંચ ૨. દર્શનાવરણીય નવ. ૩. વેદનીય બે. ૪. મોહનીય અઠાવીશ. ૫. આયુ ચાર. ૬. નામ એકસોત્રણુ. ૭. ગોત્ર બે. ૮. અંતરાય પાંચ. એ રીતે સર્વ મલી આઠે કર્મની એકસો અઠાવન પ્રકૃતિ થાય છે. તેના નામ પુન્ય, પાપના વર્ણન વખતે આપ્યા છે. બંધમાં ૧૨૦. ઉદયમાં સમકિત મોહનીય, મિશ્રમોહનીય, ભેળવતાં ૧૨૨ ઉદીરણામાં ૧૨૨. અને. નામ કર્મની. ૩૬ પ્રકૃતિ વધારતા. સત્તામાં. ૧૫૮ હોય છે. નામ કર્મની જુદીજુદી વ્યાખ્યાએ. ૪૨. ૬૭. ૯૩. ૧૦૩ ભેદ કહ્યા છે. તેના મુખ્ય ચાર ભેદ. ૧. પિંડ પ્રકૃતિ તેના ૧૪ ભેદ છે. એ ૧૪ ગણુતા ૪૨, ૧૪ ના પેટા ભેદ. ૩૯ ગણુતા. ૬૭, ૬૫ ગણુતા. ૯૩. અને ૭૫ ગણુતા ૧૦૩. ૨. પ્રત્યેક પ્રકૃતિ. આઠ છે. ૩. ત્રસ દશક એના દશ ભેદ છે. ૪. સ્થાવર દશક એમાં દશ પ્રકૃતિ છે. મુખ્યતાએ બંધ ઉદયમાં નામકર્મની ૬૭ ની વ્યાખ્યા હોય છે, સત્તાના વિવેચનમાં. ૯૩

અથવા ૧૦૩. ગણેલી હોય છે. કોઇ સ્થળે નામકર્મના ૪૨ ભેદ ગણીને આઠે કર્મના ૯૭ ભેદ કહ્યા છે. કોઇ સ્થળે મોહનીયના દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીય એ બે ભેદ, અને નામ કર્મના શુભ અને અશુભ બે ભેદ ગણી બાકીના છ કર્મના સતાવીશ ભેદ ભેળવતા આઠે કર્મના ૩૧ ભેદ માનવામા આવ્યા છે, અને કર્મના એ એકત્રીસ ભેદના અભાવથી સિદ્ધ ભગવતમાં એકત્રીસ ગુણ માનવામા આવ્યા છે.

સ્થિતિબંધ—કર્મનો જીવને સંબંધ થયા પછી જેટલો વખત રહે, તે રહેવાની નક્કી કરેલી મુદત તે સ્થિતિ કહેવાય તેવા તેવા પરિણામને લઇને કર્મની વધુ ઓછી સ્થિતિ બંધાય છે. એ સ્થિતિબંધ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ હોય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય એ ચાર કર્મથી ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીસ કોડાકોડી સાગરોપમની હોય છે મોહનીયની સીત્તેર કોડાકોડી નામ અને ગોત્રની વીશ કોડાકોડી અને આયુષ્યની તેત્રીસ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે. જઘન્ય સ્થિતિ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, આયુ અને અંતરાયની અંતરમુહૂર્ત વેદનીય કર્મની જઘન્ય સ્થિતિ સાપરાયિક શ્રીપન્નવણા સૂત્રમા બાર મુહૂર્તની અને ઉત્તરાધ્યયન સૂત્રમા અંતરમુહૂર્તની અને અકષાય અવસ્થામા બે સમયની, જઘન્ય સ્થિતિ હોય છે નામ ગોત્રની જઘન્ય સ્થિતિ આઠ મુહૂર્તની હોય છે.

રસબંધઃ—કર્મ બાંધતી વખતે રાગદ્વેષમય અધ્યવસાય વિશેષે કરી જે ચીકાશ પડે, તે રસબંધ કહેવાય. શુભ પ્રકૃતિનો રસ શેરડીના રસ જેવો અને અશુભ પ્રકૃતિનો રસ લીંબડાના રસ જેવો હોય છે. કાઢેલો એવોને એવો એકઠાણીયો, શેર ઉકાલીને અરધો શેર રાખવામાં આવ્યો હોય તે બેઠાણીયો, ત્રીજો ભાગ રાખેલો હોય તે ત્રણ ઠાણીયો, અને ખૂબ ઉકાળીને ચોથો ભાગ રાખવામાં આવે તે ચાર ઠાણીયો રસ કહેવાય છે. એવી રીતે અધ્યવસયાના જોરે રસ પણ મંદ, તીવ્ર, વધુતીવ્ર, બંધાય છે. શુભ એટલે પુન્ય પ્રકૃતિઓનો રસ શેરડીના રસ જેવો હોય છે અને અશુભ એટલે પાપ પ્રકૃતિઓનો રસ લીંબડાના રસ જેવો હોય છે. શુભ પ્રકૃતિઓનો રસ બે, ત્રણ અને ચાર ઠાણીયો બંધાય છે, એક ઠાણીયો હોતો નથી. પાંચ જ્ઞાનવરણીય, ચાર દર્શનાવરણીય, પાંચ અંતરાય એ અશુભ પ્રકૃતિઓનો રસ, એક, બે, ત્રણ અને ચાર ઠાણીયો હોય છે બાકીની અશુભ પ્રકૃતિઓનો બે, ત્રણ, ચાર ઠાણીયો રસ હોય છે. કર્મનું ખરૂં ફળ રસ આપે છે. "જેવા ચીકણાં કર્મ બાંધ્યા હોય તેવા ભોગવવા પડે" એમ જે કહેવાય છે તેમાં રસબંધના વિષયની વાત સમજવાની છે. રસ વિના બંધાયેલા કર્મને ખરીપડતા બહુ ઓછીવાર લાગે છે. કષાયની તીવ્રતા, મંદતાને અનુસારે રસબંધની તીવ્રતા મંદતા હોય છે. કષાય તીવ્ર હોય તો બંધાતી અશુભ પ્રકૃતિઓનો રસ તીવ્ર. અને શુભ પ્રકૃતિઓનો રસ મંદ બંધાય છે. કષાયની મંદતામાં અશુભનો મંદ અને શુભનો તીવ્ર રસ બંધાય છે.

પ્રદેશ બધ—જીવ સમયે સમયે જે કર્મવર્ગણાના પુદ્ગળ ગ્રહણ કરે છે, તે પ્રદેશ બંધ કહેવાય છે તેમા રસ, સ્થિતિ, પ્રકૃતિ નક્કી થાય છે.

આ ચાર પ્રકારના બધને લાડવાના દ્રષ્ટાંતથી સમજાવવામા આવેલો છે સુઠ નાખીને બનાવેલ લાડવાનો સ્વભાવ વાયુ દૂર કરવાનો, એ જ્યા સુધી બગડે નહિ અગર નાશ પામે નહિ ત્યાં સુધી એની સ્થિતિ, એમા નાખવામા આવેલ ઘી, ગોળ વગેરે રસ અને જેટલા આટામાથી એ બનાવવામા આવ્યો હોય તે પ્રદેશ. એ રીતે આઠે કર્મમા પણ પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ બધ સમજી લેવા પ્રકૃતિને પ્રદેશ બધ યોગથી અને સ્થિતિ તથા રસબધ કપાયથી થાય છે

તેરમા ગુણ સ્થાનક સુધીનો કોઇપણ જીવ હમેશા કર્મ બધ કરતોજ હોય છે અબધક ચૌદમે અથવા સિદ્ધમા હોય છે એ સિવાયના સસારી જીવો એક સમય પણ કર્મ બધથી મુક્ત નથી જ્યા સુધી એ દશા ન આવે ત્યા સુધી અશુભ ન બધાય અગર ઓછા બધાય અને શુભ બધાય અથવા વધારે બધાય એવા પ્રયત્ન કરવા જરૂરી છે. આથી જ્ઞાનીઓએ પુણ્યબધના કારણો સતત સેવવાનુ કહ્યુ છે. કારણકે સાતમા ગુણસ્થાનકની નીચેના જીવોને પુણ્ય પાપ ઉપર સમભાવ આવી શકતો નથી સાતમા ગુણસ્થાનકે અગર એની ઉપરમા વિહરતા આત્માને મુક્તિ મસાર સમ ભાસે છે, પુન્ય ને પાપ બને હેયરૂપ લાગે છે એ સિવાયના આત્માઓએ મુક્તિની ઇચ્છા ગણવાની છે, અને પાપને હેય તથા

ક્ષયને ઉપાદેય માનવાનું છે. આ પંચમકાળમાં આત્માને ઉંચામાં ઉંચુ સાતમું ગુણસ્થાનક હોઇ શકે, ઉપરના ગુણ-સ્થાનક શ્રેણિમાં ચઢેલાને હોય. અત્યારે ક્ષપક કે ઉપશમ બેમાંથી એકપણ શ્રેણિમાં ચઢી શકાતું નથી. સાતમા ગુણ-સ્થાનકનો કાળ બહુ અલ્પ હોય છે, પછી તરતજ છઠ્ઠે આવી જાય છે. છઠ્ઠા અને તેની નીચેના ગુણસ્થાનકે રહેલા આત્માઓને માટે, આવેલા ગુણોની સ્થિરતા તથા વૃદ્ધિ માટે ઉચિત ક્રિયા બતાવવામાં આવી છે. તેનું આલંબન દરેક આત્માએ લેવા લાયક છે. જેથી અશુભકર્મબંધ અટકે અને શુભ બંધ દૃઢ થાય. પરિણામે આત્મા પોતાના સ્વરૂપને પ્રગટાવી શકે.

મોક્ષતત્વઃ- સર્વથા કર્મનો અભાવ થયા પછી આત્મા પોતાના સ્વરૂપમાં રહે તે મોક્ષ કહેવાય. એને નવદ્વારે કરી વર્ણવામાં આવ્યું છે.

૧. સત્પદપ્રરૂપણા. ૨. દ્રવ્યપ્રમાણ. ૩. ક્ષેત્ર. ૪, સ્પર્શના ૫. કાળ. ૬. અંતર. ૭. ભાગ. ૮. ભાવ. ૯. અલ્પબહુત્વ.

સત્પદપ્રરૂપણાઃ—મોક્ષપદનો સદ્ભાવ છે. આકાશકુસુમ. શશશૃંગ, વંધ્યાપુત્ર આ બધા શબ્દો બોલાય છે. પણ વસ્તુ નથી, મોક્ષ શબ્દ એવો નથી, વસ્તુ છે અને બોલાય છે. ચૌદ માર્ગણાના બાસઠ ભેદ છે. તેના ઉપર મોક્ષતત્વ વિચારાય છે. ચોદ મૂળ માર્ગણા અને બાસઠ ઉત્તર માર્ગણા. ૧. ગતિ ચાર છે. ૧. દેવ. ૨. મનુષ્ય. ૩. તિર્યંચ. ૪. નરક.

૨ ઇંદ્રિય પાંચ ૧ એકેંદ્રિય. ૨. બેઇંદ્રિય. ૩. તેઇંદ્રિય.
૪. ચઉરિંદ્રિય. ૫ પચેંદ્રિય

૩ કાય છ છે. ૧. પૃથ્વીકાય ૨. અપ્કાય ૩ તેઉકાય ૪ વાઉકાય ૫. વનસ્પતિકાય. ૬. ત્રસકાય.

૪. યોગ ત્રણ ૧ મનોયોગ. ૨ વચનયોગ. ૩ કાયયોગ.
૫ વેદ ત્રણ ૧. પુરૂષવેદ ૨ સ્ત્રીવેદ. ૩. નપુંસકવેદ.
૬. કષાય ચાર છે ૧ ક્રોધ. ૨ માન ૩. માયા. ૪. લોભ
૭. જ્ઞાન પાચ જ્ઞાન ત્રણ અજ્ઞાન મલી આઠ.
૮. સંયમ. પાચ ચારિત્ર, દેશવિરતિ, અસંયમ મલી સાત.
૯. દર્શન, ચાર દર્શન , ચક્ષુ, અચક્ષુ, અવધિ, કેવલ.
૧૦ લેશ્યા ૬ છે કૃષ્ણ, નીલ, કપોત, તેજો, પદ્મ, શુકલ.
૧૧ ભવ્ય બે ભવ્ય અને અભવ્ય
૧૨ સમ્યકત્વ છ. ઔપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક, સાસ્વાદન. મિશ્ર, મિથ્યાત્વ
૧૩ સંજ્ઞી બે સંજ્ઞી, અસંજ્ઞી
૧૪ આહારી બે આહારી, અણાહારી

એ બાસઠ માર્ગણામા દશ માર્ગણામાં રહેલા જીવોને મોક્ષ હોય છે બીજી બાવન માર્ગણામા નથી ગતિમા મનુષ્ય ગતિ, ઇદ્રિયમા પચેંદ્રિય, કાયમા ત્રસકાય, જ્ઞાનમા કેવલજ્ઞાન, દર્શનમા કેવળદર્શન, ભવ્ય સમ્યકત્વમા ક્ષાયિક સમ્યકત્વ, સંજ્ઞી, સંયમમા યથાખ્યાત ચારિત્ર, અને અણહારી એ દશ માર્ગણામા રહેલા જીવ મોક્ષમા જાય છે.

દ્રવ્ય પ્રમાણઃ– સિદ્ધના જીવો અનંતા છે. આઠમા અનંતે સર્વ જીવો છે, તેના કરતાં અનંતમાં ભાગે છે. અભવ્ય જીવો જે ચોથા અનંતે છે તેના કરતાં અનંત ગુણા, પાંચમા અનંતે સિદ્ધની સંખ્યા છે, મતાંતરે આઠમા અનંતે સિદ્ધ કહ્યાં છે.

ક્ષેત્ર–સર્વ સિદ્ધ ભગવંતો પીસ્તાલીશ યોજન લાંબી પહોળી, ચારે બાજુથી ગોળ, વચમાં આઠ યોજન પહોળી ચારે બાજુથી પાતળી થતી છેડા ઉપર માખીની પાંખ જેવી પાતળી સિધ્ધ શિલા જેટલા ક્ષેત્રમાં રહેલા છે. તીરછીલોકમાં અઢીદ્વીપ, બે સમુદ્ર મલીને જેટલું મનુષ્ય ક્ષેત્ર છે, તેનાથી સાતરાજ ઉંચે. લોકને અંતે, બરાબર સીધી દિશામાં એટલીજ લંબાઇ પહોળાઈવાળા ક્ષેત્રમાં સિધ્ધશિલા છે. તેનાથી ઉંચે ઉપરના ભાગમાં અલોકને સ્પર્શીને સિધ્ધના જીવો રહેલા છે. સિધ્ધશિલાથી લોકનો છેડો એક યોજન છે. તે યોજનના ચોવીશમા ભાગે એટલે ૩૩૩⅓ ધનુષ્ય જેટલી ઉંચાઈની અવગાહનામાં સિધ્ધના જીવો રહેલા છે. એક સિધ્ધના આત્માને આશ્રયીને ક્ષેત્ર વધુમાં વધુ ૩૩૩⅓ ધનુષ્યનું હોય છે, કારણકે વધારેમાં વધારે પાંચશો ધનુષ્યની કાયાવાળા જીવો મોક્ષમાં જાય છે. એનાથી વધારે શરીરવાળા જાય નહિ. છેલ્લાભવનું જે શરીર હોય તેના ⅔ ભાગની અવગાહના રહે છે. ઓછામાં ઓછા બે હાથના શરીરવાળા મુકિતમાં જાય છે. માટે સિધ્ધની જઘન્ય અવગાહના ૩૨ આંગુલ (૧⅓ હાથ) ની કહી છે. આ

અવગાહના ઉચાઇની સમજવી, પહોળાઇ તેના પ્રમાણમા જાણવી મરણ અવસ્થામા જેવી રીતે બેઠેલ, સૂતેલ કે ઉભા રહેલ અગર બીજી અવસ્થામા હોય તેવા આકારની ૩ ભાગની અવગાહના સિદ્ધ અવસ્થામા હોય, જેટલી અવગાહનામા એક સિધ્ધ રહ્યા છે, તેટલીજ અવગાહનામા અનતા સિધ્ધ રહ્યા છે એક દીવાના પ્રકાશમા બીજા દીવાનો પ્રકાશ સમાઇ જાય, તેમ સિધ્ધના જીવો એકજ અવગાહનામા અનતા સમાઇ શકે એક વિવક્ષિત અવગાહનામા તેટલાજ પ્રદેશને સ્પર્શીને અનતા સિધ્ધ રહેલા છે તથા તેજ અવગાહનાના અમુક પ્રદેશ અને બીજી થોડી જગ્યાના પ્રદેશને અવગાહીને પણ અનતા રહેલા છે તે દેશ પ્રદેશને સ્પર્શીને રહેલા જણાય મૂળ અવગાહનામા રહેલા અનત કરતા દેશ પ્રદેશને સ્પર્શીને રહેલા અસખ્યાત ગુણા છે. કહ્યું છે કે:—

"જિહા નિજ એક અવગાહના, તિહા નમુ સિદ્ધ અનત,
ફરસિત દેશ પ્રદેશને, અસખ્ય ગુણા ભગવત"

એ પ્રમાણે સિધ્ધનુ ક્ષેત્ર જાણવુ

સ્પર્શના દ્વાર—જેટલી ક્ષેત્રઅવગાહના હોય તેના કરતા સ્પર્શના વધારે હોય એક પ્રદેશમા રહેલાને બીજા છ પ્રદેશની સ્પર્શના હોય

કાળ દ્વાર—એક આત્મા મોક્ષમા ગયા પછી પાછો સંસારમા આવતો નથી તેથી સિધ્ધનો કાળ આદિ અનંત

કહેવાય કારણ કે આદિ છે, અંત નથી. ઘણા સિદ્ધોની અપેક્ષાએ અનાદિ અનંત કાળ છે.

અંતર દ્વારઃ—એક વસ્તુ આવ્યા પછી ચાલી જાય અને ફરી પ્રાપ્ત થાય તેના વચ્ચેના કાળને અંતર કહેવાય. એવું અંતર સિદ્ધના જીવોને હોય નહિ. કારણકે સિદ્ધમાંથી બીજી અવસ્થામાં જવાનું હોતું નથી.

ભાગદ્વારઃ—સર્વ જીવો કરતાં અનંતમાં ભાગે સિદ્ધના આત્માઓ છે.

ભાવદ્વારઃ—સિધ્ધના જીવોને ક્ષાયિકભાવે કેવલજ્ઞાન, કેવલદર્શન, ક્ષાયિકસમકિત, યથાખ્યાત ચારિત્ર, દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય એ પાંચ ક્ષાયિકલબ્ધિ હોય છે, તથા પારિણામિકભાવે જીવત્વ હોય છે. ભવ્યત્વ એટલે મુક્તિમાં જવાની યોગ્યતા, તે બારમા ગુણ સ્થાનક સુધી હોય છે. અભવ્યત્વ મુક્તિગમનની અયોગ્યતા, એ તો પહેલે ગુણ ઠાણેજ હોય છે.

ભાવ પાંચ છે. ૧ ઔપશમિક તેના બે ભેદ છે. ૨ ક્ષાયિક તેના નવ ભેદ છે. ૩ ક્ષાયોપશમિક એના અઢાર ભેદ છે. ૪ ઔદયિક તેના એકવીશ ભેદ છે. ૫ પારિણામિક એના ત્રણ ભેદ છે. કુલ પાંચ ભાવના ત્રેપન ભેદ છે. તથા એ ભાવોના સંયોગથી બનેલા સાંનિપાતિક ભાવના છવ્વીશ ભેદમાં છ ભેદે જીવો હોય છે. તેમાં સિધ્ધના

જીવોને ક્ષાયિક અને પારિણામિક એ બે ભાવ અને તેના પેટાભેદ ઉપર કહ્યા પ્રમાણે દશ ભાવ હોય છે.

અલ્પ બહુત્વદ્વાર—નપુંસકલિંગે મોક્ષે ગયેલા કરતાં સ્ત્રીલિંગે મુક્તિમાં ગયેલા સંખ્યાત ગુણા છે, અને તેના કરતા પુરૂષપણામા મુક્તિમા ગયેલા સંખ્યાત ગુણા છે. સિદ્ધનાં પંદર ભેદ જોકે ત્યા તો બધા સરખા છે, પણ છેલ્લા મનુષ્યભવમા જે અવસ્થા હતી, તેની અપેક્ષાએ પંદર ભેદ કહ્યા છે

૧. તીર્થંકર થઈને સિદ્ધ થાય તે જિનસિદ્ધ

૨ તીર્થંકર વિના સિદ્ધ થાય તે અજિનસિદ્ધ

૩ તીર્થંકર ભગવંતના શાસનની સ્થાપના થયા પછી મોક્ષમા જાય તે તીર્થસિદ્ધ.

૪. શાસન સ્થપાયા પહેલા મરૂદેવાજીની જેમ મુક્તિમાં જાય તે અતીર્થસિદ્ધ

૫ ગૃહસ્થપણામ કેવલજ્ઞાન પામી મુક્તિમા જાય તે ગૃહિલિંગસિદ્ધ.

૬ જૈનમુનિ સિવાયના બીજા લિંગમા રહેલા આત્માઓ કેવલજ્ઞાન પામી મોક્ષમા જાય તે અન્યલિંગસિદ્ધ

૭ જૈનસાધુનો વેશ ધારણ કરનારા મોક્ષમાં જાય તે સ્વલિંગસિદ્ધ

ગૃહિલિંગ અને અન્યલિંગમાં કેવળજ્ઞાન પામવાનો અને મુક્તિમાં જવાનો નિષેધ નથી. પણ એ ક્વચિત્ બનનાર વસ્તુ છે. રાજમાર્ગ નથી. ગૃહસ્થપણું કે અન્ય ધર્મનો વેશ એ મુક્તિનું કારણ બને નહિ. મોટા ભાગે સંસારનું કારણ બને. વળી ગૃહિલિંગે કે અન્યલિંગે કેવળજ્ઞાન થયા પછી આયુષ્ય વધારે હોય તો જૈનમુનિનો વેશ લેવોજ જોઈએ. વેશ પહેર્યા પછીજ દેવ વગેરે વંદનાદિ વ્યવહાર કરે.

૮. સ્ત્રીપણામાં કેવળજ્ઞાન પામી મુક્તિમાં જાય તે સ્ત્રીલિંગ સિદ્ધ. દિગંબરો સ્ત્રીને મુક્તિ ન હોય એમ માને છે. પણ એ માન્યતા બરોબર નથી. આના માટે ઘણા શાસ્ત્રોમાં ચર્ચા કરીને પ્રામાણિકપણે સ્ત્રીને મુક્તિ હોઈ શકે એ સિદ્ધ કરવામાં આવ્યું છે.

સ્ત્રીને કેવલજ્ઞાન અને મોક્ષ હોઈ શકે તો પછી આ જમાનામાં, સાધ્વીઓ ભણેલા હોય તે પુરૂષની સભામાં વ્યાખ્યાન કેમ ન વાંચે ? આવી દલીલો કેટલાક તરફથી કરવામાં આવે છે, તે ગેરવ્યાજબી છે, શાધ્વીએ પુરૂષની સભામાં વ્યાખ્યાન ન વાંચવું જોઈએ, એ શાસ્ત્ર આજ્ઞાના પાલનમાં શાસનની મર્યાદા અને ઘણાં બીજા લાભ છે. ઘણા અનિષ્ટથી બચવાનો ઉપાય છે. જમાનાના નામે શાસ્ત્ર આજ્ઞા ન કહેવાય.

૯. પુરૂષપણામાં મોક્ષે જાય તે પુરૂષલિંગ સિદ્ધ.

૧૦. નપુસકપણામા મોક્ષે જાય તે નપુમકલિંગ સિદ્ધ.

૧૧ કોઈપણ નિમિત્ત વિના પોતાની જાતે બોધ પામે તે સ્વંય બુદ્ધસિદ્ધ

૧૧. કોઈ વસ્તુ જોવાથી બોધ પામે તે પ્રત્યેકબુધ્ધસિધ્ધ

૧૩ ગુરૂના ઉપદેશથી બોધ પામી, મુક્તિમા જાય તે બુદ્ધબોધિતસિદ્ધ

૧૪ એક સમયમા એક સિદ્ધ થાય તે એકસિદ્ધ.

૧૫. એક સમયમા એકથી વધારે સિદ્ધ થાય તે અનેકસિદ્ધ વધારેમા વધારે એક સમયે ૧૦૮ સિદ્ધ થાય. તીચ્છાલોકમા, વૈમાનિક દેવમાથી આવીને, ૫ દર કર્મભૂમિમા પુરૂપપણુ પામેલા, સાધુવેશ પામીને મતિ, શ્રત, અવધિજ્ઞાન પામ્યા પછી કેવલજ્ઞાન પામેલા, મધ્યમ અવગાહના વાળા અવસર્પિણીના ચોથા આરામા, અને ઉત્સર્પિણીના ત્રીજા આરામા રહેલા, આત્માઓ વધુમા વધુ એક સમયે એ-સોઆઠ મુકિતમા જાય,

સિદ્ધ પરમાત્માને જે સુખ છે, તેની ઉપમા જગતના કોઇ સુખ સાથે આપી શકાય તેમ નથી દુન્યવી સુખની રમણુતામા પડેલા અજ્ઞાની જીવને સિદ્ધના વિષયાતીત, પુદ્ગલાતીત સુખની કલ્પના આવવી પણ મુશ્કેલ છે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમા જે દેવો, થયા છે અને થશે

તે બધાના સુખ ભેગા કરે, તેને અનંતીવાર અનંતા ગુણા કરે તો પણ સિદ્ધિસુખની સમાનતામાં ન આવે. સિદ્ધના સુખનો અનંતમો ભાગ કરે છે તે એક ભાગ પણ ચૌદરાજ લોકમાં સમાય નહિ. કેવલજ્ઞાની પોતાના જ્ઞાનથી જાણે પણ કહી શંકે નહિ.

એક જંગલના ભીલે અરણ્યમાં નીકળેલા રાજાની સેવા કરી, રાજા ખુશી થઈ નગરમાં લઇ ગયો, ત્યાં ઉત્તમ પ્રકારના મહેલમાં રહેવાનું, સુંદરમાં સુંદર દેવાંગના જેવી સ્ત્રીઓના નાચ વગેરે જોવાનું, સારામાં સારી ઉત્તમ મીઠાઇઓના ભોજન, હીરા, માણેક, મોતીના ઘરેણા અને રેશમી વસ્ત્રોથી શરીરને શણગારવાનું, તેમજ સુગંધી અત્તર વગેરેનું વિલેપન, કોમળ રેશમી તળાઈઓમાં સૂવાનું આવા બધા અપૂર્વ સાધનોનો ભોગવટો કરવાનો અવસર મળ્યો. ત્યાર બાદ કેટલાક વખતે ઘર સાંભર્યું. અને વગડામાં ચાલ્યો ગયો. સંબંધિ બધા ભેગા થયા અને નગરના સુખનું વર્ણન પૂછે છે. પણ આ જવાબ આપી શકતો નથી. સમજાય છે છતાં સામાને કેવાં દ્રષ્ટાંતથી સમજાવે? નગરની કોઇ વસ્તુ જેવી ચીજ હોય તો સરખામણી કરી બતાવે, તે તો અહીં નથી. તેવીજ રીતે કેવલી ભગવંતો જાણવા છતાં પણ ત્યાંના સુખને કહી શકતા નથી. એવા અનંતા સુખમાં અનંતો કાળ રહે છે. ફરીથી કોઇપણ વખતે જન્મ મરણના ફંદામાં ફસાવાનું એમને હોતું નથી.

આ પ્રમાણે નવતત્વનું ટુંકું વર્ણન કર્યું. વિશેષ વર્ણન

સદ્‌ગુરૂની ઉપાસના વડે મેળવવુ વારવાર અભ્યાસ કરવો. નિરતર ચિતન મનન કરવુ, આત્માને તન્મય બનાવી દેવો મોક્ષતત્વ પામવા માટેના ઉદ્યમ સતત આદરવા એ તત્વ જાણવાનુ ફળ છે

આ નવતત્વને સમજીને શ્રધ્ધાપૂર્વક સ્વીકાર કરે તેને સમ્યગ્‌દર્શન હોય, કદાચ ક્ષયોપશમના અભાવે જાણવાનુ ન બન્યુ હોય પણ અતરથી દઢ શ્રધ્ધા હોય તેને પણ સમકિત હોય "શ્રી જિનેશ્વર ભગવતોએ કહેલા વચનો તદ્દન સાચા છે, એમા જરા પણ ફેરફાર ન હોય, ત્રણે કાળમા એમા સ્હેજ માત્ર ફેરફાર થઈ શકે નહિ" આવી ભાવના જેના મનમા હોય તેને અવશ્ય સમકિત હોય. અતરમુહુર્ત જેટલો વખત પણ જેને સમકિતની સ્પર્શના થઈ હોય તે વધુમા વધુ અર્દ્ધપુદગલપરાવર્તન કાળ સુધી આ સસારમા પરિભ્રમણ કરે એથી વધારે નહિ

એટલો બધો કાળ તો જેમણે તીર્થકર ભગવતના શરીરનો નાશ કરવા જેવા મહાદ્રોહના કાર્યો કર્યા હોય તેવા બહુજ કલિષ્ટ પરિણામવાળા આત્માને સભવી શકે બીજા આત્મા તો સમકિત પ્રાપ્તિ પછી થોડા કાળમા મોક્ષમા જાય છે સમકિત આવ્યા પછી ન જાય તો વધુમા વધુ આઠજ ભવ કરવા પડે કારણ કે દર્શન, જ્ઞાન, ચારિત્રની જઘન્ય આરાધના આઠ ભવે, મધ્યમ આરાધના ત્રણ ભવે અને ઉત્કૃષ્ટ આરાધના તેજ ભવે મુકિત આપે એમ શાસ્ત્રોમા કહ્યુ છે.

વૈરાગ્ય, શ્રધ્ધા, ક્રિયારૂચિ આદિ ઉત્તમ ગુણોની સ્થિરતા અને વૃદ્ધિ માટે આ નવતત્ત્વનું જ્ઞાન ઘણું જરૂરી છે. ક્રિયા કરનારો જ્ઞાનની જરૂર નથી એમ માને, અને સમજનારો, સમજ્યા એટલે બસ, ક્રિયાની કાંઇ જરૂર નથી એમ માને તો માર્ગના આરાધક બની શકતો નથી. સમકિત, જ્ઞાન, ત્યાગ, તપ, વૈરાગ્ય, ક્રિયા. ભકિત આદિ કોઈપણ અંગને સેવનારો બીજા અંગની ઉપેક્ષા, અવગણના કે નિંદા કરે તો નીચી દશાને પામે છે. ધર્મ પામેલો તેજ કહેવાય કે જેનામાં બીજાના અલ્પગુણ પ્રત્યે બહુમાન હોય. હીન દશાવાળા પ્રત્યે દયા આવે પણ ઉતારી પાડવાના પ્રયત્ન ન હોય. જ્ઞાન યોગની વાતોવાળા ક્રિયાયોગની નિંદા કરે, અને જીવનને અર્થકામની યથેચ્છ પ્રવૃત્તિમાં વીતાવે છતાં પોતાને બહુ ઉંચા માને તેવા પામર જીવો શ્રી જિનેશ્વર દેવના માર્ગથી ઘણા દૂર છે. સરળતાપૂર્વક આરાધના કરનાર થોડી સમજણ હોવા છતાં ઉંચી દશા પામે છે. સમજણ, સરળતા અને ક્રિયા રૂચિ સહિત શ્રધ્ધા એ બધી વસ્તુઓ સમયને અનુસરીને જેનામાં હોય તેમની બલિહારી છે! તેવા આત્માઓ શ્રી વીતરાગ શાસનના અણમૂલ રત્નો છે. એવા જીવોના સહવાસ સાધી આરાધક ભાવ કેળવવા પ્રયત્ન કરવો.

ગાડરીએ પરવાહ, ધર્મ કર્યો ઉત્સાહ;
વળી વૃંદારકોએ, પરમાધામીકોએ.

૧૫-૯૮

હે શીમધર ભગવાન ! કેટલાક ભવોમા મે ગાડરીયા પ્રવાહે ધર્મ કર્યો ધર્મના મર્મને સમજવા લેશ માત્ર પ્રયત્ન કર્યો નહિ વળી તેવા પ્રકારના પાપાનુબધિ પુન્યના કાર્યો કરી પરમાધામી દેવપણાને પામ્યો

ધર્મક્રિયાઓમા આશયશુદ્ધિ અને વિધિશુદ્ધિ સાચવ્યા વિના જેમ ચાલતુ હોય તેમ ચાલવા દેવુ એનુ નામ ગાડરીયો પ્રવાહ કહેવાય છે જેમ બને તેમ સૂક્ષ્મ બુદ્ધિએ ધર્મને સમજવો જોઇએ નહિ તો કોઇ વખત ધર્મના નામે અધર્મ થઇ જાય છે વૃદ્ધાવસ્થામા દીક્ષા લીધેલ મુનિને કાઉસ્સગ્ગમા બહુવાર લાગવાથી ગુરૂ મહારાજે પૂછ્યુ કે મહાનુભાવ ! બહુવાર કેમ લાગી ? જવાબ આપ્યો કે સાહેબ ! મે જીવદયા ચીતવી કેવી રીતે ? તો કહે કે, પહેલા હુ સસારી અવસ્થામા ખેતીનુ કામ કરતો હતો, ચોમાસુ આવતા પહેલા ખેતર ખેડી રાખતો હતો, ખાતર ભેગુ કરતો હતો, ખેતરમા ઉગેલા ઘાસ વગેરેને ઉખાડી નાખતો એવી બરાબર ચીવટ રાખવાથી અનાજ બહુ પાકતુ અને આખા કુટુબનો નિર્વાહ ચાલતો. હવે મારા છોકરાના હાથમા એ કામ આવ્યુ તે બધા આળસુ છે મારા જેવી ચીવટ નહિ રાખે તો બરાબર પાક થશે નહિ અને બિચારા દુ ખી થઇ જશે. એવી એમની દયા ચિતવી ગુરૂ મહારાજે કહ્યુ કે, મહાનુભાવ ! આ તમે પાપ વિચાર કર્યો માટે મિચ્છામિદુક્કડ આપો સરળ હોવાથી મનની વાત કાઢી દીધી અને મિચ્છામિદુક્કડ દઈ શુદ્ધ થયા સમજણના અભાવે

પાપકારી આરંભાદિના કામ, તથા સાધુને ન શોભે તેવી સંસારીની ચિંતાને પણ ધર્મ માન્યો. એવી રીતે અજ્ઞાનીપણામાં ઘણી વખત ધર્મ કરવા જતાં બીજા રસ્તે ચડી જવાય છે. ધર્મના સ્થાનમાં વિકથા કરવી, દુનિયાની પંચાત લાવી ઉભી કરવી, પોતાની મોટાઈ સાચવવા તોફાન ઉભા કરવા, રીતસર વ્યવસ્થા ચલાવવી નહિ, અને રીતસર ચલાવતા હોય તેના સાચા ખોટા વાંક કાઢી ઉંધો પ્રચાર કરવો, આ બધું અજ્ઞાનતા અને મોહવાસનામાંથી જન્મેલું હોય છે. આવા આત્મઘાતક પ્રપંચોથી અલગ રહીને વિધિની શુદ્ધતા સહિત, આત્મકલ્યાણનાજ ધ્યેયને રાખી સઘળી ધર્મ આચરણા કરવા યોગ્ય છે. ધર્મક્રિયાઓ એ સંસારને વધારવા માટે નથી, પણ ઘટાડવા માટે છે. જીવનભર કરેલી ક્રિયાઓના પરિણામે પણ આપણે સંસાર પ્રત્યેનો રસ લેશ પણ ઓછો કરી શક્યા ન હોઇએ તો આરાધનાનુ ફળ મળ્યું ન કહેવાય. પરમાત્માની આજ્ઞા મુજબની ધર્મક્રિયાઓનું અંતિમ ફળ મુક્તિ અને વર્તમાન ફળ વિષય કષાયની વાસના ઉપર કાપ મુકવો એ વિસરવા જેવું નથી.

વળી એવીજ કોઇ આસુરી ભાવનાથી કે નિયાણાવાળી તપશ્ચર્યા વગેરે કષ્ટ કરવાથી જીવ અધમ દેવના અવતાર પામે છે. તેમાં પરમાધામીપણાને પણ કદાચ પામે છે તેમના પરિણામ બહુ ક્રુર હોય છે. નારકીના જીવોને દુઃખ આપવું એજ એમનું કાર્ય હોય છે. નારકીઓને થતા ત્રાસ જોઈને અને વધારીને આનંદ માનનારા હોય છે. એમના પણ શા હાલ થાય છે તે હવે કહે છે.

નારકીને દુખ દેઈ, પાપે પિંડ ભરેઈ;
જળ માણસ થયો એ, જાળ અંતર રહ્યો એ
૧૬–૮૯

પીલાણોતેણે ઠામ, અંડગોલકને કામ;
ઘરટી મધ્ય કરીએ, નર દ્વીપાંતરીએ ૧૭–૯૦

દુખ પામ્યો તિહાં ભીમ, કાળ સંવત્સર સીમ;
પરવશમાં છળે એ, ભવ એમ પાછલે એ ૧૮–૯૧

હે દેવ! પરમાધામીના ભવોમા નારકીના જીવોને દુખ આપીને આત્માને પાપથી ભારે બનાવીને હુ જળમાણસ થયો અને જાળના આંતરે રહ્યો તે ભવમા અંડની ગોળીઓ માટે બીજા દ્વીપના વેપારી લોકોએ મને ઘટીમા ઘાલીને પીલ્યો ત્યા એક વરસ સુધી ભયંકર પીડા અનુભવી પરવશપણામા એમ છેતરાયો, મારા ગયા ભવોમા મે આવી આવી અસહ્ય પીડાઓ સહન કરી છે

ક્રૂરપણે નારકીના જીવોને દુખી કરી, તેમની પીડા વખતે ઘણો આનંદ અનુભવી, પોતાના આયુષ્યને પૂરૂ કરી પરમાધામી દેવો કયી ગતિમા જાય છે અને કેવા કષ્ટો અનુભવે છે તે હવે વિચારીએ પ્રાય પરમાધામી દેવો મરીને જળમાણસ થાય છે ભરતક્ષેત્રમા ગંગા અને સિંધુ નામની બે મોટી નદી છે ગંગા પૂર્વ તરફ અને સિંધુ પશ્ચિમ તરફ લવણ સમુદ્રને મળે છે જે સ્થાને સિંધુ નદી સમુદ્રને મળે છે, ત્યાથી દક્ષિણ દિશામા પંચાવન યોજન

ઉપર સમુદ્રમાં એક વેદિકા–ચોતરો છે. તેમાં સાડાબાર યોજનના માપવાળું એક ભયાનક સ્થળ છે. દરીયાની ઉંડાઈ ત્યા સાડાત્રણ યોજન છે. તે જગ્યાએ સુડતાલીશ અંધારી ગુફાઓ છે, ત્યાં જળમાણસો ઉત્પન્ન થાય છે અને રહે છે. ઘણા મજબુત હાડકાંવાળા, બહુજ પરાક્રમી, મદ્ય માંસના બહુ લોલુપી, સ્ત્રીના વિષયમાં ઘણાજ રક્ત હોય છે. તેમને જલચર મનુષ્ય અથવા જલમાણુસ કહેવામાં આવે છે. શરીરનો રંગ બહુજ કાળો, સ્પર્શ ઘણો કઠણ, આંખો ઘણી બીહામણી હોય છે. શરીર સાડાબાર હાથનું અને આયુષ્ય સંખ્યાતા વરસનું હોય છે. તેમના શરીરમાં રહેલી અંડની (વૃષણની) ગોળીઓ રત્નના વેપારીઓને ઉપયોગમાં આવે એ ગોળીઓ ચમરી ગાયના પુંછડામાં ગુંથી કાને બાંધી સમુદ્રના પાણીમાં ઉતરવાથી પાણીના મગર, કાચબા, મત્સ્ય વગેરે જંતુઓ હેરાન કરતા નથી, અને સુખેથી સમુદ્રના તળીયે રહેલ રત્નો વગેરે કિંમતી વસ્તુઓ લઈ શકાય છે. આથી દરીયામા ફરતાં રત્નના વેપારીઓ એ ગોળીઓ મેળવવાની બહુજ ઇચ્છા રાખે છે, અને બની શકે તેટલા પ્રયત્ન કરે છે. એ જળમાણસો એવા મજબુત હોય છે કે જીવતા તો હાથમાં આવેજ નહિ, પકડનારને કાચાને કાચા ખાઇ જાય. એથી એમને ફસાવવાના બીજા પ્રયત્નો વેપારીઓ કરે છે. લોભી બનેલા વેપારીઓ કયુ પાપ નથી કરતા ? આરંભ. હિંસા, અનીતિ, વિશ્વાસઘાત, પ્રપંચ આ બધું ધનના લોભી બનેલા પામરો કરવામાં પાછી પાની કરતા નથી. તે જળમાણસના રહેવાના સ્થળથી

એકત્રીસ યોજન દૂર રત્નદ્વીપ છે, તેમા મનુષ્યની વસતિ હોય છે ત્યાના વ્યાપારીઓ જળમાણુસને ફસાવવા વજ્રની મોટી ઘટીઓ બનાવે છે એ ઘટીઓ આમના સ્થાનથી બહુ દૂર નહિ એવા સ્થળે યાત્રિક રીતે દરિયામા ગોઠવે છે, એ ઘટીઓના નીચલા પડમા મદ્ય અને માસ ખૂબ ભરે છે ઉપરનુ પડ યંત્રથી ઘણુ ઉચુ દેખાય નહિ એવી રીતે ગોઠવે છે પછી દૂર ચાલ્યા જાય છે જળમનુષ્યો મદ્ય માસથી લોભાઇ ત્યા આવે છે, ત્યા ખૂબ ખાય છે, ઘણો આનદ માને છે. વખત જતા એ સ્થળ ઉપર પ્રેમવાળા થઈને ઘટીના નીચેના પડની વચ્ચે આવી જાય છે ત્યારે પેલા વેપારીઓ યત્રથી ઉપરનુ પડ નાખે છે, ચારે બાજુ બધ કરી દે છે હજારો હથીઆરબધ સુભટો ગોઠવે છે હજારો માણુસોની મદદથી અદર રહેલા એ મજબુત માણુસોને પીસે છે, એમા પીસતા ઘણી ચીસો નાખે છે, એ કારમી મોટી ઘટીમા પીસવા છતા ઘણા કઠણ શરીરવાળા તુરત મરતા નથી એક વરસ સુધી ત્યા ને ત્યા ઘણી રાડો નાખતા પીડા અનુભવતા જીવે છે, મહાદુઃખી અવસ્થામા વરસને અતે મૃત્યુ પામે છે પરિણામ ઘણા રૌદ્ર હોવાથી મરીને નરકમા જાય છે એક વરસ બાદ અદરના એ બધા મરી ગયા પછી એ ઘટી ખોલવામા આવે છે, અને તે જલમનુષ્યના શરીરમાથી અડગોળકને કાઢીને પોતાના કામકાજમા વેપારીઓ લે છે પરમાધામીઓને પણ પરિણામે આના વિપાક અનુભવવા પડે છે, માટે પાપની આચરણા કોઇ પણ મ યોગોમા ન થાય એ ખાસ ધ્યાનમા

રાખવું જોઈએ. ધર્મના નામે ઘોર હિંસા કરનારા મોટાભાગે તો ક્લિષ્ટ પરિણામવાળા હોવાથી નરકાદિમાં જાય, પણ તેવા કાર્ય કરવાનું આયુષ્ય કાંઈક શુભ પરિણામમાં બંધાઈ જાય તો પરમાધામી આદિ અસુરપણાને પામે. પરિણામે સંસારમાં મહાદુઃખી થાય. આ જીવે આવું પણ સંસારમાં ભમતા ઘણીવાર કર્યું હશે. હવે સમજીને આશયશુદ્ધિ સહિત ધર્મ કરાય તો કલ્યાણ પમાય, પરંપરાએ નિસ્તાર થાય.

**હવે વૈમાનિક દેવ, કરતો પરસ્ત્રીસેવ;**
**ટેવ વિષય તણીએ, ભવતૃષ્ણા સુજ ઘણીએ.**

૨૯–૯૨

હે દેવ! હવે વૈમાનિક દેવપણાની મારી વાત કહું, ત્યાં પરસ્ત્રીનું સેવન કર્યું, વિષયો સેવવાની ટેવ અને ભવની તૃષ્ણા મને બહુ રહી.

ચારે ગતિમાં સાચું સુખ ક્યાંઇ નથી, દેવપણામાં પણ વિષયોની પરાધીનતા અને અતિલોભ દશા હોય છે. બીજાને વધારે ભોગના સાધનો મળ્યા હોય તો ઈર્ષ્યા કરવી, એક બીજાની સ્ત્રીઓને ઉપાડી જવી, રત્નો, વાવો, વિમાનો, અધિકાર માટે ધમાધમી કરવી એવું બધુ ત્યાં હોય છે. કોઈ એવી પુણ્યબંધની કરણી કરવાથી દેવપણું મળી જાય, ત્યાં પણ સંતોષ વિના સુખ લેશમાત્ર નથી. ત્યા ધર્મની આરાધના મનુષ્ય જેટલી કરી શકાતી નથી.

વિરતિનો લેશ પમાતો નથી સ સારની તૃષ્ણા તો બેઠેલીજ હોય છે તીવ્રમોહના કારણે પશુમા અને છેવટ એકેંદ્રિયમા અવતાર લેવા પડે છે. તે બતાવે છે.

**તીવ્ર મોહ પરિણામ, વળી એકેંદ્રિય ઠામ**
**આયુષ્ય સ ખ્યનોએ, તે હું ઉપનોએ. ૨૦-૯૩**

હે પ્રભુ ! તીવ્ર મોહના પરિણામવાળો દેવમાથી એકેંદ્રિયપણામા જ્યા સ ખ્યાતા વર્ષનુ આયુષ્ય છે ત્યા હુ ઉત્પન્ન થયો

દેવો સમ્યગ્દષ્ટિ અને મિથ્યાદષ્ટિ બને જાતિના હોય છે, તેમા સમકિત દેવો સ સારના સ્વરૂપને સમજનારા હોવાથી તેમને ત્યાથી મરવાનુ હોય ત્યારે બહુ દુ ખ થતુ નથી, જીવનમા પણ બળતરા અને ધમાધમી ઓછા હોય છે. મિથ્યાદષ્ટિ દેવતાઓને મરતા પહેલા છ મહીના જે દુ ખ થાય છે તે અવર્ણનીય હોય છે પરસેવો વળે, તેજ ઘટી જાય, ભયભીત બને, શરીરના અ ગોપાગ ભાગે, ઉઘ આવે, વિમાન વગેરે બધુ ક પતુ હોય એમ લાગે, આ બધુ મુકીને ગર્ભાવાસની ગ ધાતી કોટડીમા જવુ પડશે, એ વિચાર મુ ઝવે, કયાય ચૈન પડે નહિ તેમના શરીર વૈક્રિય પરમાણુથી બનેના વજ્રમય હોવાથી હૃદય ફાટી જાય નહિ, પણ દુ ખી તો બહુજ થાય આર્તધ્યાન ઘણુ કરે મોહનો તીવ્ર ઉદય હોય તો એકેંદ્રિયમા પણ અવતાર લેવો પડે દેવલોકના રત્નના આભરણ, પાણીની

વાવો, તેમાં ઉગેલા કમળો, કલ્પવૃક્ષો વગેરેનો ઘણો પ્રતિબંધ હોય તો તે વસ્તુઓમાંજ એકેંદ્રિયપણે ઉત્પન્ન થઇ જાય. પંચેંદ્રિયપણું ગુમાવી બેસે. ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી, સૌધર્મ અને ઇશાન દેવલોકના દેવો મનુષ્ય તિર્યંચ અને એકેંદ્રિયમાં જાય. ત્રીજાથી આઠમા દેવલોક સુધીના દેવો મનુષ્ય અને તિર્યંચમાં જાય. તેથી ઉપરના ચાર દેવલોક, નવ ગ્રૈવેયક, અને પાંચ અનુત્તર વિમાન એ અઢાર સ્થળના દેવો મનુષ્યમાંજ જાય. ચારે ગતિમાં કોઈ સ્થાન સ્થિર થઇને ટકી શકાતું નથી. ઉંચામાં ઉંચું સુખ સર્વાર્થ સિદ્ધ વિમાનના દેવોનું કહેવાય, તે પણ મુકવું તો પડેજ. આથી મુક્તિ જે શાશ્વત સ્થાન છે, એના માટે પ્રયત્ન કરવા લાયક છે.

**છું અપરાધી દેવ ! તાહરો હું નિતમેવ;**
**સેવક ચિત્ત ધરોએ, પડતો ઉદ્ધારોએ. ૨૧-૯૪**

હે દેવ ! હું તમારો હંમેશનો અપરાધી છું. આ સેવક ઉપર કૃપાદૃષ્ટિ રાખો અને ભયંકર સંસારના ખાડામાં પડતો બચાવી ઉદ્ધાર કરો.

શ્રી વીતરાગની આજ્ઞાની અવગણના કે ઉપેક્ષા કરી મરજી મુજબ વર્તવું, એ એમનો અપરાધ કર્યો કહેવાય. પરમાત્માની આજ્ઞા નહિ પાલવાથી આત્મા પોતાના કલ્યાણથી દુર રહે છે. કાંઈ જુલમથી એમની આજ્ઞા

માનવી પડતી નથી. અનંતજ્ઞાનના બળે જગતના જડ અને ચેતન પદાર્થના સ્વભાવ સમજાવી આત્મોન્નતિનો શાચો માર્ગ બતાવ્યો એજ એમની આજ્ઞા. એ આજ્ઞા વિધિ અને નિષેધરૂપે બે પ્રકારની હોય છે અમુક કરવા યોગ્ય છે, જેમકે શ્રાવકને ત્રિકાળપૂજન, ગુરૂવંદન, સાધર્મિકવાત્સલ્ય આદિ કરવા લાયક છે એ વિધિરૂપ આજ્ઞા કહેવાય, અને શ્રાવકને રાત્રિભોજન, અભક્ષ્ય ભક્ષણ, અનીતિ, પ્રપંચ, અનાચાર, આદિ કરવા લાયક નથી એ નિષેધરૂપ આજ્ઞા સમજવી કરવા લાયકને કરવા અને છોડવા લાયકને છોડવા માટે હમેશા તૈયાર રહેવુ જોઈએ પરમાત્માએ તો ઉધ્ધારનો માર્ગ બતાવેલોજ છે, એમના બતાવેલા સન્માર્ગે ચાળનાર પોતાનો ઉધ્ધાર કરી શકે એમાં ઉપકાર એ પરમતારક પ્રભુનો જ સમજવાનો છે. આત્મકલ્યાણની ઇચ્છાવાળાએ પરમાત્માની આજ્ઞાનો અહોનિશ વિચાર કરી તે મુજબ ચાલવા તૈયાર રહેવુ જોઈએ પૂર્વકાળમાં અનંતા જીવો મોક્ષમા ગયા છે, વર્તમાનમા અનેક આત્મા મુક્તિનો માર્ગ સાધી રહ્યા છે, અને ભવિષ્યમા અનંતા જીવો મુક્તિમા જશે એ બધા પ્રભુની આજ્ઞાના પાલનથીજ. એવુ સમજીને સદાય આજ્ઞા હૈયામા ધારણ કરી જીવનમાં ઉતારવી,



## ઢાળ છઠ્ઠી

( સાહેબજી ! સાચી તાહરી વાણી—એ દેશી )

**ચારલાખ યોનિ ભમ્યો, લહ્યો સુર અવતાર;**
**શ્રી સીમંધર ઠાકુરા રે, મેં વિલસ્યાં રે તિહાં-**
**સુખ અપાર ઠાકુરીઆરે અમ તારો.**
**ભવ સાયરરે વહાલા પાર ઉતારો. ઠા૦ ૧—૯૪**

હે સીમધર મહારાજા ! હું દેવના અવતાર પામ્યો, ત્યાં ચારલાખ યોનિ ભમ્યો, તેમાં અનેક પ્રકારના સુખના વિલાસ કર્યા. હે જગતના ઠાકોર ! અમને તારો, સંસાર સાયરથી પાર ઉતારો.

ચોરાશી લાખ યોનિની વિચારણા વખતે દેવતાની ચાર લાખ યોની છે, એ જણાવાયું છે. આ જીવને દેવપણાના સુખો અનંતીવાર મળી ચુકયા છે. છતાં તૃપ્તિ થતી નથી. નદીઓના ગમે તેટલા પાણીથી દરીયો ભરાય નહિ, ગમે તેટલા લાકડા મળે પણ અગ્નિ શાન્ત થાય નહિ, તેમ આ જીવને ઘણા ભોગના સાધનો મળે છતાં તૃપ્તિ થતી નથી. અનંતીવાર ભોગવીને મુકેલા જગતના એ જડ પદાર્થો મેળવવા સદાય તૈયાર રહે છે, અને જ્યારે મળે ત્યારે પહેલા કોઈ દિવસ ન મળ્યા હોય એવી રીતે એના રાગમાં રાચે છે. અગ્નિમાં ઘી હોમવાથી શાંન્ત થવાન બદલે વધારે સળગે, તેમ, જીવને વિષયોની આકાંક્ષા ભોગવવાથી ઘટવાને બદલે

વધે છે વિષયોની આકાંક્ષા ઘટાડવાનો ઉપાય ભોગવટો નથી, પણ જ્ઞાન અને વૈરાગ્ય છે દુનિયાનુ કોઇપણ સુખ આત્માને તૃપ્તિ, આપી શકે નહિ વિષયોથી પર આત્મિક સુખની ઝાખી થાય તોજ સાચો આનદ આવે બાકી કર્મના વિપાકથી આવેલા સુખો પણ દુ ખ રૂપ છે. સ સારના પરાધીન, મલીન, તુચ્છ એવા સુખમા રાચવુ નહિ અને આત્મિક સુખ મેળવવા પ્રયત્ન સેવવા લાયક છે

ચૌદ લાખ મનુષ્યના રે, ભોગવ્યા ભેદ અશેષ;
લાખ ચોરાશી હું ભમ્યો, મે કાઢયા રે તિહાં
નવ નવા વેશ. ઠા૦ ૨-૯૬

હે નાથ! ચૌદલાખ મનુષ્યની યોનિ કહી છે તેના બધા ભેદોમા હુ ફરી આવ્યો, આવી રીતે ચોરાશી લાખ યોનિમા હુ ભમ્યો અને મે ત્યા નવાનવા વેશ કાઢયા

શાસ્ત્રકારો સ સારને નાટકશાળાની ઉપમા આપે છે ચૌદરાજરૂપી ર ગભૂમિમા, મોહરૂપી, ર ગાચાર્યના હુકમથી મિથ્યાત્વરૂપી અ ધારી રાત્રિમા સ સારના પ્રાણીઓ નવા નવા વેશ કરીને નાચ્યાજ કરે છે મોહને આધીન જગતના પાત્રો એની આજ્ઞા અહોનિશ ઉઠાવે છે અને પાર વગરની વિડ બના અનુભવે છે અન તકાળથી નાચવા માથી ઉંચાજ આવતા નથી એક જન્મમા અનેક વેશો ભજવવા પડે છે અન તાભવોમા તો અનેક જાતિના સ્વાગ

સજવા પડયા છે. એ ભવનાટકથી કંટાળો આવ્યો હોય તો ઉત્તમ પ્રકારના ધર્મની સતત આરાધના કરવા યોગ્ય છે.

**દિન જાતે રે યૌવન ગળ્યું, ન ગળ્યો તે મનમથ પર;**
**મહિલાને રૂપે રાચીઓ, દેખી રાત દિવસ રહીઓ**
**હું ઝુરી. ઠા૦ ૩-૯૭**

હે તારક દેવ ! દિવસો જતાં મારૂં યૌવન નાશ પામ્યું, પણ કામનો આવેશ ન ગયો. સ્ત્રીના રૂપમાં હું રાચ્યો, જોઇ જોઇને રાત દિવસ હું ઝુરતો રહ્યો.

વિષયતૃષ્ણાનું જોર જગતમાં જબરૂં છે. શરીર નબળું પડે પણ વિષય પિપાશા ખસતી નથી. જ્યાંસુધી ચિત્તમાં એ બેઠી હોય છે, ત્યાંસુધી અનેક ખોટા વિકલ્પો થયાજ કરે છે. સ્ત્રીઓના રૂપની પાછળ આંખો અને મન ભમતા હોય છે. ભોગના ભિખારી બનેલા પામર જીવડાને શાંતિ મળે ક્યાંથી ? કામદેવની ઉત્પત્તિ સંકલ્પમાંથી થાય છે, એ સંકલ્પ આવવા દેવાજ નહિ અને આવે તો વૈરાગ્ય ભાવનાથી કાઢવા બરાબર તૈયાર રહેવું. કહ્યું છે કે "જો સંસારનો ભય લાગ્યો હોય, અને મુક્તિના સુખની ઇચ્છા અંતરમાં જન્મી હોય, તો ઇંદ્રિયોને જીતવા જેટલી શકિત હોય તેટલી ફોરવ," વિષયોમાં ફસાવનાર મુખ્યતાએ ચક્ષુ ઇંદ્રિય છે. કહ્યું છે કે:—

"તીર લગો ગોલા લગો, લગો મરમકા ઘાય;
નૈના કિસીકા મત લગો, જિસકા નહિ ઉપાય"

રૂપના જોવાથી રાગ વધે છે. શરીર અને મનમા વિષયના ઉછાળા આવે છે. આજ કારણથી મુનિઓને બ્રહ્મચર્યની ચોથી વાડમા સ્ત્રીઓના અગોપાગ તરફ દ્રષ્ટિ ન નાખવી એમ જણાવ્યુ છે કારણ કે લક્ષ્યમા ન રાખે તો નિર્દય એવો કામ ચડાલ સમજણાને પણ પીડે અને ઉધા નાખી દેતા વાર લગાડે નહિ પાચે ઇદ્રિયોના વિષયો બૂરા છે હમેશા છોડવા લાયક છે. વિષયોની વળગેલી કુટેવ કાઢવા ભગીરથ પ્રયત્ન કરવા જોઇએ. તેજ શૂરો, તેજ પડિત ગણાય કે જે ઇદ્રિયરૂપી ચોરોથી લુંટાયો ન હોય ઈદ્રિય દમન વિના શુદ્ધતા ન આવે તપ અને ભાવના આદિની સતત આચારણા પણ વિષય વિકારોના નાશ માટે કરવાની છે.

**અશુભ ધ્યાન અંતર ચિતવ્યા, યુવતીના ભોગવિલાસ**
**અમૃત ફીટી વિષ થયું, શ્રીફળ જળ રે ઘનસારજ**
**તાસ. ઢા૦ ૪–૯૯**

હે સ્વામિન્! મે મનુષ્યપણામા અશુભ ધ્યાનની અદર યુવતી સબધી ભોગ વિલાશને ચિતવ્યા જેમ નાળીએરના પાણીમા કપૂર નાખવાથી ઝેર બની જાય, તેમ મારૂ મન અમૃત મટી ઝેર જેવુ બન્યુ

અમૃત સરીખુ નાળીએરનુ પાણી પણ કપૂરના સહવાસથી ઝેર બને છે તેમ નિર્મળ મન પણ ચક્ષુના દોષથી મલીન બને છે ભોગવિલાસ સબધી ઘણા માઠા વિચારોથી મન ઘેરાઇ જાય છે વધારે પરાધીનતા આવતી

જાય છે કામની દશ અવસ્થામાં ચિંતા, રોગ અને છેવટ મૃત્યુ પણ કહેલ છે. એ બધા અનર્થનું મૂળ કારણ આંખનું ઝેર છે. "જોવામાં શું બગડી જાય છે?" આવું બોલનારા બહુ ભૂલે છે. નાટક, સિનેમાના વિષયોથી ભરેલા ભયંકર દ્રશ્યોએ અનેક યુવાન સ્ત્રી પુરૂષોને ઉન્માર્ગે ચડાવ્યા છે, સ્ત્રીએ પરપુરૂષ સામે જોવું નહિ, પુરૂષોએ પરસ્ત્રી સામે નજર નાખવી નહિ, એ ઉત્તમ મર્યાદાનો જ્યાં લોપ થયો છે, ત્યાં પાપો વધ્યા છે, અને શાંતિનો નાશ થયો છે. વર્તમાનમાં નિર્દોષ રમતના નામે સ્ત્રી પુરૂષોનો વિશેષ પરિચય વધતો જાય છે, મોટી ઉંમરના છોકરીઓને સાથે શિક્ષણ આપવાની જે પદ્ધતિ દાખલ થતી જાય છે, તેમાં આર્યદેશના નાશના બીજ છે, એમ કહી શકાય. અનાચારના ખાડામાં ઉતર્યા પછી ક્યાં જઇ પડાશે એ કહી શકાશે નહિ આથીજ જેમ બને તેમ આર્યદેશની અને ધર્મની ઉત્તમ મર્યાદા સાચવવી, નાટક સિનેમાના વિવિધ ઝેરથી ભરેલા દેખાવો ઉછરતી પ્રજા જેમ જોશે તેમ સદાચારનું સત્યાનાશ વળી જશે. એમાંથી જગતને બચાવનાર કોઇ જાગે તો શાન્તિ રહે. બાકી તો આજે મર્યાદાનો લોપ થતો જાય છે. જેટલા અંશે બચાય તેટલું બચવું. આંખોને ઠેકાણે રાખવી. સારા રૂપરંગ ઉપર નજર જાય તો જેમ સૂર્ય સામે જોવાથી આંખ મીંચાઇ જાય તેમ આંખો મીંચી દેવી. જેથી વિષયોનું કારમું ઝેર ચડતું અટકે. મનને પાપી બનાવનાર આંખો છે, એને

ઠેકાણે રાખી સન્માર્ગમા સ્થિર રહેવા બનતો પ્રયાશ કરવો, એ સર્વને માટે હિતકર છે.

**ક્રોધ માન માયા તજી, સમભાવે ભવે મન;**
**તજી કંચન કામિની, મહી મંડલેરે મુનિ તે**
**ધન્ય ધન્ય ઠા૦ ૫—૯૯**

ક્રોધ, માન, માયાને છોડી સમભાવમા મનને રાખનારા કંચન, કામિનીનો ત્યાગ કરનારા મુનિવરો આ પૃથ્વી ઉપર ખરેખર ધન્યવાદને પાત્ર છે.

ક્રોધાદિ ચાર કષાય જેને સંસાર મહેલના પાયા, અથવા સંસાર વૃક્ષના મૂળ તરીકે ગણવામા આવ્યા છે, એને જીતવા માટે જેમણે કંચન કામિનીનો ત્યાગ કર્યો છે એવા સાચા ત્યાગી મુનિવરો પૃથ્વીના શણગાર રૂપ છે. એવા મહાત્માઓના પ્રતાપે જગતમા શાન્તિનો અંશ હોય છે તેવા ઉત્તમ આત્માઓનુ જીવન ધન્ય મનાય છે જગતના સાચા ઉપકારી ત્યાગમૂર્તિઓ છે. એ જગતને ભારરૂપ કે સમાજને બોજારૂપ હોઇ શકેજ નહિ સર્વ પાપ કરાવનાર કંચન અને કામિની બે છે એનાથી જે આઘા ખસી ગયા, તે પોતે શાન્તિમા ઝીલી જગતને સાચી શાન્તિ આપનારા છે. એમ સમજી સાચા ત્યાગીઓનો સહવાસ વિશેષ સાધવો અને પોતાનુ મન ત્યાગભાવના તરફ વિશેષ કેળવવુ એ અતિ હિતકારી છે ત્યાગના વિચારથી સર્વત્ર શાન્તિ રહે છે.

**એમ અનંતા ભવ ભમ્યો, ચવીઓ વાર અનંત;**
**સુખ દુઃખ સઘળા ભોગવ્યા, ભવ ગણતાંરે થાક્યો**
**ભગવંત. ઢા૦ ૬–૧૦૦**

હે ભગવન્! શમ હું અનંતીવાર મરણ પામ્યો. સઘળી જાતના સુખ દુઃખ ભોગવ્યા અને ભવની ગણત્રી કરતાં પણ થાકયો.

**દેવગુરૂ ધર્મ ઓળખ્યા, મેં સુણ્યો પ્રવચન સાર;**
**છ કાયના જીવ ઓળખ્યા, વળી દુરિતનારે**
**અહિઠાણ અઢાર. ઢા૦ ૭–૧૦૧**

હે તારક વિભુ ! હવે પરમભાગ્યના ઉદયે મેં સાચા દેવ ગુરૂ ધર્મ ઓળખ્યા, આગમનું રહસ્ય સાંભળ્યું છ કાયના જીવોને ઓળખ્યા, તેમજ પાપના અઢાર સ્થાનક પણ જાણ્યા.

શુદ્ધ દેવ. ગુરૂ અને ધર્મનું સ્વરૂપ આગળ કહેવાઇ ગયું છે. એ સમજીને વિશેષ આદર બહુમાન કરવું. છ કાયના જીવોની સમજાવટ પહેલા આવી છે. એની હિંસાથી બચવા પ્રયત્ન શીલ થવું. અઢાર પાપસ્થાનકના નામ આવી ગયા છે. તે ટાળવાં તૈયાર રહેવું.

**ગુણ સત્તાવીશ સાધુના, શ્રાવકના એકવીશ;**
**તે સઘળા મેં ઓળખ્યા, આણવા ખપ કરૂં નિશદિશ**
**ઢા૦ ૮–૧૦૨**

સાધુના સત્તાવીશ ગુણ અને શ્રાવકના એકવીશ ગુણ મે ઓળખ્યા છે, અને મારામાં તે ગુણો લાવવા રાત દિવસ પ્રયત્ન કરૂં છુ

સાધુના સત્તાવીશ ગુણો આ પ્રમાણે

૧ પ્રાણાતિપાત વિરમણ ૨ મૃષાવાદ વિરમણ ૩. અદત્તાદાન વિરમણ ૪ મૈથુન વિરમણ ૫. પરિગ્રહ વિરમણ ૬ રાત્રિભોજન વિરમણ, એ છ વ્રત ૭ થી ૧૨ છ કાયની રક્ષા ૧૩ થી ૧૭ પાચ ઇંદ્રિયનો નિગ્રહ, ૧૮ લોભનિગ્રહ ૧૯ ક્ષમા ૨૦ શુભભાવના ૨૧. પ્રતિલેખનાદિ ક્રિયાની શુદ્ધિ ૨૨ સંયમના યોગોની સાધના. ૨૩ .મનોગુપ્તિ ૨૪ વચનગુપ્તિ ૨૫ કાયગુપ્તિ ૨૬. પરિસહ સહન કરવા ૨૭ ઉપસર્ગો સહન કરવા.

સાધુના આ સત્તાવીશ ગુણો બીજી રીતે પણ કહ્યા છે એનું વિશેષ વર્ણન બીજેથી જાણી લેવુ

શ્રાવકના એકવીશ ગુણ

૧ અક્ષુદ્ર ૨ રૂપવાન ૩ સૌમ્ય પ્રકૃતિ ૪ જનપ્રિય ૫ અક્રૂર ૬ લોકાપવાદ ભીરૂ ૭ અશઠ, ૮ દાક્ષિણ્ય. ૯ લજ્જાળુ ૧૦ દયાળુ ૧૧ સૌમ્યદ્દષ્ટિ મધ્યસ્થ ૧૨ ગુણાનુરાગી ૧૩ સત્કથા કરનાર ૧૪ સુપક્ષ, ૧૫ દીર્ઘદર્શી ૧૬ વિશેષજ્ઞ ૧૭ વૃદ્ધાનુગત ૧૮ વિનયવંત ૧૯ કૃતજ્ઞ ૨૦ પરહિતકારી ૨૧ લબ્ધલક્ષ્ય

આ ગુણો કેળવવાથી ધર્મ દીપે અને પામવામાં સરળતા થાય.

**સામાચારી સંગ્રહી, સિદ્ધાંતને અનુસાર તપગચ્છની કિરિયા કરૂં, હું તો માનું રે પંચાગી વિચાર ઠા૦ ૯—૧૦૩**

સિદ્ધાંતને અનુસારે સામાચારી પાહું છું, તપગચ્છની ક્રિયા કરૂં છું અને પંચાંગીના વિચારને માનું છું.

પીસ્તાલીશ આગમ અને પંચાંગી એજ આ કાળમાં માર્ગ પામવાનો અને સ્થિર રહેવાનો અનુપમ ઉપાય છે,

પીસ્તાલીશ આગમના નામ.

૧૧ અંગ. ૧૨ ઉપાંગ. ૧૦ પયન્ના. ૬ છેદ ૪ મૂલસૂત્ર.

૧ નંદી સૂત્ર. ૧ અનુયોગદ્વાર. આ બે ચૂલિકા સૂત્ર છે.

અગીઆર અંગ.

૧ આચારાંગ. ૨ સૂયગડાંગ. ૩ ઠાણાંગ. ૪ સમવાયાંગ. ૫ વિઆહપન્નતી-ભગવતીસૂત્ર. ૬ જ્ઞાતાધર્મ—કથા. ૭ ઉપાસક. દશાંગ. ૮ અંતગડદશા. ૯ અનુત્તરોવવાઇ દશા. ૧૦ પ્રશ્નોવ્યાકરણ. ૧૧ વિપાક સૂત્ર.

બારમું દ્રષ્ટિવાદનામનું અંગ હતું જેમાં ચૌદપૂર્વો મહામંત્ર અને વિદ્યાથી ભરેલા હતા, તે હાલમાં વિચ્છેદ

પામ્યુ છે અગીયાર અ ગમા પણ બધા પૂરા અત્યારે નથી એના અમુક ભાગે વિચ્છેદ કહ્યા છે.

બાર અપાગ

૧ ઉવવાઇ ૨. રાયપસેણી ૩ જીવાભિગમ. ૪ પન્નવણા. ૫ જ બુદ્વીપ પન્નતી. ૬ સૂરપન્નતી ૭ ચ દ્રપન્નતી ૮ નિર યાવલી, ૯ કપ્પડ સગ ૧૦ પુપ્ફિયા. ૧૧ પુપ્ફચુલિયા ૧૨ વહ્દિશા

દશપયન્ના

૧. ચઉસરણ, ૨ આઉર પચ્ચકખાણ ૨ ભત્તપરિના ૪ સ થારય ૫ ત દુલ વિયાલીય ૬ ચ દાવિજય ૭ દેવે દથુઈ ૮ મરણ સમાધિ ૯ મહાપચ્ચકખાણ ૧૦ ગણિવિજ્જા

૧ નિશીથ ૨ મહાનિશીથ. ૩ બૃહત્કલ્પ ૪ વ્યવહાર. ૫ જીતકલ્પ ૬ દશાશ્રુતસ્ક ધ જીતકલ્પને બદલે કોઇ ૫ ચકલ્પ પણ કહે છે

૭ છેદ સૂત્ર,

૧ દશવૈકાલિક. ૨ ઉત્તરાધ્યયન ૩ ઓઘનિર્યુક્તિ ૪. આવશ્યક

૪૪ ન દીસૂત્ર. ૪૫ અનુયોગદ્વારસૂત્ર એ પીસ્તાલીશ આગમ છે એના ૧ સૂત્ર ૨ નિર્યુકિત ૩ ભાષ્ય. ૪ ચૂર્ણી

૫ ટીકા. એ પાંચ અંગ કહેવાય. એ પંચાગી અને એના અર્થને ફુંકાણમાં અગર વિશેષથી સમજાવવા માટે પૂર્વાચાર્યોએ રચેલા પ્રકરણ ગ્રંથો તથા કથાગ્રંથો એ જૈનશાસનને ટકાવનાર છે. એનાથી ઉંચું સાહિત્ય જગતભરમાં નથી. એના ઉપર શ્રદ્ધા, બહુમાન વધે તેમ વિશેષ કલ્યાણ પામી શકાય.

**એણે આરે ભરતમાં, વર નહિ કેવળનાણ;**
**પૂર્વાચાર્ય વયણડાં, તે તો માનું રે હું અમીય**
**સમાન. ઢા૦ ૧૦—૧૦૪.**

હે પ્રભુ! આ કાળમાં ભરતક્ષેત્રમાં કોઇને કેવલજ્ઞાન નથી. પૂર્વાચાર્યોના વચનો હું અમૃત સમાન માનું છું.

પૂર્વમહર્ષિઓના વચનોજ અત્યારે આધાર રૂપે છે. શાસનને જીવન અર્પણ કરી, આરાધનામાંજ સર્વ સમયને વીતાવનારા મહાપુરૂષોના વચનો મિથ્યાત્વનું ઝેર ઉતારી શકે છે. માટે તે અમૃત સરખા છે.

**એણીપરે ઇહભવે પરભવે, જિનજી વિરાધી આણ;**
**તે સવિ મિચ્છામિદુક્કડં, સાંસહજોરે અપરાધ**
**સુજાણ. ૧૧—૧૦૫**

હે જિનજી! એ રીતે આ ભવ પરભવમાં જે કાંઇ આજ્ઞાની વિરાધના કરી હોય, તે બધા માટે મિચ્છાવિદુક્કડં દઉં છું હે સુજ્ઞાનિ! મારા અપરાધોની ક્ષમા આપો.

**મિથ્યાત્વ સઘળુ પરિહરૂ, હુ ધરૂ સમકિત આણ; તપજપ કિરિયા આદરૂ, તારે લેખેરે મારે તેહ પ્રમાણ. ઠા૦ ૧૨—૧૦૬**

હે પ્રભુ! સઘળા મિથ્યાત્વને ત્યજીને હુ સમ્યક્ત્વનું ધ્યાન ધરૂ છુ યથાશકિત, તપ, જપ, ક્રિયા વગેરે કરૂં છુ પરતુ આપની આજ્ઞાની સાક્ષિ હોય તોજ મારી તે બધી આરાધના પ્રમાણે છે આપની આજ્ઞા વિનાની મારી કોઈ પણ પ્રવૃતિ ફળદાયક થાય નહિ

**હિત ન કર્યો, કેહનો કદા, ન કર્યો તે દીન ઉદ્ધાર; દાન પુણ્ય જેણે નવિ કર્યા, વન માલતીરે જેમ તસ અવતાર. ઠા૦ ૧૩—૧૦૭**

હે દેવ! જેણે કોઈનુ હિત કર્યું નથી, દીનનો ઉદ્ધાર નથી કર્યો, દાન, પુન્ય, વગેરે સુકૃત્ય નથી કર્યા તેમનો અવતાર વનમા ઉત્પન્ન થયેલ માલતીના ફુલ સમાન છે

**ધન કણ કંચન કામિની, વળી રાજઋદ્ધિ અનેક; હુ નવિ ઇચ્છુ રાજીયા! તુઠયા આપો રે અવિચલ પદ એક. ઠા. ૧૪—૧૦૮**

હે જગતના રાજા! હુ પૈસા, ધાન્ય, સોનુ, સ્ત્રીઓ, ગજલક્ષ્મી વગેરે કાંઈ માગતો નથી પણ એકજ વસ્તુ અવિચલ પદની માગણી કરૂં છુ મારા ઉપર તુષ્ઠમાન

થઇને એ શાશ્વત સ્થાન આપો. મારી હંમેશના માટે આ એકજ યાચના છે.

પ્રભુના આલંબને આત્માને પરંપરાએ પણ મુકિત મળે, માટે પ્રભુ મુકિતના આપનારા કહેવાય. એમની સેવા કરનાર એમની પાસે હંમેશા સંસારથી છુટવાનીજ માગણી કરે, એ સર્વથી શ્રેષ્ઠ માગણી છે.

